ॐ

અધ્યાત્મજ્ઞાન પ્રસારક મંડળમાં પેટ્રન અથવા લાઇફ મેમ્બર થઈ પ્રગટ થતા ગ્રન્થોનો લાભ મેળવો.

અને તે માટે

પત્રવ્યવહાર નીચેના શીરનામે કરો—

## શ્રીઅધ્યાત્મજ્ઞાનપ્રસારકમંડળ.

હેડ ઓફીસ—શ્રી મુંબઈ ઠેં૦ ત્રાંબાકાંટા

બ્રાન્ચ ઓફીસ—શ્રી પાદરા (ગુજરાત.)

ભાવનગર—આનંદ પ્રીન્ટીંગ પ્રેસમાં શા. ગુલાબચંદ
લલ્લુભાઈએ છાપ્યું.

# નિવેદન.

---

જન્મભૂમિ તરફ માન ઉત્પન્ન કરાવનાર, સ્વફરજની જાગૃતી કરાવનાર, પ્રાચીન જાહોજલાલી અને હાલની પડતી દશાની સરખામણી કરવાનું સાધન આપનાર, દેશના જુદા જુદા ધર્મો અને સ્વધર્મનું ભાન કરાવનાર, સ્વદેશ અને સ્વગામની ઉન્નતિમાં ભાગ અર્પવાને પ્રેરણા કરનાર, ઐતિહાસિક પૂરાવા માટે તામ્રપત્રો અને શીલાલેખો કેટલા ઉપયોગી થઇ પડે છે તે બતાવી આપનાર, જૈનોની મંદિર સમૃદ્ધિ અને જ્ઞાનસમૃદ્ધિ તરફ અગાધરૂચિની સાક્ષી આપનાર આ ગ્રન્થ શ્રીમદ્ બુદ્ધિસાગરજીસૂરિ ગ્રન્થમાળાના ગ્રંથાંક ૧૦૨ મા રૂપે બહાર પાડતાં આ મંડળને હર્ષ ઉત્પન્ન થાય છે.

પ્રથમાવૃત્તિની પ્રસ્તાવના અને આ આવૃત્તિના વક્તવ્ય તરફ ધ્યાન આપી પ્રાચીન અને અર્વાચીન સ્થીતિની તુલના કરી ઉન્નતિક્રમમાં આગળ વધવા માટે પ્રાસંગિક વિવેચનો અને સૂચનાઓ કરી છે તે ઉપર ધ્યાન આપવા વિનંતિ છે.

પ્રથમાવૃત્તિ-બુ૦સા૦ગ્રન્થમાળાના ૩૬મા ગ્રન્થ તરીકે **વીજાપુર (વિદ્યાપુર) વૃત્તાંત** એ નામે લઘુરૂપે-બહાર પડી હતી જ્યારે આ ગ્રન્થનો વિસ્તાર મોટો થવા સાથે વિશેષ હકીકતોનો સમાવેશ થતાં તેને **ભારત ગુજરાત વિજાપુર ( વિદ્યાપુર ) બૃહદ્ વૃત્તાંત** એ નામ આપવામાં આવ્યું છે.

ગુરૂશ્રીએ પ્રથમાવૃત્તિની પ્રસ્તાવનામાં આ ગ્રંથલેખનનું નિમિત્ત-વિજયદેવ પરમારનો લેખ-ધાંટુ સંઘપુરના દેરાસરવાળો લેખ છે એમ જણાવ્યું છે. તે લેખો ઉપરાંત અન્ય લેખો અને ગ્રન્થો વિજાપુરના ઇતિહાસને પ્રકાશિત કરી રહ્યા છે તેમ આ ગ્રન્થ પૂરો વાંચવાથી ખાત્રી થશે.

હાલનું વિજાપુર તેજ સ્થાને ત્રીજીવાર વસ્યાનું ઐતિહાસિક રીતે સાબીત થાય છે. ચાવડા રત્નાદિત્યના સમયનો કુંડ જે હાલ હયાત છે ને તેમાં જે લેખ છે તેથી સં૦ ૮૦૨ પૂર્વે વિજાપુર ઉપર ચાવડા રાજાઓના સત્તા હતી અને તે ઉપરથી તે પૂર્વેનું વિજાપુર હોવું જોઇએ તેમ સમજી શકાય છે.

સુધર્મગચ્છ પટ્ટાવલીથી વિ૦ સં૦ ૯૨૭માં વિજાપુર વસ્યું અને સંઘપુરના શિલાલેખથી વિ૦ સં૦ ૧૨૫૬ માં ફરી વસ્યાનું સમજી શકાય છે.

ધાંટુગામ સં૦ ૧૮૦૦ ના સૈકામાં હયાત હોવું જોઇએ અને વિજાપુર ઉપર થયેલા મુસલમાન આક્રમણ સમયે વિજાપુરના ઇતિહાસને પ્રકાશિત કરનાર શિલાલેખનાં ૪ પાટીયાં વિજાપુરના પ્રાચીન દેરાસરમાંથી બચાવી લેવામાં

આવ્યાં હોય અને તેમાંના બે થાંડુ અને પશ્ચાત્ સંઘપુરમાં રક્ષણ પામ્યાં હોય તેમ જણાય છે. તેમાં પ્રથમનું પાટીઉં શ્લોક ૧ થી ૬૫ સુધીનું તથા ચોથું અથવા છેલ્લું પાટીઉં શ્લોક ૧૧૫ પછીનું મળ્યું નથી. તે જો મલ્યું હોત તો વિજાપુરના ઇતિહાસને સંપૂર્ણ અજવાળું પાડત.

રા. રા. વકીલ મોહનલાલ દલીચંદ દેશાઇ તરફથી આ નિવેદન લખવા સમયે ખબર મળી છે કે લીંબડીના ભંડારમાં વિજાપુર સંબંધી લખાણવાળો ગ્રન્થ છે. જો તેવો કોઈ ગ્રન્થ ત્યાં હશે તો ત્રીજી આવૃત્તિ સમયે તે મેળવી વધુ પ્રકાશ પાડી શકાશે.

આ વૃત્તાંત જે સ્થળનું છે ત્યાંના એક ધર્મિષ્ટ પરોપકારી અને સ્વબળે આગળ વધી પોતાની શક્તિનો સર્વ પ્રકારે પોતાના હસ્તે સદુપયોગ કરનાર ગ્રહસ્થ તે સદ્‌ગત શેઠ મગનલાલ કંકુચંદનું જીવનવૃત્તાંત પ્રથમાવૃત્તિમાં આળેખાયું છે; તે જ થોડી પુરવણી સાથે આ આવૃત્તિમાં રાખવામાં આવ્યું છે અને તે પ્રાસંગીક જ છે.

પ્રથમાવૃત્તિમાં તેઓશ્રી તરફથી દ્રવ્યસહાય મળી હતી; તેમજ આ આવૃત્તિમાં તેઓશ્રીના ઉપકારથી ઉપકૃત થયેલ આ મંડળના એક સભ્ય તરફથી રૂ. ૫૦૦)ની આર્થીક સહાય મળી છે આ ભાઇના ઇચ્છા મુજબ આ ગ્રંથ સદ્‌ગત શેઠના સ્મરણાર્થે પ્રગટ થાય છે. અને ગુરૂશ્રીની પણ તથાપ્રકારની જ આજ્ઞા હતી.

આ ગ્રન્થ શ્રીમંત સરકાર સયાજીરાવ ગાયકવાડની સુવર્ણ જ્યુબીલી પ્રસંગે જ બહાર પડતો હોવા સાથે આ વૃત્તાંતવાળા સ્થળના તેઓ અધિપતી-રાજવી હોવાથી તેઓશ્રીના સુંદર છબી આ ગ્રન્થમાં આપવી યોગ્ય ધારી છે, તેમજ શ્રીમદ્ ગુરૂવર્યની દીવ્ય મૂર્તિ, આ વૃત્તાંતવાળા સ્થળે તેઓશ્રીના સમાધિસ્થાને સમાધિમંદીરમાં પ્રતિષ્ઠીત થવાના દિવસેજ બહાર પડતી હોઇ તેઓશ્રીની પણ આબેહુબ છબી આ ગ્રન્થમાં આપવી યોગ્ય જણાઇ છે. વિજાપુર તાલુકાનો નકશો પણ આ ગ્રન્થમાં પ્રગટ કર્યો છે તે પણ યોગ્ય જ ગણાશે.

વિદ્યાપુરમાં-ગુજરાતમાં વિદ્યાના પારંગત એવા ગુરૂશ્રી જેવા વિદ્વાનો વિદ્યાના પૂરની માફક અનેક થાઓ તથા સર્વત્ર ઉચ્ચ વર્તનવાળા, માનનીય, દાની, ધર્મિષ્ટ પુરૂષો વધે અને સ્વગ્રામ-સ્વભૂમિની ખ્યાતિ વિસ્તારે એવી ભાવનાપૂર્વક વિરમીએ છીએ.

બુદ્ધિ સં૰ ૧ <br> વિક્રમ સં૰ ૧૯૯૨ } સી૰ <br> श्री अध्यात्म ज्ञान प्रसारक मंडळ.

# संतवाणी—गुरुस्मरण.

જેના ગુણોની ગણના જનથી ન થાયે,
ના શેષનાગ જીભથી ગણતાં ગણાયે,
જોડી બે હસ્ત શુભ આશિષ નિત્ય યાચું,
શ્રી બુદ્ધિસાગર સૂરિ શરણું જ સાચું.

૧—કોણ જાણતું હતું કે—આ ગ્રન્થની પ્રથમાવૃત્તિના દ્રવ્યસહાયક શેઠ મગનલાલનો દેહ તે આવૃત્તિ પ્રગટ થયાબાદ માત્ર બે માસમાં જ આ દુનિયા છોડી જશે !

૨—કોણ જાણતું હતું કે—આ ગ્રન્થની દ્વિતીયાવૃત્તિ પ્રથમ કરતાં મોટા પ્રમાણમાં-વધુ અજવાળું પાડે તેવા સ્વરૂપમાં આટલા ટુંકા સમયમાં બહાર પડશે.

૩—કોણ જાણતું હતું કે—ગુરૂશ્રીની સતત તાકીદ છતાં તેઓશ્રીના દેહવિલય પૂર્વે બધું મેટર છપાઈ ગયા છતાં માત્ર પ્રસ્તાવનાદિ માટે મ્હારા પ્રમાદવશે આ ગ્રન્થ વાચકોની સમક્ષ ગુરૂશ્રીની હયાતીમાં રજુ નહી થાય !

૪ કોણ જાણતું હતું કે—આ ગ્રન્થના લેખક મહાત્માશ્રીનું આપણી વચ્ચેથી અતિ વેગે ઉચ્ચ ગતિ તરફ પ્રયાણ થશે ? અને તે પણ સં. ૧૯૮૧ ના જેઠ વદ ૩ ની પ્રભાતેજ.

૫ કોણ જાણતું હતું કે—વેગે મુસાફરી પુરી થનાર દેહની ચેતવણી છતાં સેવક તેઓશ્રીથી અંત સમયેજ વધુ દૂર હશે !

૬ કોણ જાણતું હતું કે—મ્હારા ઉપકારી સદ્ગત ગુરૂશ્રીના શુભ દ્રવ્યવડે સેવાયેલી ભૂમિમાં વિજાપુરની ક્ષોણિમાં વધારો કરનાર અનેક શુભ કાર્યો થશે !

૭ કોણ જાણતું હતું કે—સદ્ગત ગુરૂશ્રીનો નિર્વાણ મહોત્સવ અપૂર્વ રૂપમાં જે સ્થળે થયો તે સ્થળે થવાનો હતો !

**આ અને બીજું ઘણું**—સં. ૧૯૫૨ થી મ્હારા આપ્તસ્નેહી અને સન્મિત્ર રૂપે અને સં. ૧૯૫૭ થી સાચા મિત્ર અને સદ્ગુરૂ રૂપે નિર્મળ જ્ઞાન અને સત્સંગનો અપૂર્વ અનુભવ ચખાડનાર તથા 'આધ્યાત્મિક ગુરૂશિક્ષણ કાવ્ય' ની અમુક શીટો તરફ માત્ર ઇશારો કરી મ્હારામાં જાગૃતિ લાવનાર

મહારાજ તે યોગીશ્વર ગુરૂશ્રી જાણતા હતા. અને તેમજ થયું તે જગતે જોયું, અને પણ પ્રભુ શ્રી મહાવીર અને ગૌતમના વિરહની કંઈ ઝાંખી થઈ. ગુરૂશ્રીના અનેક પ્રાસંગીક વચનોની સત્યતા તેઓના સંબંધમાં આવનારાઓને વખતો વખત અનુભવાતી હતી અને વખત જશે તેમ વધુ અનુભવાશે.

## સંતવાણી.

તેઓશ્રીની પ્રેમભાવે અપૂર્વ સેવા–વૈયાવચ્ચ કરનાર શાન્તમૂર્તિ શ્રી વૃદ્ધિસાગરજીને અંત સમયે ગુરૂશ્રીએ બોધ આપતાં આપતાં સં. ૧૯૮૧ ના ચૈત્ર સુદ ૫ ની રાત્રે કહ્યું કે " આત્મ સ્વરૂપ ચૂકીશ નહીં " " ફીકર ન કર, જા તારી પાછળ આવું છું–તૈયારી છે. " ઇત્યાદિ બોલાયેલ સમસ્યાસૂચક વચનો તે સંત પુરૂષે સાચાં કરી બતાવ્યાં અને તે માત્ર અઢી માસની અંદરજ.

જે સ્થળે મુનિ શ્રી વૃદ્ધિસાગરજીનો અગ્નિસંસ્કાર થયો તે જ સ્થાનમાં આચાર્યશ્રીના દેહનો અગ્નિસંસ્કાર થયો.–એકજ સ્થાને બન્ને પુદ્ગલોની રાખ થઈ અને ત્યાં ગુરૂશ્રીનું સમાધી મંદીર થયું અને ભાવીએ નિર્માણ કર્યું હોય તેમ ગુરૂ શિષ્યના પ્રેમનું દશ્ય મૂર્તિ રૂપે–સાક્ષાત ખડું થયું.

સંતોની સત્યતા જણાવતું–ગુરૂ શિષ્યનું સ્મારક દશ્ય વિજાપુરમાં જયવંતુ વર્તો. ૐ શાન્તિઃ ૩

ગુણદષ્ટિવડે ગુણાનુરાગ પ્રગટે તથા પ્રભુ મહાવીરના શાસનની નિસ્પૃહ ભાવે વિશેષ સેવા થાય અને શુભાશુભ કર્મની નિર્જરા જલ્દી થાઓ એવું ઇચ્છતો અને ભાવપૂર્વક વંદન કરતો

શ્રી મુંબાઈ ચંપાગલી.
સં. ૧૯૮૨ માહ શુદ ૩
( ગુરૂ વિરહની પંચમી
વાર્ષિક તીથી )

લલ્લુ કરમચંદ.



श्री १०८ महाग्रंथ प्रणेता योगनिष्ठ शास्त्रविशारद् जैनाचार्य

## श्रीमद् बुद्धिसागर सूरिश्वरजी.



जन्म सं. १९३० महा वदी १४ ( विजापुर ).

दीक्षा सं. १९५७ ( पालनपुर ).

देहोत्सर्ग सं. १९८१ ज्येष्ठ वदी ३ ( विजापुर ).

आचार्य पदवी सं. १९७० ( पेथापुर ).

[illegible] સુધર્મ ગચ્છ પટ્ટાવલિ તથા અન્ય પટ્ટાવ-
[illegible] પરમારનો લેખ શાસ્ત્રીયુત છે એમ ગુરૂશ્રીએ જણાવ્યું છે.
[illegible] છે. પહેલું અને છેલ્લું પાટીઉં મલ્યું નથી. તે જો મલ્યું
[illegible] અને તે સંબંધી ઐતિહાસિક વિષયમાં વધુ અજવાળું પડત.
[illegible] અને બે હાથ લાંબા પાટીઆં ( શિલાલેખ ) ઘણીજ થોડી જગે
[illegible] આમાં [illegible] મા શ્લોકની માત્ર એકજ છેલ્લી લીટીથી શરૂઆત છે
[illegible] મા શ્લોકની બે લીટીથી તે બાકી રહે છે. આ ઉપરથી સાબીત થાય
[illegible] ચાર અથવા પાંચ પાટીઆમાં તે લેખ હોવો જોઇએ. મજકુર શ્લોકો-
માં ૮૯ થી ૯૦ શ્લોકના ભાવાર્થ ઉપરથી જણાય છે કે–વાહડદેવે પોતાના
પિતા વિજલદેવનો યશ ફેલાવવા વિજાપુરનો ઉદ્ધાર કર્યો અથવા વસાવ્યું; પણ
આ શ્લોકમાં યશોધવળ, અંબડ, જેહડ, સોમદેવ, દેવધર, દેહડ વિગેરે શ્રાવકોનાં
નામ આવે છે તે કોણ અને ક્યારે થયા ? તથા તેમનાં શું કાર્યો હશે તે હકીકત
જાણવાને અન્ય ગ્રંથો જોવાની જરૂર જણાય છે.

ગામની શોભા, મંદિરોની ભવ્યતા, મંત્રીઓની ન્યાયપરાયણતા, ધનવંતોનો પાત્રાપાત્રની પરિક્ષા કરી ધનનો વ્યય કરવાનો વિવેક અને બીજાનો ઉદ્ધાર કરવાની ઉત્સુકતા, ગૃહસ્થોનાં ઘરો, બજારો, કેવાં હતાં અને પ્રતિદિન મહોત્સવોવડે નગર કેવું શોભતું હતું તે જણાવી શ્રાવકો કેવા હોય અને તે સમયે કેવા હતા તે હકીકત માટે નીચેના ભાવાર્થવાળા શ્લોકો કોઇપણ શ્રાવકે ભૂલવા જેવા નથી.

" જે નગરમાં શ્રાવકોનો સમુદાય સ્ફુરાયમાન વિધિપથમાં પ્રસ્થાન કરે છે અને રાત્રિ દિવસ સઘળા પદાર્થોને વિનશ્વર જાણે છે, તથા પારરહિત સંસાર સાગરને તરી જવા ઇચ્છા ધરાવનારો હોઇ તીર્થંકર–પરમાત્માના ધર્મરૂપ વહાણનો આશ્રિતબની નિત્યાનંદ સ્વરૂપવાળી મુક્તિરૂપી વનિતાને પ્રાપ્ત કરવા સદા ઉદ્યમ કરે છે " ( ૮૮ )

" જેને હમેશાં ચારિત્ર લેવાની ઇચ્છા છે તથા જે વિષવૃક્ષની પેઠે કડવા ફળવાળા સંસારનો ત્યાગ કરવા ઇચ્છે છે તથા મુક્તિરૂપી સ્ત્રીના હૃદય ઉપર રમવાના ઇચ્છા ધરાવે છે અને સમ્યગ્ પ્રકારે ધારેલી દેશ વિરતિ જેના હાથમાં અનેક પ્રકારની આનંદશ્રેણીને આપે છે " ( ૯૧ ) ( જુઓ પૃષ્ટ ૯ )

તે પછી ગુરૂશ્રીએ—સાભ્રમતી નદી સંબંધી, બ્રહ્માવર્ત્ત અને આવર્ત તથા વિદેશી હૂણ અને ગુર્જરો સંબંધી તથા ગુજરાતની પ્રથમ ગણના સૌરાષ્ટ્રમાં

થતી હતી અને હાલના ગુજરાતની હદ કેટલી છે તે જણાવી, વિજાપુરનું સ્થાન અને ત્યાંના કયા કયા પુરૂષો પોતાને આલંબન આપનાર થઇ ગયા તે જણાવ્યું છે,

ગુરૂશ્રીએ ગ્રન્થની શરૂઆત કરતાં પૃષ્ટ ૨ થી ૭ સુધી વિજાપુર ક્યાં છે, તેના ઉપર કયા કયા રાજાઓની સત્તા હતી, હાલ કોની સત્તા છે, મરાઠા રાજ્યની સત્તામાં ક્યારે આવ્યું, કેટલી વખત ભાંગ્યું અને પુનઃ સ્થાપિત થયું, હાલ કઈ સ્થિતિમાં છે. જૈન અને જૈનેતર દેવાલયો, મસ્જીદો, સ્કૂલો, પાઠશાળાઓ, ધર્મશાળાઓ, ઉપાશ્રયો, કોર્ટો, દવાખાનું, બોર્ડીંગ જ્ઞાનમંદિર વિગેરે સ્થાનો છે તે સંબંધી તથા વિજાપુરમાં કવિઓ, પંડિતો, શૂરાઓ પ્રગટે છે તથા તેની આબો હવા આરોગ્ય માટે અને ગુરૂકુળ માટે અનુકૂળ છે તે જણાવી અન્ય વિદ્વાનો અને ગ્રન્થો વિજાપુરના ઇતિહાસ માટે શું કહે છે તે જણાવ્યું છે.

પૃષ્ટ ૮ થી ૩૨ વિજાપુરની આસપાસના ગામોની જાણવાજોગ હકીકત આપી છે ને તેમાં પુરાણા અને જાણવા યોગ્ય શહેરો અને ગામોની પ્રાચીન તથા અર્વાચીન હકીકત જણાવી છે.

ધાંટુ, પ્રાંતિજ, લોદરા, વરસોડા, માણસા, ખડાયત, ( ખડાયતન અથવા ત્રંબાવતી ) મહુડી, સંઘપુર, પેથાપુર, સીઓદરા, આજોલ, દેલવાડા, વેડા, પીલવાઇ, રીદરોલ, કુકરવાડા, ચરાડા, ગવાડા, કોલવડા, ગેરીતા, સમૌ, પામોલ, મેઉ, ડાભલા, વસાઇ, ગોઝારીયા, લાંઘણજ, બીલોદરા, લાડોલ, ( લાટા પલ્લિ ), વીસનગર, મહેસાણા, વડનગર, ખેરાલુ, તારંગા, ઇડર, વાધપુર, આગલોડ, મગરવાડીયા, સોજા વગેરે ગામો સંબંધી બાદશાહી વખતમાં થયેલા ફેરફારો અને જાણવા યોગ્ય હકીકત તથા મણીભદ્ર તીર્થનો ઇતિહાસ આપ્યો છે તથા પ્રાંતિજ, મહુડીના દેરાસર વગેરેના લેખો પ્રગટ કર્યા છે.

પૃષ્ટ ૩૩ થી ૪૦ વિજાપુરની થોડાં વર્ષો પૂર્વેની વ્યવહારિક સ્થિતિ અને હાલની સ્થિતિ, બનેલા બનાવો, જૈનોને લગતી જાણવાજોગ હકીકતો અને પ્રાસંગિક વિવેચન છે.

પૃષ્ટ ૪૧ થી ૭૦ સુધી વિજાપુરના હાલના જૈન મંદિરો અને તેને લગતા લેખો અને વિગત લખાઇ છે.

પૃષ્ટ ૭૦ થી ૧૦૫ સુધી જૈન સંસ્થાઓની હકીકત–ઇતિહાસ વિગેરે છે. જેમાં અણસુર અને દેવસુર ગચ્છ સંબંધી–વજેસીંગ સંબંધી, વડી પોશાળ

અને સહુડી પોશાળ સંબંધી વિજાપુરને લગતો ઐતિહાસિક પ્રકાશ પાડ્યો છે. આમાં ધર્મઘોષસૂરિ અને પ્રખ્યાત થઇ ગયેલ પેથડશાહ શ્રાવકનો વિજાપુર સાથેનો સંબંધ બતાવ્યો છે. તે વિજાપુરની કીર્ત્તિમાં વધારો કરનાર જણાય છે. તે પછી વિજાપુરમાં થયેલા કવિઓ-વિદ્વાનો વગેરે સંબંધી જાણવા યોગ્ય હકીકતો જણાવી જ્ઞાનમંદિર-મગનભાઇની વાડી વગેરેના લેખો પ્રગટ કર્યા છે.

પૃષ્ટ ૧૦૬ થી ૧૨૩ વિજાપુર મધ્યેના જૈનેતર મંદિરો, સાર્વજનિક સંસ્થાઓ, તેઓના સ્થાપકો, રક્ષકો અને તેને સંબંધકર્તા ગૃહસ્થો, કવિઓ અને વિદ્વાનોની જાણવા યોગ્ય હકીકતો પ્રગટ કરી છે.

પૃષ્ટ ૧૨૪ થી ૧૩૨ જુનાં નવા વિજાપુરની મિશ્રતા અને પ્રાચીનતાના ઐતિહાસિક લેખોના ઉતારા આપ્યા છે.

પૃષ્ટ ૧૩૩ થી ૧૫૦ વિજાપુરમાં થયેલા પ્રાચીન આચાર્યો અને વિજાપુરમાં રચાયેલા ગ્રન્થો સંબંધી તથા પ્રાચિન મહાવીરસ્વામી વગેરેનાં દેરાસરો જે હાલ હયાત નથી. તે સંબંધી વિશેષ હકીકત જણાવનારી પ્રશસ્તિ આપી છે અને પૃષ્ટ ૧૫૧ થી ૧૫૪ સુધી સાગરશાખાની પટ્ટાવલી આપી છે.

પૃષ્ટ ૧૫૫ થી ૧૬૪ મુસલમાન પ્રકરણ છે. જેમાં તેઓ સંબંધી જાણવા યોગ્ય હકીકત સાથે તેઓની મસ્જીદો, કબ્રો અને તેઓની પોતાના ધર્મ સંબંધી માન્યતા વિષે વિવેચન છે.

પૃષ્ટ ૧૬૪ થી ૧૭૧ વૈદિક-પૌરાણિક હિંદુઓ અને તેનો ધર્મ તથા સિદ્ધાંત-માન્યતા અને તેઓમાંના વિદ્વાનો-શ્રીમાનો સંબંધી હકીકત અને વિવેચન છે.

પૃષ્ટ ૧૭૨ થી ૧૭૪ માં જૈનો અને જૈન જ્ઞાતિઓ, જૈનધર્મ, ક્ષત્રીય વંશ અને તેની શૂરવીરતા સંબંધી ટુંકમાં ઇશારો કર્યો છે.

પૃષ્ટ ૧૭૫ થી ૨૧૨ 'જૈનધર્મ-વિશ્વધર્મ' ના મથાળા નીચે ૩૮ પૃષ્ટનો સ્યાદ્વાદઃધર્મની ખુબી-અર્થાત મહત્વતા દર્શાવનારો એક મોટો મુદ્દાસરનો લેખ લખાયો છે. આમાં જૈન ધર્મ-જૈન ધર્મનાં તત્ત્વો, માન્યતા, જૈનવ્રતો, તીર્થંકરો, કેવલીઓ, સાધુઓ, આચાર્યો, પન્યાસો, સાધ્વીઓ, શ્રાવકો, શ્રાવિકાઓ, કાળ, આરા, આયુપ, તીર્થંકર મહાવીર પ્રભુ ઇત્યાદિનો બોધ, સિદ્ધાન્ત, કર્મનું સ્વરૂપ, સપ્તનયો, ષડ્દ્રવ્ય, નવતત્ત્વો, અષ્ટકર્મો, દ્વાદશાંગી, અગીયાર અંગ, બાર ઉપાંગ, ચૌદ પૂર્વ અને આગમો સંબંધી એવું તો સરસ રીતે દિગ્દર્શન

કર્યું છે કે જૈન અને જૈનેતરોને જૈન ધર્મ સંબંધી ઘણાં પુસ્તકો મળવાના અભાવે રહી જતી અજ્ઞાનતા આ વિવેચન વાંચવાથી દૂર થશે.

ધર્મ તથા જુદા જુદા મતો, શ્વેતાંબર-દિગંબર જૈનોની માન્યતા, મતભેદ, જૈનોની વસ્તી, સ્થિતિ, જૈન સંખ્યા કેમ ઘટી, કેમ વધે, જૈનશાસ્ત્રકારોની હૃદય વિશાળતા, ન્યાય પરાયણતા, જૈન મંદિરો વગેરે સંબંધી વિવેચન છે. તથા જૈન ધર્મની—જૈનતત્ત્વોની અપૂર્વતા જૈનેતરોની ઘણી પ્રશંસા સંબંધી ઉલ્લેખ કરી અજ્ઞાન કે અન્યાયપણે કરેલા વિદ્વાનો તરફથી થએલી ટીકાઓના વિવેચક-સાક્ષરની જવાબ આપી તેઓની શંકાઓનું સમાધાન કર્યું છે. તથા બૌદ્ધધર્મ સંબંધી અનુભવયોગ્ય દૃષ્ટાંત સાથે તે ધર્મ અને જૈન ધર્મની ભિન્નતા સમજાવી આપી છે. છેવટે જૈન તીર્થો સંબંધી લખી, જૈનોને જૈન ધર્મના વિશેષ જ્ઞાન માટે, ધર્મક્રિયા અને પોતાની ફરજ બજાવવા માટે યોગ્ય ઉપદેશ આપી—જૈનો એટલે જીતનારા (નહી કે જીતાયેલા) થવા સચોટ ઉપદેશ કર્યો છે.

પૃષ્ટ ૨૧૨ થી ૨૧૬ વિજાપુરમાં વૈદિક હિંદુ સંસ્કૃત પાઠશાળા ખોલવાના પ્રસંગે ગુરુશ્રીએ હાજર રહી ભાષણ કરેલું તે પ્રગટ કર્યું છે. આ ભાષણમાં ગુરુશ્રીના સંસ્કૃત ભાષાના ઉદ્ધાર માટેનો પ્રેમ, હૃદયની વિશાળતા, અને જન્મભૂમિના ઉત્કર્ષની મનોભાવના તરી આવે છે.

પૃષ્ટ ૨૧૭ થી ગાયકવાડ સરકારના હાકેમો, રાજ્યકર્તાઓ, રાજ્યકર્તાઓ, વિજાપુર તાલુકાના ગામો ઔરંગઝેબના સમયનું વિજાપુર, તે વખતના વિજાપુર તાલુકાનાં ગામોનાં નામો આપ્યાં છે અને પ્રાચીન ઇતિહાસની ઝાંખી થાય તે માટે જરૂર પુરતી ગુજરાતના અર્વાચીન ઇતિહાસના મધ્યકાળ વચલા સમયની હકીકત રજુ કરી છે. જેમાં ચાવડા, સોલંકી. વાઘેલ, મોગલ, મરાઠા, પેશ્વા વગેરે રાજ્યની ટુંક માહિતી અને બનાવો આપ્યા છે અને છેવટે ભારત ઐતિહાસિક પ્રશ્નોત્તર આપી મુખ્ય યાદ રાખવા યોગ્ય હિંદુસ્થાન સંબંધી સાલવાર બનેલા બનાવો લખ્યા છે. જેમાં દક્ષિણ દેશના રાજ્યો અને ક્ષત્રપ, ગુપ્ત, મૌર્ય, વલભી, ચૌલુક્ય, રાષ્ટ્રકુટ, અંધ્રક, વગેરે રાજ્યવંશની હકીકતો આપી ગ્રન્થને પુર્ણ કર્યો છે.

સમયે સમયે સ્થાનનું, મનુષ્યોનું અને વસ્તુમાત્રનું પરિવર્તન કેટલું થાય છે તે આ ગ્રંથથી સ્હેજે સમજી શકાય છે. ખુદ આ ગ્રન્થમાં જે પુરુષનું જીવનચરિત્ર આપ્યું છે તેઓનું મળ સ્થાન ક્યાં? જાતિ—વંશ કયો? જૈન ધર્મમાં ક્ષત્રિઓની મુખ્યતા,

અને વર્ત્તમાન સમયની સંકુચિતતા સંબંધી ખ્યાલ કરવા યોગ્ય બાબતો છે. કયાં ભિન્નમાલ અને કયાં વિજાપુર ? કેટલા ફેરફારો ? આ જાણવાનું સાધન શું ? તેની જરૂર છે કે કેમ એ પ્રશ્નો ઉપર વિવેચન કરતાં ઘણાં પૃષ્ઠો ભરાય તેમ:હોવાથી માત્ર એટલુંજ કહેવું ઠીક જણાય છે કે તેવા ફેરફારો અને મૂળ સ્થિતિને જણાવનારી નોંધો, વહિવંચાના નામે ગ્રહસ્થ યતિઓ રાખતા હતા તે પ્રથા લગભગ નાબુદ થવા આવી છે તેના પુનરોદ્ધારની જરૂર છે.

વિજાપુરની પ્રાચીનતા અને પ્રાચીન સમયમાં વિજાપુરમાં બનેલા બનાવો, થઇ ગયેલા આચાર્યો, વિદ્વાનો અને શ્રીમાનોની હકિકત ઉપરાંત ગ્રન્થ ગૌરવમાં નીચલી હકીકતોએ વધારો કર્યો છે.

( ૧ ) ગ્રન્થકર્ત્તાની જન્મભૂમિ અને નિર્વાણસ્થાન ( ૨ ) ચારિત્ર નાયકની જન્મભૂમિ ( ૩ ) સહાયકનું સ્થાન (૪) શ્રીમંત ગાયકવાડ સર સયાજીરાવની હયાતિ અને સૂવર્ણ જ્યુબીલીના સમયે ગ્રન્થનું પ્રગટ થવું.

( ૪ ) વિજાપુરમાં તપાગચ્છની ઉત્પત્તિ અથવા સ્થાપના ક્યારે થઇ, કયા આચાર્યોએ કરી, કોણે ઉદ્ધાર કર્યો અને વીર પ્રભુની ૪૪ મી પાટે થયેલ જગચ્ચંદ્રસૂરિને ચિત્તોડના રાજાએ **તપાનું** બિરૂદ કેમ આપ્યું, તથા **હિરલા** બિરૂદ કેમ મલ્યું.

( ૫ ) વિજાપુર મધ્યે વર્ત્તમાન સમયે એટલે છેલા ત્રણ ચાર દશકામાં નીચે જણાવેલા મુનિરાજોએ પોતાનો પાદ સ્પર્શ કર્યો છે–સ્થિરતા કરી ગયા છે, ચાતુર્માસ કર્યાં છે.

મુનિ શ્રી રવિસાગરજી, મુનિ શ્રી ભાવસાગરજી, મુનિ શ્રી સુખસાગરજી, આચાર્ય શ્રી બુદ્ધિસાગરજી, આચાર્ય શ્રી અજીતસાગરજી, પન્યાસજી દયાવિમલજી, હીમતવિમળજી, અમૃતવિમળજી, સુમતિવિમળજી, સૌભાગ્યવિમળજી, મુક્તિ વિમળજી, રંગવિમળજી, આચાર્ય શ્રી કમળવિજયજી, પન્યાસજી કમળવિજયજી, કેશરવિજયજી, દેવવિજયજી, મોહનવિજયજી (બે) મુનિશ્રી હંસવિજયજી, પન્યાસ સંપતવિજયજી, પંન્યાસ લલિતવિજયજી, પંન્યાસ ગુલાબવિજયજી, આચાર્ય ધર્મવિજયજી, આચાર્ય નીતિવિજયજી, કર્પૂરવિજયજી, હર્ષવિજયજી વગેરે.

( ૬ ) ઉક્ત સમયમાં વિજાપુરના કેટલાક પુરૂષોએ સાધુપદ ગ્રહણ કર્યું છે. કલ્યાણવિજયજી ( જીગનલાલ) બુદ્ધિસાગરજી ( બહેચરદાસ ) દાનવિજયજી (ડાહ્યાભાઇ) વીરવિજયજી ( વાડીલાલ ) ગુણવિજયજી (ધેલાભાઇ) તિલકસાગરજી ( નાનાલાલ )

આ વ્યક્તવ્ય પુરૂં કરતાં જણાવી દેવાની જરૂર છે કે મારા લખાણમાં જે કંઇ ખામી જણાય તે માટે વાચકો ક્ષમા કરશે. કારણ હું નહી જેવા અભ્યાસ છતાં માત્ર ગુરૂ કૃપા અને તેઓની સૂચનાવડે લખવા ભાગ્યશાળી થયો છું.

વિજાપુર સંબંધી લખતાં ગાયકવાડ રાજ્ય અને કડી પ્રાંત સંબંધી ઘણું લખાય તેમ છે. પણ રા. રા. મહાસુખભાઇ ચુનીલાલ કે જેઓ વડોદરા રાજ્યના અનુભવી-ઉત્સાહી દેશનેતા અને વિસનગરના એક જૈન શહેરી છે, તેઓએ પ્રગટ કરેલ વિસનગર વૃતાંત આ વકતવ્ય લખવાના વિચાર સમયે મારા જોવામાં આવ્યું, તેમાં વિસનગરની હકીકતો સાથે કડી પ્રાંત અને રાજ્યની વિસ્તારપૂર્વક હકીકતો આંકડા સાથે તથા કાયદા સંબંધી વિવેચન કર્યું છે. તે ગ્રંથના પૃષ્ટ ૧ થી ૮૬ સુધીનાં પૃષ્ટો ગાયકવાડ રાજ્યની વધુ હકીકત જાણવાની ઇચ્છા રાખનારાઓને વાંચવા આગ્રહ કરી રા. મહાસુખભાઇના નીચેના શબ્દો ટાંકી મારૂં વક્તવ્ય પુરૂં કરૂં છું. કારણકે તેની ટીકાથી ગુરૂશ્રી અને રા. મહાસુખભાઇ બચી શક્યા છે. અર્થાત્ તેઓએ સ્વદેશ અને જન્મભૂમિ તરફની ફરજ બજાવવામાં પોતાનો સારામાં સારો ભાગ અર્પણ કર્યો છે.

" પરદેશની ઝીણામાં ઝીણી વાત કરીએ-આંકડા સાથે, પણ સ્વદેશ માટે કંઇ જાણીએ નહી, બીજા દેશના બીજા શહેરોનાં વખાણ કરીએ પણ પોતાના ગામની પ્રાચીનતા શું હતી ! કેમ મંદ પડી ને કેમ વધે તે માટે કંઈ નહી."

ખરેખર જે દેશમાં જન્મ થયો તેના તરફ જોઇતો પ્રેમ જે ન દાખવે અને બહુ દૂર નજર કરે તે તો પગતળે ન જોતાં માત્ર પારકી પંચાત કરવા જેવું ગણાય.

આવા દોષથી સર્વે મુક્ત થાઓ તેમ ઇચ્છતો

મુંબઇ
સંવત ૧૯૮૨
માહ શુદ અષ્ટમી

સેવક
**લલ્લુભાઇ કરમચંદ દલાલ**

સુધારો-પૃષ્ઠ ૨૧૭ થી ૨૨૪ સુધીનાં પાનાનાં નંબરો ડબ્બલ છપાઇ ગયા છે.



# શુદ્ધિપત્રક.



| પૃષ્ઠ. | લીટી. | અશુદ્ધિ. | શુદ્ધિ. |
| --- | --- | --- | --- |
| ૧ | ૩ | ગુ૦ વિ૦ વૃ૦ | ગુજરાત વિજાપુર (વિદ્યાપુર) બૃહદ્ વૃત્તાંત |
| ૨૬ | ૧૬ | નીચે પ્રમાણે | નીચે આ પ્રમાણે |
| ૩૯ | ૨૨ | શાસ્ત્રીનો | શાસ્ત્રોનો |
| ૪૦ | ૭ | પાછો ફરી સંપીલો | પાછા ફરી સંપીલા |
| ૭૬ | ૬ | લોઢા આદિનાથ | લોઢા આદિના |
| ૧૮૦ | ૯ | અસત્ય | અસ્તેય |
| ,, | ૧૭ | સ્તેય | ,, |
| ૨૦૨ | ૧૭ | અરિહંતને | અરિહંતે |
| ૨૧૨ | ૬ | વિ૦ બ્રા૦ જૈન | વિજાપુર બ્રાહ્મણ વર્ગમાં વૈદિક |
| ૨૩૪ | ૮ | ૯૬૧ | ૯૪૨ |
| ,, | ૯ | ૯૪૫ | ૯૬૧ |



# પ્રથમાવૃત્તિની પ્રસ્તાવના.

વિજાપુર અમારી જન્મભૂમિ હોવાથી તેનું વૃત્તાંત લખવાની કેટલાંક કારણોથી ફરજ અદા કરવા સ્ફુરણા થઇ. વિજાપુરના પ્રાચીન કાળમાં કયા દેશમાં ગણના થતી હતી તે ઐતિહાસિક દૃષ્ટિએ અવલોકવાની આવશ્યકતા છે. ટૉડરાજસ્થાન, ફાર્બસરાસમાળા, સુધર્મગચ્છપટ્ટાવલિ, તથા જૈનાચાર્યોકૃત કેટલીક પટ્ટાવલિયોમાં વિજયપુર ( વિદ્યાપુર ) વિજાપુરનો નામોલ્લેખ વગેરે હકીકત મળી આવતાં વિજાપુરના આસપાસના પ્રદેશને લગતા ઇતિહાસનું જેટલું બને તેટલું અવલોકન કર્યું; વિજાપુર સંબંધી એક લેખ બારોટના ઘરમાંથી મળી આવ્યો. તે વિજલદેવ પરમાર સંબંધી હતો. તેને વૃત્તાંતમાં દાખલ કરવામાં આવ્યો છે. ફાર્બસ રાસમાળામાં વિજયપુર ( વિજાપુર ) વસાવવા સંબંધી જે વૃત્તાંત હતું તેને પણ વિજાપુર વૃત્તાંત સાક્ષ્યર્થે ઉધ્ધૃત કર્યું છે. વિજાપુરના પૂર્વ દિશાથી કંઇક અગ્નિખૂણા તરફ સાબરમતીના કાંઠાપર આવેલ જુના સંઘપુર ગામમાં શ્રીચંદ્રપ્રભુના દેરાસરની ભીંતમાં બબ્બે હાથ લાંબાં તથા એકેક હાથ પહોળાં બે પાટીયાં પર એક લેખ છે તે વાંચવા તરફ લક્ષ ગયું. સં. ૧૯૨૪ના રેલમાં તે તણાયું ત્યારે જૂનું સંઘપુર ભાંગ્યું અને નવું સંઘપુર વસ્યું—જૂના સંઘપુરના દેરાસરમાં જે લેખ છે તે પૂર્વે ધાંદુના દેરાસરમાં હતો. ધાંદુમાં એ શિલાલેખ વિજાપુરથી ગયો હોય એમ કલ્પના થાય છે. ધાંદુના દેરાસરનું ખંડીયેર હજી વિદ્યમાન છે. વિજાપુરના દેરાસરનો મુસલમાનોના વખતમાં ભંગ થયો. તે વખતે પ્રાયઃ તે શિલાલેખને ધાંદુને સુરક્ષિત જાણી ત્યાં લેઇ જવામાં આવ્યો હોય અને પશ્ચાત્ સં. ૧૮૧૫ લગભગમાં ધાંદુનો ભંગ થયો ત્યારે તે શિલાલેખને જૂના સંઘપુરના દેરાસરમાં મૂકવામાં આવ્યો હોય એમ કેટલીક વૃદ્ધ કિંવદન્તીથી અનુમાન કરાય છે. જૂના સંઘપુરમાં જે શિલાલેખ છે તે વાંચતાં વિજલદેવ પરમારે ત્રીજી વારનું વિજાપુર મૂળસ્થાને વસાવ્યું એમ વિજાપુર વૃત્તાંતમાં લખવામાં આવ્યું છે. તેને ટેકો મળે છે. તેમાં વિશેષ એટલું છે કે **વિજલદેવના પુત્ર બાહડે વિજાપુર વસાવ્યું** એમ શિલાલેખથી સિદ્ધ થાય છે. સંઘપુરના દેરાસરમાં ચાર શિલાના પાટીયાપર શિલાલેખ હતો તેમાંથી બે પાટીયાં વિજાપુરમાં આવેલાં સંભવે છે. હાલ ત્યાં બે પાટીયાં છે તેથી તથા તેમાંની અધુરી હકીકતથી કેટલીક બાબતોનો ચોક્કસ નિર્ણય થઇ શકતો નથી. વિજાપુરમાં પદ્માવતીના દેરાસરમાં તથા શ્રી ચિંતામણિ દેરાસરમાં બે શિલાલેખના પાટીયાનો તપાસ કરાવ્યો પરંતુ તેની પ્રાપ્તિ થઇ શકી નથી. વિજાપુર સંબંધી શિલાલેખમાં જે શ્લોકો છે તેમાંથી કેટલાક અક્ષરો તથા લીટીયો સ્પષ્ટ રીતે વંચાતી નહીં

હોવાને લીધે સ્પષ્ટ-પૂર્ણ હકીકતનો બોધ થવામાં અન્તરાય થયો છે. ઐતિહાસિક વિષય જીજ્ઞાસુ સાક્ષરોને આ સંબંધીની હકીકત જણાવવા માટે સંઘપુરના જૂના દેરાસરના બન્ને પાટીયાના શિલાલેખને અત્ર ઉતારવામાં આવે છે અને પશ્ચાત્ તેમાંથી વિજાપુર સંબંધી હકીકતના ઉપયોગી શ્લોકોનો ગુજરાતીમાં તરજુમો આપ્યો છે.

महता वतार्लो राजस्य लीलां ललितां दधाति ॥ ६६ ॥ निः शेष सूनुनिवहस्य शिरोवतंसो यस्यास्ति **विरधवलो** ससुधाधिनाथः । यस्मिन् जगत्त्रितयविस्मयनीयवृत्ते शौर्येण साधुविनयः समुपैति मंत्री ॥६७॥ यस्याग्रे प्रतिपक्षवीरपटली दोर्दंडसंप्रेरितप्रेंखत्खड्गमुखा स्रजक्षततते रुद्राकिणाली शुभा । कस्तुरीतिलकाकृतिः सुरभयंत्यत्युन्नतं विस्तृतं ब्रूते कीर्त्तिलतावलिप्रसविनं शौडीर्यकल्पद्रुमं ॥ ६८ ॥ वाग् यस्य सूनृततमामृतसारणीव सामंतमंत्रीजनताहृदयामरद्रून् । संसिंचति विविधकामफलप्रसूत्या वाढं चिराय रचयत्युदयर्धिकामान् ॥ ६९ ॥ तारुण्ये परिणतशेमुखीकमौलिः पुष्पेशोर्निशितशरेषु दत्तकौंढ्यः । सद्धर्मप्रणयिषु पक्षपातशाली यः पृथ्वीमवति तपःसुतायमानः ॥ ७० ॥ यस्य **वीसलदेवाद्या** जगद्विजयिनोंऽगजाः । चित्रमिंदिरया योगं नयंति पुरुषोत्तमान् ॥ ७१ ॥ तादृक् पितामहपितृप्रभवेषु येषु स्फारस्फुरत् सुकृतविक्रमवैभवेषु । हव्यात्कणेष्विव हिरण्याविभास्वरेषु स्वप्नेऽपि नाक्रमाधियं तनुतेऽरिवर्गः ॥ ७२ ॥ सूर्याचंद्रमसाविव स्वमहसा निर्धूतदिक्तामसौ लेखाचार्यकवी इव प्रतिभया ज्ञातत्रिलोकीतलौ । वाणीश्रीतनयाविवार्थपरमौ **श्रीवस्तुपालोऽनुजस्तेजःपाल** इमौ च यस्य सचिवौ राज्यं विधत्तो महत् ॥ ७३ ॥ श्रीभीमदेवे नृपतौ कुतोऽपि साम्राज्य संभारधुरापरारि । श्रीकोलकेलिर्लवणप्रसादो विश्वंभराभारमयं बिभर्ति ॥७४॥ क्षोणीभृत् स्वयमुत्कटैः स्वकटकैः संवर्मितः सर्वतो दो....द्दामरचंड चौरचरटे....पत्रस्तुराटाव्यत । यस्मिन् राजनि तेषु वर्त्मसु वधूरे काकिनी कांचनैर्गोलैः कंदुककेलिकौतुकवती स्वैरं परिभ्राम्यति ॥७५॥ यस्यपूशालक्षर्तिप्रसृतमहिमया पद्मयाऽस्तादशाशा पातुं भक्तामलजा (?)

....मदतितरां दूरतः कीर्तिकांता। सोऽयं शेषावतारः क्षितिधृतिविषये सत्प्रतापैकमित्रः पुत्रस्तस्यापरोपि प्रमदयति कुलं वीरमः क्षात्रमौलिः ॥ ७६ ॥ यद्वन्मत्त मतंगजा मृगपतेर्यद्वदि .... .... .... .... .... हरणाय....द्वत्रसन्मानसाः। संख्ये तद्वदसंख्यतामपि गताः प्रोद्दामशौर्योद्धता यस्माद्विस्मयनीयविक्रमभृतो. न....त्यवश्यं द्विषः ॥ ७७ ॥

आशापल्लीं विमलविपुलां खेटकांतारदेश

मा .... संपद परिलसत्कंदरां मंदिराभां।

यत्रा ... मदमरसमारूढपंचास्यकल्पे

गर्ज्जत्यूर्ज्जत्यरिनृपमृगाः प्राणपाता वसंति ॥ ७८ ॥

× × × ×

तस्तमौलिं युजयिविभवां तस्य चालंकरिष्णो–

रास्ते वीजापुरमुरु पुरं सप्त (?) दिक्षु प्रकाशं।

यस्मिन् दिव्ये दिवसितशिर (?) मुछसंत्यः पताकाः

स्वर्गंगोचछलितलहरीविभ्रमं मोद्वहन्ति ॥ ७९ ॥

यच्छ्रीवीजलदेवस्य जनकस्य यशोऽर्थिना।

चक्रे याहडदेवेन परमारकुलेंदुना ॥ ८० ॥

यशोधवलितावनीतलतया यथा..............

..........यशोधवलमभिगंधदवति स्वीकारिकः।

नयप्रियशिरोमणिर्मतिमदुत्तमो यो बुधान्

........ ...महोद्भवमयानयं वितनुते........॥ ८१ ॥

तत्कुलस्वाम्यनुमंत्री यस्य व्यापारभारमुद्वहति।

शिष्टेपु पक्षपाती दुष्टेष्वपि तादृगमित्रं ॥ ८२ ॥

यस्मिन्........भाधिवासमधुरा तुंगा निकेतावली

माघ्यो हंत मनश्च दानविधिनोपात्तस्वलक्ष्मीफलः।

पात्रापात्रविवेचनात् तदनघं पात्रेपु वैशिष्टयवन्

पात्रायागमशास्त्रसंनिगदितैरिद्धा (?) निपुण्याग्रणीः ॥ ८३ ॥

विप्रक्षत्रियवैश्यशूद्रनिवहः स्वे स्वे सदा कर्मणि
प्रोद्यच्छन्नपमत्सरः सरभसं निर्वर्ण्य कंचिन्नरं ।
यत्रापत्पतितं समुन्नतमनाः सर्वैः प्रकारैः क्षणात्
प्रोद्धृत्यैव सुखीभवन् कृतमहासत्पौरुषेयायते ॥ ८४ ॥

यत्र व्रजंति सुमनःप्रकरप्रकार–
सौरम्यभंगिभरवासितदिक्तटानि ।
त्रैलोक्यदक्कुवलयावलिचंद्रवक्त्र–
दिव्यांगनानि भवनानि विमानलीलां ॥ ८५ ॥

यस्मिन्नीश्वरमंदिरेष्वनुदिनं भूयो महीयो महः
प्रारंभाद्भुतविभ्रमेषु विलसन्मंगल्यतूर्यस्वनैः
आधत्ते सुरसद्मधूपसमयातोद्यानवद्यध्वनि–
र्गीतः स्फूर्तिभरं प्रनर्तितशिखी विश्वस्य शब्दात्मतां ॥८६॥

विभाति यस्मिन् रुचिरा सुवस्त्रैः
प्रसाधिता रत्नसुवर्णभंग्या ।
श्रीखंडकर्पूरकुरंगनाभी–
हृद्या पणाली पणभामिनीव ॥ ८७ ॥

यत्र श्राद्धगणः स्फुरद्विधिपथप्रस्थास्नुपरस्थास्नुता
गाढालिंगितमर्थजातमखिलं नक्तंदिवं भावयन् ।
निष्पारं भवसागरं तितरिपुस्तीर्थेशपोतं श्रितो
नित्यानंदमयीं विमुक्तिवनितामाप्तुं सदोद्यच्छते ॥ ८८ ॥

तत्रांबडजेहडसोमदेवदेवधरदेहडादीनां ।
श्राद्धानां समुदायो निवसति वसतिः शुभगुणानां ॥ ८९ ॥

सुदर्शनधराधराधिपतिधीरताजित्वरं
सुदर्शनसहोदरं विबुधशात्रवोत्सादने ।
सुदर्शनमिवाखिलप्रवरतत्त्वसंवीक्षणे
सुदर्शनरथिं दधद्हृदयरेव (?) य उद्योतते ॥ ९० ॥

यस्याहर्निशमेव सर्व्वचरणश्रीयोगमाकांक्षतः
संसारं विषवृक्षवत् कटुफलं दूरेण तित्यक्षतः ।
श्रीमन्मुक्तिनितंबिनीकुचतटक्रोडे रिरंसास्पृशः
पाणौ न्यस्यति साधुदेशविरतिर्निस्तंद्रमद्रावली ॥ ९१ ॥

× × × ×

इतश्च । दोषायोगमनोरमकुमुदिनीक्षीरोदवेलासुहृत्
कीर्तिस्फूर्तिविभृत्वराप्रतिहतप्रोद्दामगोवैभवं ।
प्रेयः सौम्यमपास्ततापममृतेच्छूनां भृशं वल्लभं
चित्रं नित्यमुदित्वरं हततमो जागर्ति चांद्रं कुलं ॥ ९२ ॥

सूरिस्तस्मिन् सुरपथ इव व्याततें वर्धमानः
प्राद्योतिष्ट प्रहततमसा ज्योतिषा वर्धमानः ।
यत्त्रैलोक्ये शुभगुणगणैर्नापने ( ? ) वर्धमानः
ख्यातिस्फार्ति प्रभुरिव जिनो देवता वर्धमानः ॥ ९३ ॥

मोहांधतमसव्यामत्सम ( ! ) व्यामर्शदर्शमान ।
तत्क्षणात् सुदृशश्चक्रे यद्भारत्यमृतांजनं ॥ ९४ ॥

शिष्यस्तस्य जिनेश्वरः प्रभुरभात् पट्टेपि सामान्यके
यो मन्ये निजसूरिवक्त्रशशभृत्ज्योत्स्नाभरस्फारिते ।
श्रीमद्दुर्लभराजराट्परिषदि व्यामज्य वैयक्थिकान् (?)
वाक्याब्धौ कृतिनां शिवाय परमं प्राकाशयत् सत्पथं ॥९५॥

वाग्वैभवं सुकवितां स्वपरश्रुतार्थ-
तत्त्वज्ञतां परमनिर्वृतिसत्वरत्वं ।
तर्काध्वपांथमणितां प्रतिबोधशक्तिं
यस्यापरैरसदृशं निपुणा गृणंति ॥ ९६ ॥

अंतेवासिकदंबकैकतिलकस्तस्यावभासत् तत-
स्तीर्थे श्रीजिनचंद्रसूरिरसमप्रज्ञास्तवाचस्पतिः ।
श्रीकांतो नरकं निराकृततरां धर्मोद्धुरो गोभर-
न्यासैर्यः समितौ हठात् सुमनसां प्रत्यर्थिनः प्रामथीत् ॥९७॥

संवेगरंगशाला सुरभिः सुरविटपि कुसुममालेव ।
शुचिसरसामरसरिदिव यस्य कृतिर्जयति कीर्तिरिव ॥९८॥
गुरुभ्राता तस्य प्रभुरभयदेवो यतिपतिः
पदंज्योतिर्धामद्युमणिरिव नाकं न्यविशत ।
यदीयं गोचक्रं विरचितनवांगीविवरणं
प्रसूते कामांश्च क्षपयति च कामं त्रिजगतः ॥ ९९ ॥
स्वे शिष्याः स्वगुरुं युगप्रवर इत्युदभासयंत्युद्भुजा
यं त्वन्येपि गुणावलीविलसितैरानंदिता निर्भरं ।
यस्य स्तंभनभूषणं जिनपतिर्नीलोत्पलश्यामलः
सद्धामा कुमुदेंदुकुंदविशदं विश्वे यशस्तायते ॥ १०० ॥
अषमलगुणग्रामोऽमुष्मादधितजिनागमः
प्रवचनधुराधौरेयोऽभूद् गुरुर्जिनवल्लभः
सकलविलसद्विद्यावल्लीफलावलिविभ्रमं
प्रकरणगणो यस्यास्येंदोः सुधा बिभृतेतराम् ॥ १०१ ॥
सम्यक्त्ववोधचरणैस्त्रिजगज्जनौध–
चेतोहरैर्वरगुणैः परिरब्धगात्रं ।
यं वीक्ष्य निस्पृहशिखामणिमार्यलोकः
सस्मार सप्रमदमार्यमहागिरीणां ॥ १०२ ॥
तस्मिन् महात्मनि समेयुषि नाकलोकं
तीर्थं बभार भगवान् जिनदत्तसूरिः ।
नामापि यस्य बत पार्श्वविभोरिवाशु
सर्वं भयं हरति मंगलमातनोति ॥ १०३ ॥
यस्मिन्नंजनभृंगमासितरुणांभोभृत्ककुत्कुंजर–
श्रीलुंटाकगभीरधीरमधुरध्वाने वृषं जल्पति ।
पीयूषैरिव पूर्यमाणमनसो भव्या प्रजह्लादिरे
विश्वे वादिगजा गलन्मदभरा द्राक् कांदिशीक्यं दधुः ॥१०४॥
सौभाग्यैकनिधिस्ततो जिनमतस्योत्तंसलीलां दधे
सूरिः श्रीजिनचंद्र आर्द्रहृदयो दुःखार्त्तजंतून्प्रति ।

यं लोकोत्तरया श्रिया श्रिततनुं संसारपाथोनिधे-
रुन्मंथप्रथितं निरीक्ष्य जिन इत्यंहूचोर्निपेतुर्बुधाः ॥१०५॥

यो लावण्यगभीरिमातिशयवान् वार्धि विजिग्येतरां
वाचोयुक्तिविचक्षणत्वधिषणाप्राग्भारभाग् गीःपतिं ।
यस्मिन् पुण्यपरंपरापरिणतेरेकत्र पात्रे विभौ
संघः सर्वविपद्युतः प्रमुदितो मुक्तिं प्रति प्रास्थित ॥१०६॥

ततो जिनपतिः प्रभुर्गुरुवतंसचूडामणि-
र्जिनाधिपतिशासनं समुदनीनमत् सन्मनाः ।
समग्रगुणमालिकासमतियातस्तर्यावले-
र्व्यलोक्यततरामहो किमपि वैशिष्ट्यभृत् ॥ १०७ ॥

यस्मिन् परीषहचमूभरसंसहिष्णौ
नानोपसर्गपटलीं विकटां विभिष्णौ ।
ऊर्जत्तपःश्रियि परोपकृतिप्रवीणे
श्रीवीरनाथजिनतां प्रथयंति धन्याः ॥ १०८ ॥

तस्याथ भूपति जिनेश्वरसूरिरिद्ध-
मृद्धं गुणैः पदमिदं कुमुदावदातैः ।
यो वादिकुंजरघटामदशोपलीला-
लब्धप्रसिद्धिरपि जातु मदं न धत्ते ॥ १०९ ॥

यस्मिन् व्याख्याति धर्मं जिन इव जनता निर्विदं नो जिहीते
निर्वेदं वांछति द्राक् परिणतविरमा सारसं मारकूपा ।
आचार्यीया गुणानामनुपममहिमा साधु षट्त्रिंशतो यो
बिभ्राणः प्राणभाजाममृतमय इवानंदथुं मंतनोति ॥११०॥

कदाचिदथ स क्षमां चरणलीलया लालयन्
दिशन् विधिपरक्रियां जिनमतोन्नतिप्राणितः ।
सुगोभिरिव बोधयन् सपदि भव्यकंजा-
करानुपमप्रसमपंन्नमो रविरिवेष वीजापुरं ॥ १११ ॥

જે નગરમાં નિવાસ યોગ્ય ઉંચી ગૃહપંક્તિ વિદ્યમાન છે અને જ્યાં ધનવંત મનુષ્ય નિપુણ હોઇને પાત્રાપાત્રની પરીક્ષા કરી **આગમશાસ્ત્ર** કથિત ગુણોવડે વિશિષ્ટ શ્રેષ્ઠ પાત્રોને દાન આપી પોતે મેળવેલી લક્ષ્મીનો સદ્વ્યય કરે છે. ૮૩

જ્યાં બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર જનસમુદાય હમેશાં પોતપોતાના કાર્યમાં ઉદ્યમવાન્ છે.' તથા મત્સર રહિત અને પ્રશસ્ત ઉંચા મનવાળો છે. અને કોઇપણ મનુષ્યને આફતમાં આવેલો જોઇ, સર્વ પ્રકારોવડે ક્ષણવારમાં તેનો ઉદ્ધાર કરીનેજ સુખી થાય છે. તેથી મહાન્ સત્પુરૂષોનું બરાબર આચરણ કરે છે. ૮૪

જ્યાં સુગંધિત પુષ્પોના સમુહની અનેક પ્રકારની સુગંધદારા દિશાઓ બ્હેકી રહે છે. તથા જ્યાં સ્વર્ગ–મૃત્યુ–પાતાળના–પ્રાણીઓની દૃષ્ટિ રૂપ કુમુદની પંક્તિને પ્રફુલ્લિત કરવામાં ચંદ્રમુખી દિવ્ય અંગનાઓ વસે છે. તેથી જે નગરનાં ગૃહો ખરેખર વિમાનની શોભાને ધારણ કરે છે, ૮૫

જે નગરમાં લક્ષ્મીવંત શ્રેષ્ઠીઓની હવેલીઓમાં પ્રતિદિવસ વારંવાર શરૂ કરાતા પવિત્ર મહોત્સવો અને અદ્ભુત વિભ્રમોને વિષે વાગતાં માંગલિક વાજાંના શબ્દો વડે દેવલોકના દેવદુંદુભિના નિર્ઘોષ ધ્વનિને સ્ફુર્તિમાં લાવવા પૂર્વક મયુરોને નચાવતા જ્યાં જગતને શબ્દસ્વરૂપી કરે છે. ૮૬

જે નગરમાં સારાં વસ્ત્રો વડે સુશોભિત થએલી અને રત્ન–સુવર્ણાદિની રચના વડે અલંકૃત થએલી, તથા ચંદન–કપૂર–કસ્તુરી વડે હૃદયને આકર્ષિત કરનારી બજાર, વેશ્યાની જેવી શોભે છે. ૮૭

જે નગરમાં શ્રાવકોનો સમુહ સ્ફુરાયમાન વિધિપથમાં પ્રસ્થાન કરે છે. અને રાત્રિદિવસ સઘળા પદાર્થોને વિનશ્વર જાણે છે, તથા પારરહિત સંસારસાગરને તરી જવા ઇચ્છા ધરાવનારો હોઇ તીર્થંકર–પરમાત્માના ધર્મરૂપ વહાણનો આશ્રિત બના નિત્યાનંદ સ્વરૂપવાળી મુક્તિરૂપી વનિતાને પ્રાપ્ત કરવા સદા ઉદ્યમ કરે છે. ૮૮

તે નગરમાં શ્રેષ્ઠ ગુણોને ધારણ કરનારા **અંબડ, જેહડ, સોમદેવ, દેવધર, દેહડ**, વિગેરે શ્રાવકોનો સમુદાય વસે છે. ૮૯

જે સમ્યકત્વને ધારણ કરનારો છે. ૯૦

જેને હમેશાં ચારિત્ર લેવાની ઇચ્છા છે તથા જે વિષવૃક્ષની પેઠે કડવા ફલવાળા સંસારનો ત્યાગ કરવા ઇચ્છે છે. તથા જે મુક્તિરૂપી સ્ત્રીના હૃદય ઉપર રમવાની ઇચ્છા ધરાવે છે અને સમ્યગ્પ્રકારે ધારેલી દેશવિરતિ જેના હાથમાં અનેક પ્રકારની આનંદ–શ્રેણિને આપે છે. ૯૧

૯૦ મા શ્લોકમાં તથા બીજા શ્લોકોમાં પણ અક્ષરો બરાબર વંચાયા નહિં હોવાને લીધે તથા વંચાતા અક્ષરોથી અર્થ સંગત થતો નહિ હોવાથી સ્પષ્ટ ભાવ દર્શાવી શકાયો નથી.

વિજાપુર સંબંધી હકીકતમાં સંઘપુરના **શીલા લેખથી** કંઈક અજવાળું ઉપર પ્રમાણે પાડ્યું. હવે વિજાપુરની ક્યા દેશમાં ગણના કરવી તેનો ઉહાપોહ કરવામાં આવે છે. વિજાપુર–વડનગર–પાટણ મહેસાણા વિગેરે શહેરોની પૂર્વે ક્યા દેશમાં ગણના થતી હતી તેનો પ્રાચીન ઐતિહાસિક પુસ્તકોથી નિર્ણય થઈ શકે તેમ છે. મનુસ્મૃતિમાં **સરસ્વતી** અને **દૃષદ્વતી** એ બે નદીઓના મધ્ય પ્રદેશને બ્રહ્માવર્ત દેશ કહેવામાં આવે છે એમ જણાવ્યું છે. અંબાજી કુંભારીયાથી એક ગાઉ છેટેથી સરસ્વતી નદી નીકળે છે અને તે કચ્છના રણમાં સમાઈ જાય છે. હવે બીજી દૃષદ્વતી નદીનો વિચાર કરીએ. સાબરમતી સાંબર સરોવરમાંથી નીકળે છે. તેના ઉપર સદા વાદળાં રહેવાથી તેને **સાભ્રમતી** પણ કથવામાં આવે છે. વલ્લભીપુરમાં શીલાદિત્ય રાજાના સમયમાં થએલ **શ્રીધનેશ્વરસૂરિ** કે જેમણે શત્રુંજય મહાત્મ્ય નામનો ગ્રંથ રચ્યો છે તેમાં સાભ્રમતી ( સાબરમતી ) નો ઉલ્લેખ છે. મનુસ્મૃતિમાં કહેલી દૃષદ્વતી નદી કઈ ? તેનો વિચાર કરવો ઘટે છે. પત્થરો વાળી નદીને દૃષદ્વતિ એવું ગુણ નિષ્પન્ન નામ આપવામાં આવ્યું છે. મેવાડના પર્વતોને ભેદીને સાબરમતી નદી ખંભાતના અખાતને મળે છે. મેવાડથી ઠેઠ એકલારા ગામ સુધી સાબરમતીને અવલોકવામાં આવે છે તો તેમાં મોટા મોટા પત્થરો પડેલા જણાય છે સાબરમતીના પટપર અને તેમાં ઘણા પત્થરો હોવાથી તેને દૃષદ્વતી કહેવામાં આવી હોય એમ જણાય છે તથા તેના પર ચોમાસા શિયાળામાં ઘણા વાદળાં હોવાથી શ્રી ધનેશ્વરસૂરિએ તેને સાભ્રમતી તરીકે તે વખતની પ્રસિદ્ધિથી લખી હોય એમ જણાય છે આબુજી પાસે બારી કરીને એક નદી વહે છે પણ તે સામાન્ય છે. તેમાં તે પત્થરો પણ પણ નથી માટે સાભ્રમતીને દૃષદ્વતી પૂર્વે મનુના સમયમાં કહેવામાં આવતી હોય એવા અનુમાન ઉપર સ્થાપિત કીધી.

## મનુસ્મૃતિ દ્વિતીયોધ્યાય.

सरस्वतीदृषद्वत्योर्देवनद्योर्यदन्तरम् ।
तं देवनिर्मितं देशं ब्रह्मावर्तं प्रचक्षते ॥
तस्मिन् देशे य आचारः पारम्पर्यक्रमागतः ।
वर्णानां सान्तरालानां स सदाचार उच्यते ॥

સરસ્વતી અને દૃષદ્વતી એ બે દેવનદીઓની વચ્ચમાં જે દેવનિર્મિત દેશ છે તેને બ્રહ્માવર્ત દેશ કહે છે. સરસ્વતી અને સાબરની વચ્ચે આવેલો દેશ હાલ જે છે તેને બ્રહ્માવર્ત દેશ કહેવામાં આવે છે. હિંદુઓ સાભ્રમ નદીને દેવનદી માને છે. કવિઓ સરસ્વતી પેઠે સાબરનો મહિમા વર્ણવે એમ કેટલાક વેદાન્ત ઋષિઓ કહે છે. એવા નિર્ણય ઉપર આવ્યાથી ગુજરાતને પૂર્વે બ્રહ્માવર્ત દેશ કહેવામાં આવતો હતો એમ મનુસ્મૃતિના શ્લોકથી સિદ્ધ થાય છે.

બ્રહ્માવર્ત દેશ. પશ્ચાત્ તેને **આનર્ત દેશ** કહેવામાં આવતો હોય એમ કેટલાક ઐતિહાસિક પુરાવાના ( કૂર્મ ક્ષત્રિય પાટીદારોના ઐતિહાસિક પુસ્તક) આધારે કહેવામાં આવે છે. શિલાદિત્ય રાજાના સમયમાં તેની સૌરાષ્ટ્ર દેશમાં ગણના થતી હોય એમ કેટલાંક અનુમાનોથી પ્રાયઃ અવબોધાય છે. પશ્ચાત્ વિદેશી હુણ અને ગુર્જરોની સ્વારીઓ સૌરાષ્ટ્રપર આવી અને તેઓએ સૌરાષ્ટ્રને જીતી લીધો. તે ગુર્જરોના નામે ગુર્જરત્રા, (ગુજરાત) દેશના પ્રસિદ્ધિ થઇ. સૌરાષ્ટ્ર, લાટદેશ, વગેરે ઘણા દેશો મળીને હાલનો ગુજરાત દેશ ગણાય છે. ઐતિહાસિક પુસ્તકો, શિલાલેખો વગેરેનો જાહેરમાં પ્રકાશ થતાં આ વિષયપર ખરેખર વિશેષ પ્રકાશ ભવિષ્યમાં પડશે. કાનમ, ચરોતર, કંઠાળ, ખંભાર, લાટ, વગેરે ઘણા દેશોનો હાલના ગુજરાતમાં સમાવેશ થાય છે. ઐતિહાસિક ગ્રન્થોમાં ગુર્જર દેશ એ પ્રમાણે દેશની ક્યા સૈકાથી ખ્યાતિ થઇ તે સંબંધી હાલ ઐતિહાસિક સાક્ષરો પ્રયત્ન કરી રહ્યા છે. રા. રા. કેશવલાલ હર્ષદરાય ધ્રુવ, વગેરે સાક્ષરો ગુર્જરાતના ઇતિહાસ સંબંધી અપૂર્વ શોધખોળોની પ્રવૃત્તિમાં લીન થયા છે. વિજાપુર વગેરે પ્રદેશ હાલ, ગુજરાત દેશના નામે ઓળખાય છે. **વિજાપુરનો ગુજરાત દેશમાં સમાવેશ થાય છે.** વિદેશી ગુર્જરો પોતાની પાછળ ગુજરાત એવા દેશથી પોતાના નામને અમર કરી ગયા છે તથા ગુજ્જર વણિક નામની જાતિને પણ પોતાના નામથી પ્રસિદ્ધ કરી ગયા છે.

વિજાપુરનો ગુજરાતમાં સમાવેશ થાય છે એમ ઉહાપોહથી નિર્ણય કરીને હવે મૂળ વિષયપર આવીએ છીએ. વિજાપુરની ઐતિહાસિક બીના તપાસવાને માટે અમોએ વિજાપુરના પ્રાચીન રહીશોને તેના લેખો સંબંધી પૂછ્યું પૂછ્યું અને તેઓના મુખથી કિંવદંતીઓ સાંભળીને તે ઉપરથી કેટલીક અનુમાન કલ્પના ચિતરી છે. તેથી વાંચકો અમારાપર ઉદારભાવથી કેટલીક બાબતોમાં ક્ષંતવ્ય બુદ્ધિ ધારણ કરશે એવી આશા રાખવામાં આવે છે.

અમારી જન્મભૂમિ સ્થળ વિજાપુર હોવાની શરીર પોષવામાં, કેળવણી લેવામાં અને આત્મોન્નતિના સર્વ ઉપાયો પ્રાપ્ત કરવામાં, તેનો ઉપકાર **અવબોધી** વ્યાવહારિક ફરજદૃષ્ટિએ વિદ્યાપુરીય જનોને સ્વજન્મભૂમિ સ્થળના ઐતિહાસિકજ્ઞાનથી ચડતી પડતીનો પૂર્ણ વિવેક પ્રાપ્ત થાય અને ચડતીના હેતુઓને અવલંબે એ ઉદ્દેશના કર્તવ્યની પ્રાધાન્ય દૃષ્ટિએ વિજાપુર વૃત્તાંત લખવાની પ્રવૃત્તિ કરેલી છે તે સુજ્ઞજનો સહેજે અવબોધી શકશે. સંસારમાં માતાપિતાનો પુત્રોપર મહાન્ ઉપકાર થાય છે, તેવીજ જન્મભૂમિનો ઉપકાર પણ હોય છે, નિષ્કામીઓએ ત્યાગી થઇને પણ જન્મભૂમિઓને એ સ્વાર્થદૃષ્ટિએ તથા **परस्परोपग्रहो जीवानाम्** એ સૂત્રદૃષ્ટિએ નિષ્કામપણે જન્મભૂમિસ્થદેશમનુષ્યોને અનેક રીતે બોધ આપવો

જોઇએ કે જેથી તેઓ જન્મભૂમિના ઉપકાર—ઋણમાંથી ઉપદેશ ફરજ અદા કરી છૂટી શકે. મહાત્માઓની વસુધા-કુટુંબ દૃષ્ટિ હોય છે. સર્વ ભૂમિપર સમાનભાવ હોય છે તો પણ જગતના વ્યવહારની દૃષ્ટિએ સંસારી મનુષ્યોને સ્વજન્મભૂમિ પ્રેમ ઉત્પન્ન થાય અને તેઓ વિવેક પ્રાપ્ત કરીને વ્યાપક દૃષ્ટિવાળા અને તેવી દૃષ્ટિનાં પગથીએ ચઢાવવાની મુખ્ય ફરજ તેઓની હોય છે. **મહાજનો યેન ગતઃ સ પન્થાઃ, યદ્યદાચરતિ શ્રેષ્ઠઃ તત્તદેવેતરો જનઃ** એ સૂત્ર પ્રમાણે બાળજીવોને સ્વભૂમિપ્રેમ પ્રગટે, દેશપ્રેમ પ્રગટે, સ્વકર્તવ્ય કર્મ સુઝે, સ્વોન્નતિના ઉપાય સુઝે એવી દૃષ્ટિએ મહાત્માઓને બાળજીવોના વિચારોને પોતાના ઉપર આરોપ કરી પ્રવૃતિ કરવી પડે છે અને અન્તરથી સાક્ષીરૂપ પાત્ર બની કર્તવ્ય બજાવી નિર્લેપ રહેવું પડે છે એ નિયમને અનુસરી વિદ્યાપુર વૃત્તાંત લખવામાં પ્રવૃતિ થઇ છે-સર્વને પરસ્પર એક બીજાનો ઉપકાર છે. જન્મભૂમિના ઉપગૃહ (ઉપકાર) ને ગ્રહ્યા વિના કોઈ પણ છવી શકતો નથી. નિષ્કામદૃષ્ટિએ ગમે તે રીતે સ્વફરજથી જન્મભૂમિનો ઉપકાર પાછો વાળવો જોઇએ, નિષ્કામદશાએ ત્યાગી મનુષ્યો લેખો, ગ્રંથો અને ઉપદેશ આપીને સ્વફરજ અદા કરી સ્વજન્મભૂમિનો ઉપકાર વાળી શકે છે. માતા-પિતાનો ઉપકાર, શિક્ષકોનો ઉપકાર, આજુબાજુના સંબંધીઓનો ઉપગ્રહ, પાંચ ભૂતનો ઉપકાર, ધર્મ-વિદ્યા દાતાઓનો ઉપકાર વગેરે અનેક જાતના ઉપકાર તળે આ લેખકનો આત્મા આવેલ છે તેથી તે સ્વજન્મભૂમિને ઉપગ્રહ કરવા સ્વફરજ અદા કરે છે. **માતાપિતા**, કુટુંબ, પશ્ચાત્ **શિક્ષકોના** ઉપકાર, પશ્ચાત્ જૈનદોશી શેઠ **નથુભાઇ** મંછાચંદના ઉપકારથી **ઉપગૃહીત** થવું પડયું. સં. ૧૯૪૭ની સાલથી વિદ્યાશાળામાં ધાર્મિક શિક્ષણ લેવા માંડયું, ત્યારથી દોશી નથુભાઈ મંછાચંદના સંબંધમાં આવવું પડયું. દોશી નથુભાઇ મંછાચંદના અનેક ગુણોની અસર અમારા આત્માપર થઇ. વિજાપુર વિદ્યાશાળાના વહીવટમાં શેઠ નથુભાઇ મંછાચંદ સં. ૧૯૨૪ ની સાલથી શેઠ મંછારામ લવજીની સાથે જોડાયા. શ્રીમાન્ પરમગુરૂ મુનિરાજ શ્રી **રવિસાગરજી** મહારાજના પ્રતિબોધથી **નથુભાઇને સમ્યક્ત્વની** પ્રાપ્તિ કરી. દોશી નથુભાઇ ઘરના સુખી હતા. તેમનામાં પ્રમાણિકપણું સારૂં હતું, તેથી વિદ્યાશાળાનો સારી રીતે વહીવટ કરી શકતા. શ્રી રવિસાગરજી મહારાજ, શ્રી ધર્મસાગરજી મહારાજ આદિ મુનિરાજોના સમાગમમાં આવી શ્રાવકનાં વ્રત અંગીકાર કરવા સમર્થ થયા. ચિંતામણિ આદિ મંદિરના દેરાસરોનો તેમણે સારી રીતે વહીવટ કર્યો. વિજાપુરમાં સંઘ કોમમાં તેમની સારી છાપ પડી. ધાર્મિક કાર્યો કરવામાં તેમણે સારી રીતે આત્મભોગ આપ્યો. વ્યાપાર કરતાં તેમણે ધર્મકાર્ય કર-

વામાં વિશેષ પ્રવૃત્તિ કરી હતી. વિજાપુર તાલુકામાં તેમના જેવા જૈન કર્મયોગીની ખોટ પડી છે તે પૂર્ણ થવી મુશ્કેલ છે.

સં. ૧૯૭૧ માં તેમનું મૃત્યુ થયું. તેમના મૃત્યુથી જૈન કોમને એક જૈન રત્નની ખોટ પડી છે. શેઠ નથુભાઇ મંછાચંદે ધાર્મિક અભ્યાસ કરવામાં અમને સ્વાત્મવત્ ગણી પરલોકકાર્ય કરવામાં કંઇ બાકી રાખ્યું નથી. તેમનાં પત્ની જડાવે પણ સ્વફરજથી અમને સાહાય્ય આપી છે. વિજાપુરના વિચાર વાતાવરણથી અમને પ્રગતિમાં વિશેષ લાભ મળ્યો છે. શ્રીમાન્ સેનાખાસખેલ સમશેર બહાદુર મહારાજા શ્રી સયાજીરાવ ગાયકવાડની સરકારી ગુજરાતી શાળામાં અભ્યાસ કરવાથી વિદ્યાભિવૃદ્ધિમાં શુભ લાભ પ્રાપ્ત થયો છે. તેથી વિજાપુર વૃત્તાંત લખી વિજાપુરના લોકોને સ્વભાન કરાવવા પ્રવૃત્તિ થઇ છે.

વિજાપુર ગાયકવાડ સરકારના તાબામાં છે, વિજાપુર તાલુકાના તાબે આશરે સો (૮૭) ગામ છે. વિજાપુર તાલુકાની ત્રણ લાખનો આશરે (૪૪૭૦૦૦) ઉપજ છે. મહેવાસી તાલુકા તરીકે વિજાપુર તાલુકો પ્રખ્યાત છે. ગાયકવાડી રાજ્યમાં શરવીરપણા માટે વિજાપુર પ્રખ્યાત છે, શ્રીમંત ગાયકવાડ સરકારના રાજ્યમાં એકવીશ લાખ મનુષ્યની વસ્તિ છે લગભગ ૩૧૦૦ ગામોમાં એકવીસ લાખની વસ્તિ વહેંચાયેલી છે. ગાયકવાડી રાજ્યનું ક્ષેત્રફળ સવાઆઠ હજાર (૮૧૨૭) ચોરસ માઇલ જેટલું છે પરંતુ તેનો વિસ્તાર અન્ય રાજ્યો સાથે મુલક સેળભેળ હોવાથી બહોળો છે, ગાયકવાડી રાજ્યમાં એક ધર્મ પાળનારી વા એક ભાષા બોલનારી વસ્તિ નથી. હિંદુ, મુસલ્માન, પારસી, જૈન ખ્રીસ્તિ વિગેરે ધર્મો પાળનારાની ગાયકવાડી રાજ્યમાં વસ્તિ છે. ગુજરાતી, મરાઠી અને ઉર્દુ એ ત્રણ ભાષા બોલાય છે. સાંસારિક રીવાજો પણ એક સરખા નથી. શ્રીમાન્ સયાજીરાવ ગાયકવાડ સરકાર તખ્તનશીન થયા તે પૂર્વે કેળવણીનો ખર્ચ ગાયકવાડી રાજ્યમાં પંદર હજાર કરતાં પ્રાયઃ વધારે નહોતો. પાંત્રીશ વર્ષ થયાં એટલામાં તો ચૌદ લાખનું કેળવણી ખાતામાં ખર્ચ વધ્યું, હાલ કેળવણી ખાતાનું બજેટ વીશલાખ રૂપીયાનું થયું છે. ગાયકવાડી રાજ્યમાં ગામોગામ ફરજીયાત સરકારી શાળાઓ ખોલવામાં આવી છે. ગાયકવાડી રાજ્યમાં કેળવણીની સંસ્થાઓ ૩૨૪૧ છે. જેમાંના ૬૫ અંગ્રેજીશિક્ષણ આપે છે. આ સંસ્થાઓમાં કુલ ૨૫૮૨૪૮ વિદ્યાર્થીઓ ભણે છે, જેમાં દોઢ લાખ છોકરા છે અને એક લાખ કન્યાઓ છે. આ પ્રમાણે ફરજીયાત શાળાઓ જો વીશ વર્ષ પર્યંત ચાલશે તો વડોદરા ગાયકવાડી રાજ્યમાં કોઇ અભણ રહેશે નહિ. ગાયકવાડના અન્ય તાલુકાઓ કરતાં અને ચરોતર કરતાં તો વિજાપુર તાલુકો ઘણો પાછળ છે. વિજાપુરમાં પહેલ વહેલા અમારી ગૃહસ્થાવાસના મિત્ર દેસાઇ છોટાલાલ ધોળાભાઇ મેટ્રીક્યુલેટ થએલ છે અને પરદેશમાં અમેરિકા ખાતે પહેલવહેલા જનાર અમારા શ્રાવક શિષ્ય વાડીલાલ ચુનીલાલ

છે કે જેઓ હાલમાં ત્યાં મૃત્યુ પામ્યા છે. વિજાપુરમાં પહેલવહેલા શાસ્ત્રી ગિરજાશંકરભાઇ વૈયાકરણાચાર્ય થયા. સંસ્કૃત-ઇંગ્લીશ ભાષા વિગેરેમાં અન્ય તાલુકાઓ કરતાં વિજાપુર ઘણું પાછળ છે. વિજાપુરના લોકોને પોતાની સ્થિતિનું ભાન થયા વિના તેઓ પ્રગતિ પ્રવૃત્તિમાં પ્રવૃત્ત થનાર નથી. **સ્વનગરના ઐતિહાસિક જ્ઞાનથી પોતાની ભુમિ માટે માન પ્રગટે છે અને અન્યો કરતાં સ્પર્ધામાં આગળ ચઢાયું કે પાછળ રહેવાયું તેનું ભાન થાય છે. તથા સંપપૂર્વક અન્ય દેશોની સાથે સ્પર્ધા કરવામાં જાગ્રદ્દશા પ્રાપ્ત થાય છે** અતએવ-સર્વ દેશના ચડતી પડતીના ઇતિહાસોનું ખાસ અવલોકન કરવું જોઇએ. **"જાગ્યા ત્યાંથી ઉઠો. ભુલ્યા ત્યાંથી ફરી ગણો"** આ શિખ હૃદયમાં ધારીને વિજાપુરના લોકોના સ્થિતિનું ભાન કરાવવા કંઇક અમારી પ્રવૃત્તિ થઇ છે.

વિજાપુરનું વૃત્તાંત લખવામાં જે કોઇ લેખ બાકી રહ્યો હોય વા કંઇ સુધારવા જેવું હોય તેની સૂચનાઓ સજ્જનો કરશે તો દ્વિતીયાવૃત્તિમાં તેનો સુધારો વધારો કરવામાં આવશે. વિજાપુરના કુંડનો લેખ દ્વિતીયાવૃત્તિમાં દાખલ કરવામાં આવશે. તેમજ અન્ય ઉપયોગી બાબતોને સજ્જનો સૂચવશે તો તેને ગ્રહવામાં આવશે. ગમન કરતાં સ્ખલન થાય છે તે પ્રમાણે કેટલીક ઐતિહાસિક બાબતોમાં કલ્પના કરીને અનુમાનપર આવતાં કંઇ સ્ખલન થાય એ સ્વાભાવિક છે તેથી સ્ખલન થયું અન્ય સુજ્ઞોને લાગે તો તેઓએ અમને સૂચના કરવી-સર્વના ઇચ્છા પ્રમાણે લખાય એવું તો ક્યાંથી બની શકે? સંક્ષેપથી અત્ર બીના લખવામાં આવી છે તેથી કોઇ વાત ન લેવાઇ હોય તો સજ્જનોએ ક્ષમા કરવી. શ્રીમાન્ મહારાજશ્રી સયાજીરાવ ગાયકવાડ સરકારે વિજાપુરની પડતી દેખી છે તેથી તેઓ વિજાપુરની ચડતી થાય એવા ઉપાયો લેવા ખાસ લક્ષ્ય રાખશે એવો લેખકનો આન્તર અભિપ્રાય છે. ભાટોની પૂર્વે ચડતી હતી હાલ પડતી છે. જૈનોની પૂર્વે ચડતી હતી હાલ પડતી છે. બ્રાહ્મણો અને વહોરાઓની પૂર્વે પડતી હતી અને હાલ ચડતી છે. સુથવારાની ચડતી છે. સંખ્યામાં, બળમાં, વ્યાપારમાં અને સત્તામાં જૈનો પાછા પડવા લાગ્યા છે. બાળલગ્ન, કેળવણીમાં ખામી-કુસંપ વગેરે કારણોથી જૈનોની પડતી થઇ છે. કણબી પાટીદારોમાં કેળવણીની ઘણી ખામી છે. મુસલમાનોમાં એકંદર રીતે અવલોકતાં સમાનતા છે પણ કંઇક ચડતી છે. વિજાપુરના લોકોમાં પરસ્પર દૃષ્ટિથી અવલોકતાં ચડતી પડતીનો ખ્યાલ કર્યો; પરંતુ અન્ય તાલુકાઓ કરતાં તો વિજાપુર હાલ પશ્ચાત્ છે. આત્મા પોતાનો ઉદ્ધાર કરે છે વા પોતાનો નાશ કરે છે. વિજાપુરની પડતીમાં વિજાપુરના લોકોનું અજ્ઞાન તથા દુર્ગુણો કારણભૂત છે માટે હવે વિજાપુરના લોકોએ સ્પર્ધાના જમાનામાં આલસ્યની ઘેનમાં ન ઘોરવું જોઇએ; આરીસામાં પોતાનું પ્રતિબંબ

આબેહુબ પડે છે તદ્દત્ વિજાપુર વૃત્તાંત રૂપ આરીસાને અવલોકી વિજાપુરના જનો પોતાનું સ્વરૂપ જાણી શુભપ્રગતિપથના પન્થી બનો. અમારાથી જેટલી બના તેટલી હકીકત પહેલવહેલી આ પુસ્તકમાં દાખલ કરી છે. **જેને પોતાની જન્મભૂમિ માટે સ્વાર્પણની પ્રવૃત્તિ છે તે જન્મીને આ વિશ્વમાં સ્વપરનું શ્રેયઃ કરવા સમર્થ થાયછે.** આગળ ફતેહ છે એવો નિશ્ચય કરી જેઓ વિવેકથી સાહસ કરે છે તેઓ કંઇક શુભ કરવાને સમર્થ થાય છે. **બાલલગ્નના મહાપાપી યજ્ઞથી વિજાપુરના જૈનોમાં બાળરંડાઓની સંખ્યા વધી છે અને નિર્માલ્ય પ્રજા ઉત્પન્ન થવા લાગી છે માટે તે દુષ્ટ રીવાજનો નાશ કરવા પ્લેગના રોગના નિવારણની પેઠે ચાંપતા ઉપાયો લેવાની જરૂર છે.** મહાત્માઓ–ગુરૂઓ શિખામણ આપી શકે છે. શુભ અશુભ માર્ગ દેખાડે છે પરંતુ વિવેકથી પ્રવૃત્તિ, નિવૃત્તિ કરવી તે તો સર્વના સ્વતંત્ર વિચાર પર છે. જેનો ઉદય થવાનો હોય છે તેને સાચી શિખામણ વ્હાલી લાગે છે અને તે પ્રમાણે પ્રવૃત્તિ કરે છે. **જેઓને સવળું પણ અવળું પરિણમે છે એવાઓને શિખામણ ખરેખર ત્રિદોષની પેઠે શુભ પરિણમતી નથી.** સત્ય સ્વાતંત્ર્ય, ઉદ્યોગ, શુદ્ધપ્રેમ, પરસ્પરોપકાર વગેરે ગુણો ખીલ્યાથી દેશના વા સમાજના ઉન્નતિ થાય છે. સત્ય ગુરૂઓની શિક્ષાને જેઓ પ્રાણાર્પણ કરીને આદરે છે તેઓનું કલ્યાણ થાય છે. અને અણુમાંથી તેઓ મહાન્ બને છે. ગુરૂભક્તો ગુરૂની શિક્ષા માનીને નીચના ઉચ્ચ બને છે અને ઉચ્ચ લોકો પ્રમાદથી પતન પામી નીચ બને છે. પોતાના હાથમાં પોતાનું કલ્યાણ છે. **પરસ્પર એક બીજાની સાથે સાંકળના અંકોડાની પેઠે જોડાઈ એક બીજાનું ભલું કરી અનંત સુખમય જીવન પ્રાપ્ત કરો!!!**

શ્રીમાન્ મહારાજા શ્રી સયાજીરાવ ગાયકવાડ સરકારે સ્થાપન કરેલી સરકારી ગુજરાતી શાળામાં ગુજરાતી છઠ્ઠા ધોરણ સુધી અભ્યાસ કરી ઉત્તીર્ણ થવાથી ગુણાનુરાગદૃષ્ટિએ તેમનું કાવ્ય રચવામાં આવ્યું છે. **परगुणपरमाणुं पर्वतीकृत्य नित्यं निजहृदि विकसन्तः सन्ति सन्तः कियन्तः** શ્રીમાન્ મહારાજા શ્રીસયાજીરાવ ગાયકવાડ સરકારના ગુણોથી આકર્ષાઇને અમોએ તેમના ગુણોનું કાવ્ય લખી તેમનામાં વિજાપુર વગેરેના ઉન્નતિ કરવાના ભાવનાનો હાર્દિક સંદેશ, સ્વહૃદય દ્વારા પ્રેર્યો છે. શ્રીમાન્ સુબા સાહેબ સંપતરાવ ગાયકવાડ સરકાર સં. ૧૯૭૨ ના ફાલ્ગુનમાસમાં વિજાપુરમાં આવ્યા હતા ત્યારે તેમને, વિદ્યાપુર–વિદ્યાશાળામાં ચાતુર્વર્ણિક પ્રજાના ઉન્નતિ સંબંધી જાહેર બોધ આપ્યો હતો તેથી તેમના હૃદયમાં ઉંડી છાપ પડી હતી. તેમજ કડીપ્રાંતના સુબા સાહેબ રા. રા. ગોવિંદભાઇ હાથીભાઇ જ્યારે સં. ૧૯૭૦ માં અમને મહેસાણામાં મળ્યા ત્યારે તેમને અનેક બાબતો સંબંધી

ઉપદેશ આપ્યો હતો તથા તેમને લાડોલમાં પણ સમાગમદ્વારા ઉપદેશ આપ્યો હતો એ પ્રમાણે ગાયકવાડ સરકાર શ્રીમાન મહારાજા શ્રી સયાજીરાવના રાજ્યમાં શાંતિ–ઉન્નતિ પ્રસરે એમ સત્તાધિકારીયો વગેરેને પ્રસંગોપાત્ત ઉપદેશ આપવામાં આવે છે એમાં કંઈ ફરજ કરતાં વિશેષ કરવામાં આવતું નથી. પૂર્વ કાલમાં મુનિયો પોતાની ફરજ અદા કરવા માટે રાજાઓ અને પ્રજાને વારંવાર પ્રસંગોપાત ઉપદેશ આપી તેઓનું જીવન સુધારતા હતા. એવા મુનિવરો પ્રગટો અને વિશ્વ–સમાજની પ્રગતિ કરવામાં આત્મ સામર્થ્ય વાપરો અને સર્વનું કલ્યાણ કરો !!!

इत्येवं ॐ शान्तिः ३

श्रीवीरप्रभु पट्टपरंपर जैनश्वेतांबर जगद्गुरु श्रीहीरविजयसूरि पारंपर्यपद्धारक श्रीसुखसागरजी शिष्य बुद्धिसागरसूरिणा रचित विद्यापुर वृत्तांतः संपूर्णः ॥

## श्रीमन्त सरकार सयाजीराव गायकवाडना–गुणोनी स्तुति.

श्रेयःसंततिभूषितः श्रुतकलावारांनिधेः पारगः,
शौटीर्यं कलयन् भुजेन विमलं रक्षाकरं प्राणिनाम् ।
आजन्मोर्जितशुद्धचित्रचरितः संचारकीर्तिव्रजो,
जीयाद् गुर्जरदेशपालक–सयाजीरावभूपः सदा ॥ १ ॥

उन्मार्गस्थजनान् सुमार्गगमनान् संपादयन् नीतितो,
मित्रामित्रसमानदण्डविभवः शिष्टानुरक्षाकरः ।
दानं भूरि ससत्क्रियं प्रतिदिनं संराजतेऽस्य प्रभो–
र्जीयाद् गुर्जरदेशपालक–सयाजीरावभूपः सदा ॥ २ ॥

यस्यानिन्द्यतमप्रतापनिचयः संशोभते सर्वदा,
यातीवास्तमिति प्रचण्डकिरणः संक्षुभ्यमानो हृदि ।



શ્રીમંત મહારાજા સયાજીરાવ ગાયકવાડ

ભારતભૂષણ વિદ્યાવિલાસી ગુર્જર નરેશ

જેમના રાજ્યમાં વિજાપુરમાં સુરીશ્વરજી જન્મ્યા અને નિર્વાણ પામ્યા

पीयूषोज्ज्वलयशो विजयते क्षीणस्ततोऽब्जो नु किं ?,
जीयाद् गुर्जरदेशपालक–सयाजीरावभूपः सदा ॥ ३ ॥

सज्यं येन कृतं कदापि न धनुः कोपाकुलं चाननं,
शौर्यौदार्यविशेषभूषितवपुर्यस्यूचा क्षमोदन्वता ।
यस्याज्ञां शिरसा वहन्ति तदपि प्रेम्णा प्रजापालका,
जीयाद् गुर्जरदेशपालक–सयाजीरावभूपः सदा ॥ ४ ॥

कान्ता यस्य गुणाः सदा स्फुटतरा राजन्ति भूवर्तिनो,
भीमा भूरिभयप्रदाश्च नितरां विद्वेषिणां भूपतेः ।
गम्यस्तेन भवत्ययं जनवरैर्धृष्यो न चान्यैर्जनै–
जीयाद् गुर्जरदेशपालक–सयाजीरावभूपः सदा ॥ ५ ॥

यद्राष्ट्रे नितरां फलन्ति शुभदाः सामाद्युपाया इव,
सम्यग्योग–सुसत्क्रिया–शुभपदे संप्रापिताः संपदः ।
संघर्षं समुपेत्य बृंहिततरो दक्षो यका आर्थिका
जीयाद् गुर्जरदेशपालक–सयाजीरावभूपः सदा ॥ ६ ॥

स्वायत्तीकृतशात्रवेण पदवीं श्रीमानवीं पित्सुना,
सम्यग् भागतया विविच्य विधिना रात्रिंदिवं पौरुषम् ।
नष्टालस्यविमोहमाररुचिना संतन्यते न्यायतो,
जीयाद् गुर्जरदेशपालक–सयाजीरावभूपः सदा ॥ ७ ॥

यद्राष्ट्रीयजनेषु चौर्यवचनं संश्रूयते शास्त्रगं,
दीप्रेणोत्तमशासनेन च सदा नीतिप्रवादः परः ।
वैरत्रासविवाददूषणगणो वैराग्यतां संगतो,
जीयाद् गुर्जरदेशपालक–सयाजीरावभूपः सदा ॥ ८ ॥

वर्णाः सदा ब्राह्मण शस्त्रपाणि–
वैश्यास्तथा शूद्रमुखादयोऽन्ये ।

स्वधर्मनिष्ठा भवदीयशासनाद्,
विद्वेषभावं परितस्त्यजन्ति ॥ ९ ॥

क्रियाकलापा निजधर्मकल्पाः,
समस्तभावेन सुसिद्धिभाजः ।
तन्मूलहेतुर्भवतः प्रतापः,
समस्ति कामाद्यरिधूमकेतुः ॥ १० ॥

देशान्तरे संभ्रमणोत्सुकोऽन्यः,
कस्ते तुलां लब्धुमनल्पधैर्यः ।
योग्यो भवेद्धंसविविक्तबुद्धे-
र्गृहीतदुग्धोज्ज्वलतत्वराशेः ॥ ११ ॥

फलानुमेयानि भवन्ति लोके,
कार्याणि ते धातुरिवोत्तमानि ।
विवेकविज्ञानविवर्धकानि,
प्रजाप्रमोदैकसमृद्धिभाञ्जि ॥ १२ ॥

विद्यालया एव समस्तदेश-
माश्रित्य ते शासनतो विभान्ति ।
स्थानं न किञ्चित् प्रतिभाति तादृग्,
नो यत्र बालाः प्रपठन्ति विद्याम् ॥ १३ ॥

विद्योष्णरश्मिस्तव मानसस्थः,
प्रकाशयत्येव सदा धरित्रीम् ।
चित्रं तदस्त्येव नभःस्थितोऽयं,
न तत्तुलां प्राप सहस्ररश्मिः ॥ १४ ॥

कलानिधानः स्वयमेव भासि,
सर्वार्थसंसाधनमुख्यबीजम् ।

तेनैष शीतांशुरनुक्रमेण,
विश्रामहेतोः क्षयतां प्रयाति ॥ १५ ॥

कौमारके न्यस्तसमस्तविघ्नः,
सुयौवनं प्राप्य सुनीतिरीत्या ।
धृतः प्रजापालनकार्यभारः,
चकास्ति सर्वत्र जयानुमेयः ॥ १६ ॥

प्रतिपुरं त्वया वाचनालया,
अपि निरूपिता ह्युग्रबुद्धयः ।
विविधदेशगं येषु भावुकं,
श्रुतिपथं सदा कुर्वते स्थिताः ॥ १७ ॥

रचितवानहो ! ज्ञानवृद्धये,
प्रचुरसाधनाः शर्मसेवधीन् ।
परिषदो भवान् विश्वगोपका,
जनहितैकसाधनोद्यतः सदा ॥ १८ ॥

नवनवोत्थितां देशनोपमां,
वचनसन्तर्तिं भव्यजन्तवः ।
भवमहोदधौ सार्थकं जना,
विदधते भवत्प्रेमदृष्टितः ॥ १९ ॥

तव कलाराशी भूषयत्यहो !,
विषयशर्वरीं शर्मसेविनीम् ।
प्रतिदिनं विमोऽभ्युन्नतिक्रम–
शरणतत्परां नित्यराजिनीम् ॥ २० ॥

कुमुमतोऽधिकानन्ददायिनीं,
मुदितमानसास्तावकीं धियम् ।

गुणगणान्वितां जानते जनाः,
शिवफलप्रदामायतिक्षमाम् ॥ २१ ॥

कलिकला न ते राष्ट्रगामिनी,
श्रवणगोचरा भारतीतले ।
अभवदित्यलं सत्सु शोभना,
गुणविवर्त्तना शोभतेतराम् ॥ २२ ॥

को[1] मार्त्यवरगो विभूषयति का भूमिं सदा धर्मिषु,
को[2] मुख्यः सरसि प्रभाति किमलं[4] रक्षाकरः कः[5] स्मृतः ।
यानं किं[6] नृपतेर्विभाति शशिना का[7] निःस्पृहः को भुवि,
मत्प्रश्नोत्तरमध्यमाक्षरपदैर्भूयात् तवाशीर्वचः ॥ २३ ॥

( उत्तर—हे सयाजीराव जय )

श्रीमत्सयाजीरावस्य, गौर्जरीयमहीपतेः ।
महत्ताकीर्त्तनं काव्यं, सद्‌गुणैः पूर्णशोभकम् ॥ २४ ॥

शुभं गुणानुरागेण, लाटापल्ल्यां विनिर्मितम् ।
गुणोन्नतेः प्रसिद्ध्यर्थं, बुद्धिसागरसूरिणा ॥ २५ ॥



---

१ महेशः २ सुसती. ३ दयालुः ४ राजीवम् ५ सुराजा.
६ जघनः ७ रजनी. ८ संयतिः



# શેઠ મગનલાલ કંકુચંદનું જીવન ચરિત્ર.

## શેઠ કંકુચંદ મહેશ્વરના વડવાઓનો ઇતિહાસ.

જૈન શેઠ કંકુચંદ મહેશ્વરના વડવાઓ અસલ મારવાડમાં ભિન્નમાલ નગરમાં રહેતા હતા. લાડોલના મહાત્મા વહીવંચા (ચૈત્યવાસમાંથી ગૃહસ્થ કુલગુરૂ તરીકે ઉતરી આવેલા) પ્રખ્યાત છે, તેમની ગાદી પર મણિલાલ હીરાચંદ તથા હાથીચંદ હીરાચંદ છે. મણિલાલની પ્રાચીનવહીમાંથી નીચે પ્રમાણે પેઢીઓ ઉતારી છે.

| | |
|---|---|
| ૧ રાજા જશવંતસિંહ | ૯ રાજા કલ્યાણસિંહ |
| ૨ રાજા અભયસિંહ | ૧૦ રાજા મદનસિંહ |
| ૩ રાજા કરણસિંહ | ૧૧ રાજા જુવાનસિંહ |
| ૪ રાજા મદનસિંહ | ૧૨ રાજા પ્રતાપસિંહ |
| ૫ રાજા અર્જુનસિંહ | ૧૩ રાજા અહેસિંહજી |
| ૬ રાજા ભભુતસિંહ | ૧૪ રાજા મહારસિંહજી |
| ૭ રાજા અજમલસિંહ | ૧૫ રાજા અદ્‌ભુતસિંહજી |
| ૮ રાજા રાજમલસિંહ | ૧૬ રાજા પંચબાણજી |

સોળમી પેઢીએ આવેલ પંચબાણજીથી તેમના પેઢીનો વિશેષ ઇતિહાસ માલુમ પડે છે. ઉપરના રાજાઓનું ગૌતમ ગોત્ર-સૂર્યવંશ અને ગોત્રદેવી અંબિકા હતી. રાજા પંચબાણજીના ગુરૂશ્રી પૂર્ણિમાગચ્છીય શ્રીપદ્મદેવ સૂરિ હતા. સં. ૧૧૯૧ માં પંચબાણજી જન્મ્યા હોય વા રાજ્ય યોગ્ય થયા હોય એમ પેઢીનામાથી અનુમાન થાય છે. પદ્મદેવસૂરિના બોધથી શ્રી પંચબાણે શ્રાવકનાં વ્રત ઉચ્ચર્યા હતાં. અને તેમને વીશાશ્રીમાલી તરીકે ક્ષત્રીયવર્ગમાંથી દાખલ કર્યા-અગિયારમા સૈકામાં (બારસેંની સાલમાં) શ્રી માનતુંગસૂરિના એક શિષ્ય પદ્મદેવસૂરિ નામના થયા તથા એક નરચંદ

સૂરિના શિષ્ય અને શ્રી તિલકસૂરિના શિષ્ય પદ્મદેવસૂરિ થયા–પદ્મદેવસૂરિએ **સિદ્ધસેન–દિવાકરના** રચેલ **લબ્ધિપ્રપંચ** ગ્રન્થ પર લબ્ધિપ્રપંચ પ્રબોધિકા નામની લઘુ ટીકા રચી છે. તથા **યોગરહસ્ય** નામનો ગ્રન્થ તેમણે રચ્યો છે. પૂર્ણિમાગચ્છીય પટ્ટાવલિની પ્રાપ્તિ થતાં તેનો વિશેષ નિર્ણય થાય તેમ છે. રાજા પંચબાણજીને અગિયાર રાણીઓ હતી. દશ મહેતા હતા. **રાજા પંચબાણે** ભિન્નમાળમાં વસનાર બાર હજાર છસેં પાંત્રીશ **જૈનો**ના ઘેર લહાણું કર્યું. તેમાં પ્રતિ ગૃહે એક સુવર્ણ મહોર, એક પાંચ શેરની થાળી અને એક લાડવો એ પ્રમાણે લ્હાણી કરી. તેણે જૈનધર્મની સારી રીતે પ્રભાવના કરી.

**રાજા પંચબાણની પદ્માવતી રાણીના** ઉદરથી **પદ્મસિંહનો** જન્મ થયો, **રાજા પદ્મસિંહની** ભાર્યા પ્રેમલાદેવીથી **ખેતાક** પુત્રનો જન્મ થયો. ખેતાકના વખતમાં ભિન્નમાલમાં યુદ્ધ થયું હોય તેમ જણાય છે. કારણકે ખેતાકે ભિન્નમાલનો ત્યાગ કર્યો અને તે વટપદ્ર ( વડોદરા ) માં આવ્યા. વડોદરામાં ખેતાકસિંહે બાવન જીનાલયવાળું મહાવીર પ્રભુનું દેરાસર બંધાવ્યું અને તેણે આગમોને લખાવવામાં પાંચ લાખ રૂપીયા ખર્ચ્યા, ખેતાની ભાર્યા મનેવરીના પુત્ર **સોમરાજ** થયા. વડોદરામાં રાજ્યવિરોધ થવાથી તેઓ ત્યાંથી નાઠ્યા અને વિસનગરમાં આવી વસ્યા. **સોમરાજના** પુત્ર **ભીમા** અને મુના એ બે થયા. તેમાં મુનાએ સંતતીના કારણે **જૈન** ગૃહસ્થ કુલગુરૂના વચન પ્રમાણે દેવીના આદેશથી **દશાશ્રીમાલીનાં** કન્યા **પરણ્યા** ત્યારથી તેમનો વંશ દશાશ્રીમાલી તરીકે ઓળખાવા લાગ્યો. સં. ૧૨૮૦ લગભગમાં વસ્તુપાલ તેજપાલ પાટણમાં ચોરાશી જાતના વાણીયાની ન્યાત કરી. તેમાં વસ્તુપાલ અને તેજપાલના પક્ષમાં રહી જેઓ ન્યાતમાં જમ્યા તે દશા કહેવાણા. અને જે ન જમ્યા તે વીશા કહેવાણા. વાણીયાની બીજી પણ નાતોમાં આવા અનેક કારણથીં દશા અને વીશાના ભેદ પડયા છે.

શેઠ મુનાના પુત્ર દેવો, રાણો, સાલિંગ, **વીકા** અને નાના એ પાંચ થયા. દેવાના પુત્ર જોટા સોમલ થયા. જોટાના પુત્ર **સરવણ, સાંડ** અને વિક્રમ એ ત્રણ થયા. સરવણના પુત્ર **માંડક** અને ભોટુ થયા.

સં. ૧૩૮૫ ના સાલમાં વિસનગરમાં જોટાના પુત્રોએ શ્રી પાર્શ્વનાથનું દેરાસર બંધાવી સાત લાખ રૂપીયા ખર્ચ્યા. શ્રી પાર્શ્વનાથપ્રભુની પ્રતિમાના ગુરૂ શ્રી **દેવસાગરસૂરિએ** પ્રતિષ્ઠા કરી.

શેઠ માંડુકના પુત્ર ભીમા.

| | | |
|---|---|---|
| શેઠ ભીમા | નાથા–પુત્ર રૂપા | કંકુચંદના પુત્રો |
| શેઠ હાપા | રાજુવા | ૧ રવચંદભાઇ |
| | | ૨ ઘહેલાભાઇ |
| શેઠ કરમશી | જગમાલ | ૩ મગનલાલ |
| | | ૪ બાદરભાઇ |
| શેઠ નાનંગ | મંગલજી | ૫ ઉમેદભાઇ |
| શેઠ પાસા | પ્રતાપ | રવચંદભાઇના જેશંગભાઇ અને ઘેલાભાઇના |
| શેઠ નાથા | કીશોર | બાલચંદ |
| | કરમચંદ | |
| | બહેચર | |
| | કંકુચંદ | |

હાપા વા તેના પછીના વંશજો વીસનગરમાંથી સાબરમતીના કાંઠાપર આવેલા ધાંટુ ગામમાં આવીને વસ્યા. ધાંટુનો સં.૧૮૪૨ ની લડાઈમાં નાશ થયો ત્યારે રાજુવાશેઠ ધાંટુનો ત્યાગ કરીને જૂના સંઘપુરમાં આવીને વસ્યા. માંડુકના વંશમાંના કેટલાક કલોલ પાસેના ડેંગુચા ગામમાં જઇ વસ્યા છે ને હાલ વિદ્યમાન છે. સં. ૧૮૫૫ ચૈત્ર વદિ બીજે કીશોર શેઠે સંઘપુરથી સંઘદ્વારા સિદ્ધાચલના યાત્રા કરી. સં. ૧૮૭૩ માં કીશોર શેઠે તારંગાજીનો સંઘ કહાડયો. સં, ૧૮૭૪ માં ચૈત્ર શુદિ ચૌદશે મૂલનાયક ચંદ્રપ્રભુને શેઠ કીશોરે ગાદીએ બેસાડયા, તે વખતે મલુકચંદ કીશોરે રૂા. ૧૦૧ નો ચડાવો લીધો હતો. હાલ સંઘપુરના કેટલાક વૃદ્ધ પુરૂષો કહે છે કે ચંદ્રપ્રભુની પ્રતિમા ધાંટુથી લાવવામાં આવી હતી અને હાલ જૂના સંઘપુરના દેરાસરમાં જૂના લેખનાં બે પાટીયાં છે તે પણ ધાંટુથી લાવવામાં આવ્યા હતા. અને ધાંટુમાંથી બે લેખોનાં પાટીયાં વિજાપુરમાં ચિંતામણિના દેરાસરમાં લાવવામાં આવ્યાં હતાં. પણ તેનો તપાસ કરતાં પત્તો લાગતો નથી. ધાંટુથી શ્રીસંભવનાથની પ્રતિમાને લાવવામાં આવી છે. સં. ૧૯૨૪ લગભગમાં જુનું સંઘપુર પાણીની રેલમાં તણાયું, પછી નવું સંઘપુર વસ્યું. જૂના સંઘપુરમાંથી ચંદ્રપ્રભુની પ્રતિમાને નવા સંઘપુરમાં લાવવામાં આવી. હાલ જુના સંઘપુરના દેરાસરમાં ૬૬ શ્લોકથી ૧૧૫ શ્લોક સુધીનાં બે પાટીયાં છે.

તે લેખનો ઉતારો પ્રસ્તાવનામાં કરવામાં આવ્યો છે, શેઠ કીશોર પ્રતાપે વિજાપુરના ચિંતામણીના દેરાસરમાં શાંતિનાથની પ્રતિમા પધરાવી, તથા બે નવકારશીઓ કરી. સં. ૧૮૬૨ માં વૈશાખ શુદિ ત્રીજના રોજ શેઠ કીશોરનો વસ્તાર વિજાપુરમાં આવી વસ્યો. સં. ૧૮૮૮ ના ફાલ્ગુણ શુદિ બીજના રોજ કરમચંદભાઇએ દીક્ષા લીધી, તેમનું નામ કીર્તિવિમલ પડ્યું. તે વખતે બે નવકારશી થઇ તેમાં એકેક નવકારશીમાં બેતાલીશ મણ ઘીનો શીરો વર્યો. બે માસનું તપ કરીને કીર્તિવિમલજી સ્વર્ગમાં ગયા. શેઠ કરમચંદ કીશોરના પુત્ર શેઠ બહેચર થયા અને તેના પુત્ર કંકુચંદ થયા. શ્રીમાલીવાડામાં કીશોર શેઠનો વસ્તાર સં. ૧૮૬૨ થી આવ્યો, તેને હાલ સો વર્ષ અને ઉપર બાર વર્ષ થયાં છે.

## શેઠ મગનલાલનો જન્મ.

વિજાપુરમાં શ્રીમાલીવાડામાં શેઠ કંકુચંદ બહેચરનું ઘર છે. કંકુચંદ શેઠની પત્નીનું ખુશાલબાઇ નામ હતું. તેની કુખથી રવચંદ, વહેલાભાઇ, મગનલાલભાઈ, આદરભાઇ અને ઉમેદભાઇ એ પાંચ પુત્રોનો જન્મ થયો. કંકુચંદ અને ખુશાલબાઇની જૈનધર્મપર પૂર્ણશ્રદ્ધા હતી. તેઓ બન્ને ઇષ્ટદેવ ગુરૂ અને ધર્મનું આરાધન કરવામાં સદા તત્પર રહેતાં હતાં, સાધુઓનું વ્યાખ્યાન શ્રવણ કરવા માટે કંકુચંદભાઇ દરરોજ જતા હતા. જૈનધર્મની તે બંનેમાં હાડોહાડ શ્રદ્ધા હતી. કુદેવ, કુગુરૂ અને કુધર્મની માન્યતાથી સદા દૂર રહેતાં હતાં. શુભકર્મથી સુખ અને અશુભ કર્મથી દુઃખ થાય છે એવી શ્રીવીરપ્રભુની વાણીની શ્રદ્ધાથી તેઓ રંગાયા હતાં. તેમણે જગતના અનેક અનુભવ લીધા હતા. દુઃખ અને સુખના દિવસોની દશામાંથી તેઓ પસાર થયાં હતાં. સર્વ જીવોના દયા પાળવામાં તેઓ બંને સદા તત્પર રહેતાં હતાં શ્રી જિનેન્દ્રપ્રભુની ભક્તિ કરવામાં તેઓ ઘણો સમય વ્યતીત કરતાં હતાં. સં. ૧૯૧૮ ની સાલમાં શેઠ મગનલાલનો જન્મ થયો. 'પુત્રનાં લક્ષણ પારણામાં' એ કહેવતના અનુસારે મગનલાલના ગુણોનો આભાસ થવા લાગ્યો. માતાના વાત્સલ્ય પ્રેમામૃતના પાનથી મગનલાલ દરરોજ વધવા લાગ્યા. બાલ્યાવસ્થામાં માતા અને પિતાનો પુત્રપર જે પ્રેમ હોય છે તેનું વર્ણન થઈ શકતું નથી. **માતા સ્વર સમાન છે અને પિતા વ્યંજન સમાન છે. પિતા આકાશ સમાન છે તો માતા પૃથ્વી સમાન છે.** માતાની પૂર્ણ પ્રેમદૃષ્ટિથી અને પિતાના સ્નેહથી બાલ્યાવસ્થાથી સુખમય જીંદગીનો ખ્યાલ ખરેખર ગમે તેવી અવસ્થામાં કોઇને આવ્યા વિના રહેતો નથી. કલ્પવૃક્ષની શીતળછાયા

સમાન માતાના ખોળામાં તેઓ લાડથી ઉછર્યા. ખુશાલમાતાનાં કોડ પૂર્ણ થયા. બાલ્યાવસ્થામાં તેમણે રમતગમતથી પોતાના શરીરને પુષ્ટ કર્યું. તેઓ પાંચ છ વર્ષના થયા બાદ માતપિતાએ નિશાળમાં મૂકવાનો વિચાર કર્યો. શ્રીમાલીવાડામાં ધનેશ્વર મહેતાની નિશાળમાં તેમને નિશાળગરણાપૂર્વક બેસાડવામાં આવ્યા. હાલના કરતાં તે વખતની ગામઠી શાળાઓ જુદા પ્રકારની હતી. ગામઠી શાળાઓનું ભણામણ બધું ૩-૪-૫ રૂપૈયામાં સમાઈ જતું હતું. તેમણે બે ત્રણ વરસ પર્યંત ગુજરાતી શાળામાં અભ્યાસ કર્યો અને તે વખતે ભણનાર વિદ્યાર્થીઓમાં પ્રથમ નંબરે ઉત્તીર્ણ થયા. પશ્ચાત્ મુંબઈમાં અંગ્રેજી માસ્તરનો યોગ મળ્યાથી તેમણે અંગ્રેજી એક બુકનો અભ્યાસ કર્યો. પશ્ચાત્ પંદર સોળ વરસની ઉમર થતાં તેઓ નોકરીએ લાગ્યા. તેમનામાં સારા સદ્ગુણો અને પ્રમાણિકપણું ખીલ્યું હતું, તેથી લોકોમાં તેમની પ્રતિષ્ઠા વધવા લાગી. તેમના પિતા તેમને વારંવાર પરદેશ વેપાર કરવા જવા માટે શિખામણ આપતા હતા. શેઠ રવચંદ કંકુચંદ કે જે તેઓના મોટા ભાઈ હતા તેમની સાથે તેઓ મુંબાઈ ગયા હતા; ત્યાં તેઓ અનેક જાતના વેપારનો અનુભવ કરવા લાગ્યા. પોતાની પ્રમાણિકવૃત્તિથી અને અન્યોને આકર્ષણ કરવાની શક્તિથી મોટા મોટા જૈન વેપારી શેઠીયાઓને પ્રિય થયા. સંવત્ ૧૯૪૪ ની સાલમાં તેમણે મુંબાઈમાં પોતાના નામની કમીશન એજન્ટની દુકાન શરૂ કરી. તે નામ અને ધંધો હાલ સુધી કાયમ છે. પોતાના પુણ્યના પ્રતાપે કાપડ વગેરેની દલાલીમાં સારી રીતે ફાવવા લાગ્યા અને તેથી લક્ષ્મી વધવા લાગી.

સંવત ૧૯૩૬ ની સાલમાં તેમનું અહમદનગરની જૈન કન્યા બાઈ મેનાબાઈની સાથે પ્રથમ લગ્ન થયું. બાઈ મેનામાં સતીના ગુણો હતા તેથી તે બાઈ મગનલાલને સંસાર વહેવારમાં ચણીની કળામાં એક લાગણ રૂપ થયાં. બાઈ મેનાનો સ્વર્ગવાસ સંવત્ ૧૯૪૮ ની સાલમાં થયો, અને તેજ સાલમાં સધપુરની શ્રાવિકા ચંદનની સાથે તેમનું લગ્ન થયું. ચંદન એક સારા કુળમાં જન્મેલી જૈન કન્યા હતી. બાઈ મેનાના બાઈ લલ્લુભાઈ કરમચંદ કે જેઓ સં. ૧૯૪૬ થી મગનલાલ શેઠની પાસે છે તેમની સાથે બાઈ ચંદનનો બાઈ કરતા પણ વિશેષ સંબંધ હતો. તેઓ બાઈ ચંદનના ગુણોની ઘણી પ્રશંસા કરે છે અને કહે છે કે કુટુંબને જાળવવા માટે અને પતિની સેવા ચાકરી કરવા માટે ચંદનના જેવા ગુણો બીજામાં કે ભાગ્યેજ જોવા હશે. વિજાપુર અને આસપાસના જે જે સગાસંબંધીઓ મુંબાઈમાં આવતા તેઓની સેવા ચાકરી કરવા માટે તે કંટાળો લાવતી નહોતી. પોતાના કુટુંબને તે પ્રસંગોપાત નહીં ભાવ બતાવ્યા કરતી હતી. શેઠ મગનલાલ કંકુ

ચંદને પણ તેની સલાહ ઘણી ઉપયોગી થઇ પડતી હતી. પોતાના પતિ જ્યારે કોઇ કોઇ વખતે ચિંતામગ્ન થતા ત્યારે તેમને ઘણી ધીરજ આપતી હતી, અને સંસારના સાથી તરીકે પોતાની નેક ટેક સદા અદા કરતી હતી. તેનામાં ગંભીરતા, માયાળુ સ્વભાવ, અતિથિસત્કાર, પરોપકારવૃત્તિ, સર્વના સારામાં ભાગ, સહનશીલતા, નમ્રતા, વિવેક વિગેરે ઘણા ગુણો ખીલ્યા હતા. શેઠ મગનલાલ કંકુચંદને જરા માત્ર પણ ઓછું આવવા દેતી નહોતી. ટુંકામાં સુશીલ પત્ની તરીકેની ખ્યાતિ તેણે મેળવી હતી. તેઓ મુંબઇ જૈન મહિલા સમાજમાં પેટ્રન હોવાનું માન ધરાવતાં હતાં. બાઇ ચંદનને પુણ્યયોગે એક પુત્ર થયો હતો પણ તે ગુજરી ગયો. બાઇ ચંદનના કુંકુમ પગલાંથી કુટુંબમાં લક્ષ્મી વધવા લાગી અને ત્યાં ત્યાં તેમના કુટુંબની પ્રતિષ્ઠામાં વધારો થવા લાગ્યો. બાઇ ચંદને પોતાના પતિ સાથે ઘણી યાત્રાઓ કરી, સાધુ સાધ્વીઓને દાન આપ્યાં અને ઘણા મુનિઓનાં વ્યાખ્યાન સાંભળ્યાં. સં. ૧૯૬૮ ની સાલમાં તેમનો સ્વર્ગવાસ થયો.

સંવત્ ૧૯૬૮ ની સાલમાં ગઢોડાની બાઇ મંગુની સાથે શેઠ મગનલાલ કંકુચંદનું ત્રીજી વખત લગ્ન થયું. તે બાઇ હાલ હયાત છે; અને તે બાઇ પણ સારા સદ્‌ગુણો ખીલવી પૂર્વની સ્ત્રીઓની પેઠે પ્રખ્યાત થાય એવી ઇચ્છા રાખવામાં આવે છે.

શેઠ મગનલાલ કંકુચંદના મોટા ભાઇ રવચંદભાઇ ગુણીયલ હતા. તેમનામાં ગંભીરતા અને શાંતતા હતી. પોતાના કુટુંબનું પ્રતિપાલન કરવામાં તેઓ દક્ષ હતા. તેઓ પોતાની પાછળ જેશંગભાઇ નામના સુશીલ પુત્ર મુકીને સંવત્ ૧૯૪૯ ની સાલમાં સ્વર્ગવાસી થયા. શેઠ મગનલાલના પિતા કંકુચંદભાઈ સં. ૧૯૫૨ માં સ્વર્ગવાસ થયા. શેઠ બાદરભાઇ કંકુચંદ સંવત્ ૧૯૫૮ માં સ્વર્ગવાસી થયા. સંવત્ ૧૯૬૩ માં ઘેલાભાઇ કંકુચંદ પોતાની પાછળ બાલચંદ નામના પુત્રને મુકી સ્વર્ગવાસી થયા. તેમના સૌથી લઘુ બંધુનું નામ ઉમેદભાઇ છે, તેઓ ઘણા બાહોશ છે અને અત્યંત માયાળુ છે.

શેઠ બાદરભાઇ કંકુચંદની પાછળ તેમની મીલકતમાંથી રૂપીઆ દશ હજાર ખરચી બાદરભાઇના નામથી દોશીવાડામાં **બાદરવાડી** બંધાવી છે. સં. ૧૯૬૬ ની સાલમાં પંડિત રવિદત્ત લક્ષ્મીશંકરને પગાર આપી બાદરવાડીમાં જૈન શ્રાવિકાઓને ભણાવવા માટે પાઠશાળા સ્થાપી છે. તે પાઠશાળા હાલ પણ ચાલે છે. અનેક પાઠશાળાઓને શેઠ મગનલાલ કંકુચંદે મદદ કરી છે.

તેમનામાં દયા ગુણ પ્રતિદિન ખીલતો જાય છે. સંવત્ ૧૯૫૬ ની સાલમાં ગુજરાત મારવાડ વગેરેમાં ભયંકર દુકાળ પડયો ત્યારે શેઠ મગન-

લાલ કંકુચંદે મુંબાઇમાં ઘણા ગરીબોની તથા પાંજરાપોળોની ટીપોમાં મદદ કરી હતી, અને ઘણી ટીપો શેઠીઆઓ પાસે જાતે જઈ ભરાવી હતી. વિજાપુરમાં સંવત્ ૧૯૫૬ ની સાલમાં પશુઓને ઘણું દુઃખ પડ્યું ત્યારે મુંબાઇમાં પાંજરાપોળની ટીપ કરાવી રૂપીઆ દશહજારને આશરે ભરાવી આપ્યા તથા મુંબાઇ મોતીના કાંટેથી વિજાપુરની પાંજરાપોળ માટે રૂ. ૨૦૦) નું વર્ષાસન બાંધી આપવામાં મદદ કરી તથા સંવત્ ૧૯૫૬ ની સાલમાં દુષ્કાળીઆઓને નવ મહીના સુધી મમરા ચણા આપી મદદ કરી હતી.

શેઠ મગનલાલ કંકુચંદે અનેક મનુષ્યોને ગુપ્તદાન આપ્યાં છે. તે અત્ર નોંધમાં લાવવા જેવાં નથી.—ગુપ્તદાન આપવાથી અનંત પુણ્ય ઉત્પન્ન થાય છે. ઘણી શ્રાવિકાઓને તેમણે ગુપ્તદાન આપી મદદ કરી છે અને અનેક શ્રાવકોને પણ ખાનગીમાં મદદ કરી છે. માત્ર જૈનોને દાન આપી સહાય કરે છે એટલુંજ નહીં પણ સર્વ સાધારણ મનુષ્યોને મદદ કરે છે. અમદાવાદની જૈન બોર્ડીંગમાં બે વિદ્યાર્થીઓને સ્કોલરશીપ તરીક માસીક દશ રૂપીઆ કેટલાક વરસ આપવામાં આવ્યા છે. રાજકોટની જૈન બોર્ડીંગમાં તેમણે રૂપીઆ સો બક્ષીસ આપેલા છે. મુંબાઇમાં સ્થપાએલા મહાવીર જૈન વિદ્યાલયમાં તેમણે દરવર્ષે રૂપીઆ પચાસ દશ વરસ સુધી આપવા કબૂલ્યું છે. પાલીતાણાના જૈન બાલાશ્રમ વગેરે અનેક ખાતાંઓમાં વખતો વખત તેમણે ઘણી મદદ કરેલી છે અને કરે છે.

જીવદયા—સંઘપુર, ઘસાયતા, રામપુરા, મહુડી, હીરપુરા વગેરે સાબરકાંઠાના તેર ગામોમાં દશેરાને દીવસે પશુવધ થતો હતો તે બંધ કરાવ્યો છે. હાલ પણ તેમની પશુવધ બંધ કરાવવામાં પ્રવૃત્તિ છે. આગલોડમાં દશેરાને દીવસે એક ભેંસ મરાતી હતી તેનો અટકાવ કરવા માટે અમલદાર વર્ગને કહી આજ સાલમાં સારી સહાય આપી છે—બંધ થયો છે.

સંવત્ ૧૯૬૭ ની સાલમાં ગુજરાતમાં દુષ્કાળ પડ્યો ત્યારે વિજાપુરની પાંજરાપોળમાં અનેક પશુ આવવા લાગ્યાં. તેમના માટે તેમણે સારો બંદોબસ્ત કર્યો છે. સંવત્ ૧૯૭૧ ના દુષ્કાળમાં તેમણે ગાય ભેંસોના ચારામાં ઘાસની સારી મદદ આપી છે.

દક્ષિણમાં નેપાણી ગામમાં સં. ૧૯૪૯ ની સાલમાં જીનેશ્વર ભગવાનના પ્રતિષ્ઠા મહોત્સવમાં તેમણે મોટો આગેવાની ભર્યો ભાગ લીધો હતો. નેપાણી તરફની એક શ્રાવિકાએ રૂપીઆ ત્રીસ હજાર ખરચી આસપાસના જૈનોને તેડાવ્યા હતા. દરરોજ સત્તર હજાર માણસો જમતાં હતાં. આઠ દિવસ સુધી સત્તર હજાર જૈનોને જમાડવાની તે બાઇ તરફથી સર્વે

વ્યવસ્થા શેઠ મગનલાલ કંકુચંદે કરી હતી. રથ, ટોળી, વાજાં વિગેરે સાહિત્ય તેઓ મુંબાઇથી લઇ ગયા હતા. તે જીલ્લામાં પાંજરાપોળ નહીં હોવાથી ત્યાંના જૈનોને ઉપદેશ કરી એક મોટી ટીપ કરાવી ગૌરક્ષાખાતું સ્થાપન કર્યું હતું.

**જૈન અધ્યાત્મ જ્ઞાન પ્રસારક મંડળને મદદ**—સંવત્ ૧૯૬૪ ની સાલમાં માણસામાં મુનિરાજ શ્રી બુદ્ધિસાગરજીએ ચોમાસું કરી જૈન અધ્યાત્મ જ્ઞાન પ્રસારક મંડળની સ્થાપના કરી. તે વખતે ત્રણ ચાર હજાર જૈન ભેગા થયા હતા; અને ત્રણ દિવસ સુધી ગુરૂ મહારાજ તરફથી જાહેર વ્યાખ્યાન આપવામાં આવ્યાં હતાં. શેઠ **વીરચંદ** કૃષ્ણાજીએ તથા માણસાના સંઘે ત્યાં પધારેલા સંઘની ભક્તિ કરવામાં ખામી રાખી નહોતી. શેઠ **વીરચંદ** કૃષ્ણાજી, શેઠ મગનલાલ કંકુચંદ, શાહ લલ્લુભાઇ કરમચંદ, પાદરાવાળા વકીલ શાહ **મોહનલાલ હીમચંદભાઇ**, સુરતના ઝવેરી શાહ જીવણભાઇ ધરમચંદ તથા અમદાવાદના પ્રખ્યાત શેઠ જગાભાઇ દલપતભાઇ વગેરેએ અધ્યાત્મજ્ઞાન પ્રસારક મંડળમાં આગેવાની ભર્યો ભાગ લીધો હતો. તે અધ્યાત્મજ્ઞાન પ્રસારક મંડળ મારફતે હાલ છત્રીસ—સાડત્રાસ પુસ્તકો છપાવી બહાર પાડવામાં આવ્યાં છે. શેઠ મગનલાલ કંકુચંદે અધ્યાત્મજ્ઞાન પ્રસારક મંડળ મારફત કુમારપાળ ચરિત્ર છપાવી બહાર પાડયું છે તથા ગહુંલીસંગ્રહ પુસ્તક છપાવીને બહાર પાડયું છે. તથા આનંદઘનપદસંગ્રહ ભાવાર્થ નામના પુસ્તકમાં ઘણી સારી મદદ કરી છે. તથા આરોગ્ય દર્પણ નામના વૈદકીય પુસ્તક છપાવવાના કામમાં પણ સારી સહાય આપી છે. તથા ઐતિહાસિક **વિદ્યાપુર** વૃતાંત નામનું આ પુસ્તક પણ પોતાના ખર્ચે છપાવી બહાર પાડયું છે.

**શેઠ મગનલાલ કંકુચંદ બોર્ડીંગ**—વિજાપુરમાં તા. ૨૫–૩–૧૯૧૨ સંવત્ ૧૯૬૭ ની સાલથી દર વર્ષે રૂપીઆ દોઢસોની સહાય આપી સાર્વજનિક પરદેશી વિદ્યાર્થીઓ માટે બોર્ડીંગ સ્થાપન કરી છે. તે બોર્ડીંગમાં હાલ વીસથી પચીસને આશરે વિદ્યાર્થીઓ અભ્યાસ કરે છે. તે બોર્ડીંગના નિયમો અંગ્રેજી શાળાના પ્રસિદ્ધ પરમાર્થી માસ્તર કાળીદાસ ચુનીલાલ કીનખાબવાળા તરફથી ઘડાવી તઇયાર કરવામાં આવેલા છે. શેઠ મગનલાલે હાલ તે બોર્ડીંગમાં રૂપીઆ ત્રણ હજારના વ્યાજની વાર્ષિક મદદ—આશરે રૂા. ૧૮૦ અંક એકસોએંશીની કરી છે.

શેઠ મગનલાલ કંકુચંદની આવી સાર્વજનિક પરોપકારિક દાનવૃત્તિથી વિજાપુરના સજ્જનોને ઘણો જ આનંદ થયો છે, ઉપર કહેલી રૂપીઆ ત્રણ

હજારની રકમની ઉદાર દાનવૃત્તિ માટે અધ્યાત્મજ્ઞાન પ્રસારક મંડળ તરફથી તેમને ધન્યવાદ આપવામાં આવે છે. હાલના ઉઝમણા પ્રસંગે આચાર્ય શ્રી બુદ્ધિસાગરજી મહારાજના ઉપદેશથી બોર્ડીંગને ઉપર પ્રમાણે ત્રણહજાર રૂપીઆના વ્યાજની વાર્ષિક મદદ તથા વિજાપુરના તથા તેમની દશાશ્રીમાળીની જ્ઞાતના જૈન વિદ્યાર્થીઓને મદદ કરવામાં રૂપીઆ એક હજારના વ્યાજની વાર્ષિક મદદ આપવા કબૂલ્યું છે; અને શેઠે તે વાતને જાહેર કરી છે.

વિજાપુરનાં આગેવાનો તરફથી શેઠને ઉજમણા પ્રસંગે માનપત્ર આપવામાં આવ્યું છે.

શેઠ મગનલાલ કંકુચંદનું ઉઝમણું:—જૈનાચાર્ય શ્રીમદ્ બુદ્ધિસાગરસૂરિના ઉપદેશથી અને પોતાના ભાવથી શેઠ મગનલાલ કંકુચંદના મનમાં ઉદ્યાપન ( ઉઝમણું ) કરવાનો વિચાર થયો. દોશીવાડામાં બાદર કંકુચંદના નામની બંધાવેલી **બાદરવાડીમાં** ઉઝમણું બાંધવાની વ્યવસ્થા કરવામાં આવી છે અને સર્વ જાતની સગવડ કરવામાં આવી છે. શેઠ મગનલાલના મનમાં એવા પ્રકારનો વિચાર થયો કે મારા ઉઝમણા પ્રસંગે મારી સત્તાવીશ ( દશા શ્રીમાળીની ન્યાત-પંચ ) ના જૈનો મારે ઘેર પધારે તો તેમની સારી રીતે ભક્તિ કરી શકાય. ત્રણ ચાર વરસથી તેમની સત્તાવીશમાં બે તડ પડ્યાં હતાં તેથી કોઇ રીતે ભેગી થઈ શકે તેમ નહોતી તો પણ તેમના મનમાં સત્તાવીશ ભેગી કરવાનો વિચાર થયો. જૈનાચાર્ય શ્રીમદ્ બુદ્ધિસાગર સૂરિ પાસે તે વાત તેમણે કહી અને તેમની સલાહથી સત્તાવીશના આગેવાનોને તેમના ઘેર બોલાવ્યા અને ગુરૂ મહારાજ પાસે તેમની સત્તાવીસના આગેવાનોને ઉપદેશ અપાવ્યો તેથી તે લોકો વિજાપુરના દોશી મોહનલાલ જેઠાભાઈને પંચાયતનામું લખી આપવાનું કબુલ કર્યું. સં. ૧૯૭૨ ના આસો વદિ ૧ ને દિવસે સત્તાવીના જૈનો વિજાપુરમાં એકઠા થયા અને આસો વદિ ૪ ને દિવસે સત્તાવીશના શેઠીઆઓ આચાર્યશ્રી બુદ્ધિસાગરજી પાસે આવ્યા. તેમને ભેગા થવા-સંપ કરવા અને કલેશ ટાળવા ઘણી સરસ રીતે ઉપદેશ આપ્યો. તેથી મોહનલાલ જેઠાભાઈએ બન્ને પક્ષની તકરારોને લખાવી લઇ તેનો ફેંસલો કરી આપ્યો. આથી શેઠ મગનલાલ કંકુચંદને ત્યાં ઉઝમણાની શોભામાં ઓર જાતનો વધારો થયો છે. સત્તાવીસ ગામના જૈનોને ઉતારો કરવા સર્વે જાતની સવડતા કરવામાં આવી છે. સંવત્ ૧૯૭૩ ના કાર્તિક વદિ ૫ થી ઉઝમણાની શરૂઆત કરવામાં આવી છે. સત્તાવીશ ગામના જૈનો તથા આસપાસના ગામના જૈનો તથા મુંબાઇ વિગેરેથી પોતાના સંબંધી મિત્રો અને આડનીયાઓ વગેરેએ ઉઝમણામાં સારી રીતે ભાગ લીધો છે. ઉઝમણામાં આશરે છસેં સાતસેં રૂપિયાનાં ( જૈન ) પુસ્તકો મૂકવામાં

ખોડીયાર માતાનું સ્થાન સુધરાવવામાં તે ધર્મના લોકોની મારફત ખર્ચાવ્યા છે અને પોતાની પ્રમાણિકતાને સારી રીતે જાળવી છે. શેઠ મગનલાલ કંકુચંદમાં પરસ્ત્રી—સહોદરતાનો ગુણ ખીલ્યો છે તથા દાક્ષિણ્યતાનો ગુણ ખીલ્યો છે. સાર્વજનિક શુભ કાર્યો કરવામાં તેઓ યથાશક્તિ આત્મભોગ આપે છે.—સર્વગુણી પરમાત્મા હોય છે. મનુષ્યમાં સર્વ પ્રકારના ગુણો હોય એવો પ્રાયઃનિયમ નથી. શેઠ મગનલાલ એક ઉત્તમ ગૃહસ્થ છે. તેથી તેમનામાં જે જે ધોળી બાજુ તરીકે ગુણો ખીલ્યા હોય તેનો .ગુણાનુરાગદૃષ્ટિએ ઉતારો કરવામાં આવ્યો છે. હાલ તેઓની ૫૪ ચોપન્ન વર્ષ આશરેની ઉમર છે. તેમના કુટુંબને તેઓ સારી રીતે ચલાવે છે, તેમણે દુઃખ સુખના અનેક અનુભવ લીધા છે તેથા ગરીબોને સાહાય્ય કરવામાં સારૂં લક્ષ્ય રાખે છે. તેમના નિરંતરના સહવાસથી શા. લલ્લુભાઈ કરમચંદમા જૈનોન્નતિમાં ભાગ લેવાનો ગુણ ખીલ્યો છે, તેથી તેઓ અધ્યાત્મજ્ઞાન પ્રસારક મંડલના સંપૂર્ણ કાર્યમાં તથા અન્ય અનેક ધાર્મિક કાર્યોમાં યથાશક્તિ ભાગ લે છે.

અધ્યાત્મ જ્ઞાન પ્રસારક મંડળના વ્યવસ્થાપક લલ્લુભાઈના સુઘટિત ઉચ્ચ વિચારોની શેઠ મગનલાલ પર અસર થઇ છે. શેઠ મગનલાલની સાથે લલ્લુભાઈનો પુત્રવત્ સંબંધ છે. તેમની પ્રીતિથી લલ્લુભાઈના વ્યાવહારિક જીવનમાં ઉચ્ચ સ્થિતિ થઇ છે. વિજાપુરમાં આવનાર અમલદાર વર્ગના સાથે શેઠ મગનલાલનો માયાળુપણાનો સંબંધ વધતો જાય છે. વિજાપુરમાં ચાલતાં ધાર્મિક કેળવણીખાતાઓને યથાશક્તિ સાહાય્ય કરે છે. કેળવણીના સંસ્કારોથી જે હૃદયનું ઉચ્ચ ચારિત્ર ખીલવું જોઇએ તે શેઠમાં કેળવણી પામેલાના સંસર્ગથી ખીલ્યું છે. મુંબાઇમાં વસનાર વણથલીવાળા શેઠ દેવકરણ મુળજીના મિત્ર તરીકે મગનલાલભાઇ પ્રસિદ્ધ છે. અને શેઠ દેવકરણભાઇ પોતાના લક્ષ્મીનો સદુપયોગ કરે છે, તેમ મગનલાલભાઇ પણ ફુલ નહીં તો ફુલની પાંખડીના પેઠે લક્ષ્મીનો સદુપયોગ કરે છે. **નામ રહંતાં ઠક્કરાં, નાણાં નહીં રહંત; કીર્તિ કેરાં કોટડાં, પાડયાં નહીં પડંત.** એ કહેવતના અનુસારે શેઠની દાનાદિથી તેમની કીર્તિ સદા અવિચલ રહેશે.

લક્ષ્મી પામીને લક્ષાપતિ વા કોટ્યાધિપતિ ગણાવા માત્રથી કંઇ સ્વપરનું કલ્યાણ થતું નથી પણ લક્ષ્મીનો ધાર્મિક કાર્યોમાં સદુપયોગ કરવાથી લક્ષ્મીની સફલતા થાય છે. દશાશ્રીમાળીની કોમમાં ઘણા ગૃહસ્થો છે પરંતુ જે લક્ષ્મીનો દાન અને ઉદ્યાપન વગેરેમાં સદુપયોગ કરે છે, તેનું નામ સર્વત્ર પ્રસિદ્ધ થાય છે. સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકા, જીર્ણોદ્ધાર જ્ઞાન અને ચૈત્ય એ સાત ક્ષેત્રમાં લક્ષ્મી ખર્ચવાથી સ્વર્ગસિદ્ધિની પ્રાપ્તિ થાય છે. પાપના માર્ગમાં લક્ષ્મી ખર્ચનારા મનુષ્યો અનેક છે. પરંતુ શુભ

પુણ્ય ધર્મમાર્ગમાં લક્ષ્મી ખર્ચનારા મનુષ્યો વિરલા છે. કીર્તિની પાછળ કરોડો રૂપૈયા ખર્ચનારાઓનો પાર નથી, પરંતુ ધાર્મિક પારમાર્થિક કાર્યોમાં લક્ષ્મી ખર્ચનારા નિષ્કામી મનુષ્યો થોડા હોય છે. ભવિષ્યમાં શેઠના હસ્તે અનેક શુભ ધાર્મિક ખાતાઓમાં લક્ષ્મી ખર્ચાઓ અને તેમના આત્માની ઉન્નતિ થાઓ એમ ઇચ્છવામાં આવે છે. ॐ शान्तिः

સં. ૧૯૭૩ કાર્તિક } અધ્યાત્મજ્ઞાન પ્રસારક મંડળ.
વિજાપુર. } મુંબાઇ.

( ૨ )

આ પુરૂષ પોતાની શરીર સંપત્તિ નરમ પડતાં સ્વદ્રવ્યને શુભ કામમાં વાપરવા ઉદ્યમી હતા અને ઉપર જણાવેલ ઉજમણાનો શુભ પ્રસંગ તે લગભગ છેલ્લોજ પ્રસંગ છે તેમ ગુરૂશ્રી જાણી ગયા હતા અને ભાઇ લલ્લુભાઇના કંઇ વિચારભેદથી વિલંબ થતો હતો. તેથી તેમને જાગ્રત કરીને ત્વરાએ તે કામ થવા દેવા પ્રેર્યો હતો. ખરેખર તે કાર્યને ૨ મહીનાજ પૂરા ન થયા તેજ દિવસે એટલે કારતક વદ ૧૩ સે ઉજમણું પુરૂ થયું ને પોષ વદી ૩ ના દીવસે પ્રભુદર્શન કરી આવ્યા બાદ અનેક જનોથી વાતો કરતાં, બોલતા ચાલતા હૃદયના બંધ થવાથી શેઠશ્રી સદ્ગત થયા.

તેઓની પાછળ તેમના સ્મરણાર્થે વીજાપુરમાં સ્ટેશનની નજીક એક વિશાળ ખેતર ધાર્મીક અને શુભ કાર્યો થવા માટે ખરીદ કરવામાં આવ્યું છે અને તેમાં મકાનો બંધાવ્યાં છે તથા કુવો હવાડો કર્યાં છે. કાર્તીક પૂર્ણિમાએ ત્યાં સિદ્ધાચળજીના પટ્ટો બંધાય છે, મુનિરાજો અને ગૃહસ્થો ત્યાં વિશ્રામ લઇ શકે છે. મનુષ્યો અને પશુઓ પાણી પી શકે છે. તેઓશ્રીની વિધવા પત્ની બેન મંગુ બેને શેઠ ઉમેદભાઇની સમ્મતીથી તે માટે રૂા. ૧૮ થી ૨૦ હજાર ખર્ચ્યાં છે. ઉપરાંત તેઓશ્રીએ ઉજમણા પ્રસંગે બોર્ડીંગ હાઉસને માટે ૨૩૦૦૦ આપેલ તેમાં રૂા. ૩૦૦૦) ત્રણ હજારનો વધારો કરવામાં આવ્યો છે અને ૬૦૦૦) ના વ્યાજમાં બોર્ડીંગ હાઉસ ચાલે છે. :તેઓ હયાત હોત તો ગુજરાતમાં ગુરૂકુળ કરવાની ગુરૂશ્રીની ભાવના અમલ મુકાવા સંભવ હતો.

મર્હુમ શેઠનું દ્રવ્ય જાત મહેનતનું તથા ન્યાયોપાર્જીત વિશેષ હોવાથી તેમના શુભ કામમાં વધારો થતો રહ્યો છે અને તેઓનું નામ વિજાપુરની સાથે અમર થતું જાય છે.

મજકુર ખેતરવાળી જગ્યાનો વપરાસ જૈન કામ વિના સંકાચે કરી શકે

છે. ઉપરાંત કોઈ પણ શુભ કામ નિમિત્તે કોઇ પણ જૈન ગ્રહસ્થને અથવા શ્રી સંઘને કંઇપણ બાંધકામ કરવા જરૂર જણાય તો જેટલી જમીન કંઇપણ લીધા વિના બાંધકામ માટે આપવામાં આવે છે.

એક ગ્રહસ્થે તે જગ્યામાં દેવ-ગુરૂના પગલાંના નિયમીત દર્શને લોકો આવી શકે તે માટે એક દેરી બંધાવી છે. એક સાધ્વી અને એક સાધુ ( શ્રી વૃદ્ધિસાગરજી ) નો ત્યાં અગ્નિ સંસ્કાર થયો છે, અને પરમ પૂજ્ય આચાર્ય શ્રીમદ્ બુદ્ધિસાગરજી સૂરીશ્વરજી-ગુરૂ મહારાજનો અંતિમ સંસ્કાર-નિર્વાણ મહોત્સવ પણ ત્યાં થયો છે. અને તેથી અગ્નિ સંસ્કારના સ્થળે એક સુંદર ગુરૂ મંદિર થાય છે. સંભવ છે કે ત્યાં જેઠ વદ ૩ નો દિવસ એક વાર્ષિક ઉત્સવ રૂપ થઇ પડશે. પ્રકૂલ્લીત મનવાળા તે દાનેશ્વરીની હયાતી બાદ તેઓની લક્ષ્મી વડે લેવાયલી જમીનનો આવો સદુપયોગ થશે તે કોણ જાણતું હતું ? ) માત્ર ગુરૂથી જ જાણતા હતા ) મર્હુમના સદ્ગત થવાથી મંડળને મોટી ખોટ પડી છે. તેઓના આત્માને શાંતિ ઇચ્છી વીરમીએ છીએ.

| | |
|---|---|
| મુંબાઇ ચંપાગલી.<br>સંવત ૧૯૮૨ પોશ વદ ૧૩<br>(મર્હુમ શેઠની નવમી સમચ્છરી) | લી૦<br>અધ્યાત્મ જ્ઞાન પ્રસારક મંડળ. |



# अनुक्रमणिका.

## શ્રી અધ્યાત્મજ્ઞાનપ્રસારક મંડળ તરફથી શ્રીમદ્ બુદ્ધિસાગરસૂરિજીગ્રન્થમાળામાં પ્રગટ થયેલા ગ્રન્થો.

| | ગ્રંથાંક | પૃષ્ઠ | કિંમત. |
|---|---|---|---|
| × | ૧ અધ્યાત્મ વ્યાખ્યાનમાળા. | ૨૦૬ | ૦-૪-૦ |
| × | ૨ ભજનસંગ્રહ ભાગ ૨ જો. | ૩૩૬ | ૦-૮-૦ |
| × | ૩ ભજનસંગ્રહ ભાગ ૩ જો. | ૨૧૫ | ૦-૮-૦ |
| × | ૪ સમાધિશતકમ્. | ૬૧૨ | ૦-૮-૦ |
| × | ૫ અનુભવપચ્ચિશી. | ૨૪૮ | ૦-૮-૦ |
| × | ૬ આત્મપ્રદીપ. | ૩૧૫ | ૦-૮-૦ |
| × | ૭ ભજનસંગ્રહ ભાગ ૪ થો. | ૩૦૪ | ૦-૮-૦ |
| | ૮ પરમાત્મદર્શન. | ૪૦૦ | ૦-૧૨-૦ |
| × | ૯ પરમાત્મજ્યોતિ. | ૫૦૦ | ૦-૧૨-૦ |
| × | ૧૦ તત્ત્વબિંદુ. | ૨૩૦ | ૦-૪-૦ |
| × | ૧૧ ગુણાનુરાગ. ( આવૃત્તિ બીજી ) | ૨૪ | ૦-૧-૦ |
| × | ૧૨-૧૩ ભજનસંગ્રહ ભાગ ૫ મો તથા જ્ઞાનદીપિકા. | ૧૯૦ | ૦-૬-૦ |
| | ૧૪ તીર્થયાત્રાનું વિમાન ( આ. બીજી ) | ૬૪ | ૦-૨-૦ |
| × | ૧૫ અધ્યાત્મભજનસંગ્રહ. | ૧૯૦ | ૦-૬-૦ |
| × | ૧૬ ગુરૂબોધ. | ૧૭૪ | ૦-૪-૦ |
| × | ૧૭ તત્ત્વજ્ઞાનદીપિકા. | ૧૨૪ | ૦-૬-૦ |
| × | ૧૮ ગહુંલીસંગ્રહ ભા. ૧ | ૧૧૨ | ૦-૩-૦ |
| × | ૧૯-૨૦ શ્રાવકધર્મસ્વરૂપ ભાગ ૧-૨ ( આવૃત્તિ બીજી ) | ૪૦ | ૦-૧-૦ |
| × | ૨૧ ભજનપદસંગ્રહ ભાગ ૬ ઠો. | ૨૦૮ | ૦-૧૨-૦ |
| × | ૨૨ વચનામૃત. | ૮૩૦ | ૦-૧૪-૦ |
| | ૨૩ યોગદીપક. | ૩૦૮ | ૦-૧૪-૦ |

| | | | |
|---|---|---|---|
| | ૨૪ જૈન ઐતિહાસિક રાસમાળા. | ૪૦૮ | ૧-૦-૦ |
| × | ૨૫ આનન્દઘનપદ (૧૦૮) ભાવાર્થ સંગ્રહ. | ૮૦૮ | ૨-૦-૦ |
| × | ૨૬ અધ્યાત્મશાન્તિ (આવૃત્તિ બીજી) | ૧૩૨ | ૦-૩-૦ |
| | ૨૭ કાવ્યસંગ્રહ ભાગ ૭ મો. | ૧૫૬ | ૦-૮-૦ |
| ×- | ૨૮ જૈનધર્મની પ્રાચીન અને અર્વાચીન સ્થિતિ. | ૯૬ | ૦-૨-૦ |
| × | ૨૯ કુમારપાલ (હિંદી) | ૨૮૭ | ૦-૬-૦ |
| | ૩૦ થી ૩૪ સુખસાગર ગુરૂગીતા. | ૩૦૦ | ૦-૪-૦ |
| × | ૩૫ ષડ્દ્રવ્યવિચાર. | ૨૪૦ | ૦-૪-૦ |
| ×- | ૩૬ વિજાપુરવૃત્તાંત. | ૯૦ | ૦-૪-૦ |
| | ૩૭ સાબરમતીકાવ્ય. | ૧૯૬ | ૦-૬-૦ |
| | ૩૮ પ્રતિજ્ઞાપાલન. | ૧૧૦ | ૦-૫-૦ |
| × | ૩૯-૪૦-૪૧ જૈનગચ્છમતપ્રબંધ, સંઘપ્રગતિ, જૈનગીતા. | ૩૦૪ | ૧-૦-૦ |
| | ૪૨ જૈનધાતુપ્રતિમા લેખસંગ્રહ ભા. ૧ | ૩૨૫ | ૧-૦-૦ |
| × | ૪૩ મિત્રમૈત્રી. | ૧૭૦ | ૦-૮-૦ |
| × | ૪૪ શિષ્યોપનિષદ્. | ૪૮ | ૦-૨-૦ |
| | ૪૫ જૈનોપનિષદ્. | ૪૮ | ૦-૨-૦ |
| | ૪૬-૪૭ ધાર્મિક ગદ્યસંગ્રહ તથા સદુપદેશ ભાગ ૧ લો. | ૯૭૬ | ૩-૦-૦ |
| | ૪૮ ભજનસંગ્રહ ભા. ૮ | ૯૭૬ | ૩-૦-૦ |
| × | ૪૯ શ્રીમદ્ દેવચંદ્ર ભા. ૧ | ૧૦૨૮ | ૨-૦-૦ |
| | ૫૦ કર્મયોગ. | ૧૦૧૨ | ૩-૦-૦ |
| × | ૫૧ આત્મતત્ત્વદર્શન. | ૧૧૨ | ૦-૧૦-૦ |
| | ૫૨ ભારતસહકારશિક્ષણ કાવ્ય. | ૧૬૮ | ૦-૧૦-૦ |
| × | ૫૩ શ્રીમદ્ દેવચંદ્ર ભા. ૨ | ૧૨૦૦ | ૩-૮-૦ |
| | ૫૪ ગહુંલી સંગ્રહ ભા. ૨ | ૧૩૦ | ૦-૪-૦ |
| × | ૫૫ કર્મપ્રકૃતિટીકા-ભાષાંતર. | ૮૦૦ | ૩-૦-૦ |
| | ૫૬ ગુરુગીત ગહુંલીસંગ્રહ. | ૧૯૦ | ૦-૧૨-૦ |

| | | |
|---|---|---|
| ૫૭-૫૮ આગમસાર અને અધ્યાત્મગીતા. | ૪૭૦ | ૦-૬-૦ |
| × ૫૯ દેવવંદન સ્તુતિ સ્તવન સંગ્રહ. | ૧૭૫ | ૦-૪-૦ |
| ૬૦ પૂજાસંગ્રહ ભા. ૧ લો. | ૪૧૬ | ૧-૦-૦ |
| ૬૧ ભજનપદસંગ્રહ ભા. ૯ | ૫૮૦ | ૧-૮-૦ |
| ૬૨ ભજનપદસંગ્રહ ભા. ૧૦ | ૨૦૦ | ૧-૦-૦ |
| ૬૩ પત્રસદુપદેશ ભા. ૨ | ૫૭૫ | ૧-૮-૦ |
| ૬૪ ધાતુપ્રતિમાલેખ સંગ્રહ ભાગ ૨ | ૨૪૭ | ૧-૦-૦ |
| ૬૫ જૈનદષ્ટિએ ઈશાવાસ્યોપનિષદ્. | ૩૬૦ | ૧-૦-૦ |
| ૬૬ પૂજાસંગ્રહ ભાગ ૧-૨ | ૪૧૫ | ૨-૦-૦ |
| ૬૭ સ્નાત્રપૂજા. | ૨૪ | ૦-૨-૦ |
| ૬૮ શ્રીમદ્ દેવચંદ્રજી અને તેમનું જીવનચરિત્ર. | ૩૬ | ૦-૪-૦ |
| ૬૯ થી ૭૨ શુદ્ધોપયોગ વિગેરે સંસ્કૃત ગ્રંથ. ૪ | ૧૮૦ | ૦-૧૨-૦ |
| ૭૩ થી ૭૭ સંઘકર્તવ્યાદિ સંસ્કૃતગ્રંથ. ૫ | ૧૬૮ | ૦-૧૨-૦ |
| ૭૮ લાલા લાજપતરાય અને જૈનધર્મ. | ૧૦૦ | ૦-૪-૦ |
| ૭૯ ચિન્તામણિ. | ૧૨૦ | ૦-૪-૦ |
| ૮૦-૮૧ જૈનધર્મ અને ખ્રીસ્તીધર્મનો મુકાબલો અને જૈન ખ્રીસ્તિ સંવાદ. | ૨૨૦ | ૧-૦-૦ |
| ૮૨ સત્યસ્વરૂપ. | ૨૦૦ | ૦-૬-૦ |
| ૮૩ ધ્યાનવિચાર. | ૭૪ | ૦-૮-૦ |
| ૮૪ આત્મશક્તિપ્રકાશ. | ૧૪૦ | ૦-૪-૦ |
| ૮૫ સાંવત્સરિક ક્ષમાપના. | ૮૦ | ૦-૩-૦ |
| ૮૬ આત્મદર્શન [ મણિચંદ્રજીકૃત ( ૨૧ ) સજ્ઝાયોનો ભાવાર્થ ] | ૧૫૦ | ૦-૪-૦ |
| ૮૭ જૈન ધાર્મિક શંકા સમાધાન. | ૫૫ | ૦-૨-૦ |
| ૮૮ કન્યાવિક્રયનિષેધ. | ૨૨૦ | ૦-૮-૦ |
| ૮૯ આત્મશિક્ષા ભાવના પ્રકાશ. | ૧૧૫ | ૦-૭-૦ |
| ૯૦ આત્મપ્રકાશ. | ૫૬૫ | ૧-૮-૦ |
| ૯૧ શોક વિનાશક ગ્રંથ. | ૮૦ | ૦-૧-૦ |
| ૯૨ તત્ત્વવિચાર. | ૧૨૫ | ૦-૬-૦ |

| | | | |
|---|---|---|---|
| ૯૩ થી ૯૭ | અધ્યાત્મ ગીતા વગેરે સંસ્કૃત ગ્રંથો ૫. | ૨૦૫ | ૧-૦-૦ |
| ૯૮ | જૈન સૂત્રમાં મૂર્તિપૂજા. | ૫૬ | ૦-૩-૦ |
| ૯૯ | શ્રીમદ્ યશોવિજયજી જીવનચરિત્ર. | ૨૧૦ | ૦-૮-૦ |
| ૧૦૦ | ભજન સંગ્રહ ભાગ ૧૧ | ૨૧૫ | ૦-૧૨-૦ |
| ×૧૦૧ | ભજન સંગ્રહ ભાગ ૧ ( આ. ૪ ) | ૨૧૦ | ૦-૮-૦ |
| ૧૦૨ | ગુજરાત બૃહદ્ વિજાપૂર વૃત્તાંત. | ૩૪૪ | ૧-૪-૦ |
| ૧૦૩-૧૦૪ | શ્રીમદ્ દેવચન્દ્રજી વિસ્તૃત જીવનચરિત્ર તથા દેવવિલાસ | | ૧-૦-૦ |
| ૧૦૫ | મુદ્રિત જૈન શ્વેતાંબર ગ્રંથ ગાઇડ. | | |
| ૧૦૬ | કક્કાવલિ સુબોધ | | ૧-૪-૦ |
| ૧૦૭ | સ્તવન સંગ્રહ ( દેવવંદનસહિત ) | | |
| ૧૦૮ | પત્રસદુપદેશ. ભા. ૩. | | |

× આ નિશાનીવાળા ગ્રંથો સિલીકમાં નથી.

## આ ગ્રંથો મળવાનું ઠેકાણું.

૧ વકીલ મોહનલાલ હીમચંદ પાદરા. ગુજરાત.

૨ શા. આત્મારામ ખેમચંદ. સાણંદ.

૩ શા. મોહનલાલ નગીનદાસ ભાંખરીઆ.
૧૯૨-૯૪ બજારગેટ-કોટ મુંબાઇ.

૪ શા. નગીનદાસ રાયચંદ ભાંખરીઆ. મહેસાણા.

૫ શા. ચંદુલાલ ગોકળદાસ જ્ઞાનમન્દિર વિજાપુર.

૬ બુકસેલર મેઘજી હીરજી પાયધુની, મુંબઇ.

૭ શ્રી બુદ્ધિસાગર સૂરિસમાજ પેથાપુર.

૮ શા. ભીમશી માણેક ધનજી સ્ટ્રીટ મુંબઇ.



# गुजरात विजापुर (विद्यापुर)

## वृहद् वृत्तांत.

—•—

( આવૃત્તિ બીજી )

[ જન્મભૂમિ અને સ્વદેશના ઉત્કર્ષ માટે
ઉત્સાહ પ્રેરતો અપૂર્વ ગ્રન્થ ]

ॐ अर्हं नमः

भारत

# ગુજરાત વિજાપુર ( વિદ્યાપુર ) વૃત્તાંત.

## [ ગુજરાતમાં વિજાપુરનું સ્થાન ! ]

### જન્મભૂમિ.

जननी जन्मभूमिश्च, स्वर्गादपि गरीयसी
तयोरुद्धारणार्थाय, प्राणानपि परित्यजेत् (१)

જન્મભૂમિનું વ્હાલ-ધરે છે જગમાંહી નરનાર
વ્હાલી લાગે જયકાર-સ્વર્ગથી મોટી રશીલીધાર......
ફરી ફરી જગ સહુ ફરો-આવે નહીં જગપાર
ધરની છેડા આવતો-જન્મભૂમિ લહે પાર......
સ્વર્ગવાટી સુખકાર-ગમે તેવી જન્મભૂમિ ઇચ્છિકાર. જન્મ-૧
તાનસેનના તાનમાં-તાનો સર્વ સમાય;
કેવલજ્ઞાનમાં જ્ઞાન સહુ-સહેજે સમાઈ જાય.
સર્વભૂમિયો સમાય-સ્વાભાવિક પ્રેમ ઘણો પ્રગટાય. જન્મ-૨
જનની જન્મની ભૂમિને-જન્મબાપાની ભક્તિ;
કરવી સૌની ફરજ છે-યથામતિ નિજશક્તિ.
પ્રાણ સકલ કુરબાન, તેનાપર સર્વથકી બહુમાન. જન્મ-૩
જન્મભૂમિ સેવાથકી-ફરજ અદા સહુ થાય;
જન્મભૂમિના દ્રોહ સમ-પાપ ન અન્ય ગણાય.
જન્મભૂમિતણાં બાળ-હૃદયમાંહિ કરશો તેનો ખ્યાલ. જન્મ-૪
જન્મભૂમિની ઝુંપડી-નંદનવનથી બેશ
સ્વાર્પણ હો સઘળું ગજ્યું-ટાળે સઘળા ક્લેશ
શક્તિ ખીલવવા માર-અમારો જન્મ થયો નિર્ધાર. જન્મ-૫

જન્મભૂમિના માનવો, સંપી વર્તો સાર
અરસ્પરસમાં આત્મતા-દેખો બની ઉદાર
નયને હસી ધરી પ્યાર-પરસ્પર સાહાય્ય કરો નિર્ધાર. જન્મ-૬
જન્મભૂમિનાં વારણાં, લેવાં અસંખ્યવાર
વારી જાઉં સર્વને, તુજપર વાર હજાર
બુદ્ધિસાગર ઉપકાર-વદો સહુ જન્મભૂમિ જયકાર. જન્મ-૭



## વિજાપુર.

ભારત વર્ષના ગુજરાતપ્રાંતમાં સાબરમતીથી ઉગમણી દિશાએ દોઢ-બે ગાઉ ઉપર વિજાપુર નગર આવ્યું છે. પૂર્વે સૂર્યવંશી ક્ષત્રિય રાજાઓના તાબાંમાં વિજાપુર તથા વડનગર હતું. પશ્ચાત્ હુણ, ગુર્જર, ચૌલુક્ય રાજાઓના તાબામાં આવ્યું. પશ્ચાત્ ચાવડા રાજાઓના તાબામાં આવ્યું. પશ્ચાત્ સોલંકી રાજાઓના, અને તે પછી વાઘેલા રાજાઓના તાબામાં આવ્યું. કરણઘેલા વાઘેલારાજાને હરાવીને દિલ્હીના સુલ્તાનના સેનાધિપતિ અલફખાને અલ્લાઉદ્દીન બાદશાહના તાબે કર્યું. પશ્ચાત્ ગુજરાત અમદાવાદના પ્રથમ સુલ્તાન અહમદશાના હાથમાં આવ્યું, પશ્ચાત્ દિલ્હીના બાદશાહ અકબરની સત્તા નીચે આવ્યું. પશ્ચાત્ દિલ્હીના મોગલ બાદશાહના હાથમાંથી સરી પડયું અને વિક્રમ સં.૧૮૨૧માં મરાઠા-ગાયકવાડ રાજ્યની સત્તા નીચે આવ્યું. હાલમાં શ્રીમાન્ સયાજીરાવ ગાયકવાડની રાજ્યસત્તામાં છે. વિજાપુરમાં બે વખત પ્રાય: જૈન અને હિંદુ દેવળોને મુસલ્માનોએ ભાંગ્યા. મરાઠા ગાયકવાડના રાજ્યકાળથી હાલનાં વિજાપુરનાં જૈન હિંદુ દેવળો બંધાવવા લાગ્યાં છે, અને કેટલીક મસજીદો તથા ઇદગા મુસલ્માની રાજ્યકાળ વખતની છે, સરકારી કચેરીઓ, જૈન ઉપાશ્રયો, જૈન દેવળો, હિંદુ દેવળો, બોર્ડીંગ, ગુજરાતી શાળા, ઇંગ્લીશ શાળા, જ્ઞાનમંદિર, અંત્યજશાળા, સાર્વજનિક લાયબ્રેરી, હિંદુ તથા જૈન પાઠશાળા, દવાખાનું, વણાટશાળા, ધર્મશાળાઓ, અનેજ્ઞાતિવાડીઓથી વિજાપુર પ્રગતિશીલ છે. વિજાપુર પોતાની આજુબાજુના સુંદર આમ્રાદિ વૃક્ષોના બાગમાં મહેલ જેવું શોભી રહ્યું છે. વિજાપુરમાં કવિયો, પંડિતો અને શૂરાઓ વખતોવખત પ્રગટે છે. ગુજરાતમાં ચરોત્તર,

વિજાપુર, દેહગામ અને પ્રાંતિજનો પ્રદેશ આખા ભરતખંડમાં દયા, ધર્મ, વૃક્ષશોભા અને રસાલ પ્રદેશથી પ્રથમ નંબરે આવે છે. આવા પ્રદેશમાં ગુરૂકુલ વગેરે વિદ્યાશ્રમો સારાં શોભી શકે તેમ છે. વિજાપુરમાં હિંદુ મુસલમાન બન્ને કોમ સંપીને રહે છે.

## વિજાપુરની પ્રાચીનતા માટે તામ્રપત્ર લેખ.

[ દક્ષિણનો પૂર્વ સમયનો ઈતિહાસ. ડાક્તર ભાંડારકરકૃત-પત્ર ૯૩ ]

વિક્રમાદિત્ય પહેલાના રાજ્યમાં ચાલુક્યવંશની એક શાખ દક્ષિણ ગુજરાત-લાટ દેશપર સ્થપાઇ. વિક્રમાદિત્યે તે દેશ પોતાના નાના ભાઈ પુલકેશીના પુત્ર જયસિંહવર્માને આપ્યો. ખેડામાં મળી આવેલું ગુજરાતના ચાલુક્યોનું તામ્રલેખનું દાનપત્ર કે જેનું ભાષાંતર પ્રો૦ ડાઉસને કર્યું છે તેમાં ત્રણ રાજાઓના નામ આવે છે. જયસિંહરાજ, બુદ્ધવર્મારાજ અને વિજયરાજ. વિદ્વાનો તથા પ્રાચીન તત્ત્વવેત્તાઓ એમ સમજે છે કે આમાંનો પહેલો જયસિંહરાજ તે તથા દક્ષિણમાંના ચાલુક્યવંશનો સ્થાપન કરનાર જયસિંહ તે એકજ છે. બીજા ધારે છે કે તે ગુજરાત વંશની ગાદી સ્થાપનાર જયસિંહવર્મા છે.

રા. રા. ગોવિંદજીભાઇ હાથીભાઈકૃત ગુજરાતના પ્રાચીન ઈતિહાસ પત્ર ૯૮ માં નીચે પ્રમાણે લખ્યું છેઃ—ખેડામાંથી બુદ્ધવર્માના પુત્ર વિજયરાજનું તામ્રપત્ર મળી આવ્યું છે, તેમાં વિજયપુરથી જંબુસરના બ્રાહ્મણોને દાન આપ્યાની હકીકત છે અને તે વિજયપુરમાં (વિજાપુરમાં) તામ્રપત્ર લખી આપ્યું છે. (શુભ સં. ૩૯૪) ચૌલુક્ય જયસિંહવર્માનો પુત્ર બુદ્ધવર્મા અને બુદ્ધવર્માનો પુત્ર વિજયરાજ એ પ્રમાણે વંશાવલિ છે. જયસિંહવર્મા પછી તેનો બીજો પુત્ર ગાદીએ બેઠો. (ઇ. સ. ૭૩૧) વિજયરાજનો સમય ઇ. સ. ૭૧૩ લગભગ આવે છે.

ડૉ. ભાંડારકર વિજયપુર તેજ વિજાપુર છે એમ માને છે. તેમાટે વાદવિવાદ કરતા નથી. ફક્ત તે ચૌલુક્ય રાજ્યવંશને છેડે રાજ શબ્દ માટે વાંધો ઉઠાવે છે. દક્ષિણની પદ્ધતિથી લાટ દેશની પદ્ધતિમાં

રાજ શબ્દ ઉમેરવાની પ્રથા હોય તથા દાનપત્ર ખાસ લેખકો લખે છે તે કંઇ એક સરખી ધર્મદેવની રીતિવાળા હોતા નથી તેથી, તેમાં દેવાદિનામ ન હોવાથી તથા તેટલા સમયનાં પૂર્વ તામ્રપત્રને માટે શંકા લેવાનું સ્થાન ન હોવાથી તે તામ્રપત્રમાં દર્શાવેલા રાજાઓ લાટ દેશના રીવાજને અનુસરી તામ્રપત્ર લખવાવાળા હતા, એવો મારો મત છે. રા. રા. ગોવિંદજીભાઈ કહે છે કે, ખેડા પાસે વિજયપુર હોવું જોઈએ, પણ ખેડાની પાસે કરતાં ત્યાંથી ત્રીસ ગાઉ દૂર વિજયપુરને વિજાપુર માનતાં કંઇ ક્ષતિ આવતી નથી. ( હાલના વિજયપુરને મૂકી ખેડા પાસે વિજાપુરની મિથ્યા કલ્પના કરવી તે અયોગ્ય છે ) ફાર્બસ સાહેબ વગેરે સાહેબો પણ આજ વિજાપુરને વિજયપુર જણાવે છે, તેથી વિજાપુર વિક્રમ સં. આઠમા સૈકા પૂર્વનું તો આ લેખથી સિદ્ધ થાય છે. કારણકે આ લેખની પૂર્વે તે હોવું જોઈએ એટલે તે વિક્રમની સાલ પહેલાંનું હોય એમ લાગે છે.

[ ફાર્બસ રાસમાળામાં વિજયપુર પ્રાચીન છે એવો નીચે પ્રમાણે ઉલ્લેખ છે. ]

કર્નલ ટોડના લખવા પ્રમાણે અયોધ્યામાં પહેલા રાજા મનુનો શ્રીઋષભદેવનો પુત્ર ભરત ઇક્ષ્વાકુ વંશનો પહેલો રાજા થયો તેની ૫૭ સત્તાવનમી પેઢીયે રામચંદ્ર થયા. ( જૈન શાસ્ત્ર પ્રમાણે અનેક પેઢી પછી) રામચંદ્ર થયા. તેની પાટે ત્રેસઠમો કનકસેન રાજા થયો તે કોશલનું રાજ્ય છોડી વિરાટ જઇ વસ્યો. કનકસેને પરમાર વંશના રાજા પાસેથી રાજ્ય ખુંચાવી લીધું અને વડનગરની સ્થાપના કરી. કનકસેનનો મહા મદનસેન પુત્ર થયો, તેનો પુત્ર સુદંત રાજા થયો, તેનો પુત્ર વિજયસેન થયો. તેણે વિજયપુર (વિજાપુર), વિદર્ભ અને વલ્લભીપુર વસાવ્યાં. વિજયપુરનું વિજલદેવના પછી તેરમા સૈકામાં સંસ્કૃતમાં વિદ્યાપુર એવું નામ પડયું. ભાષામાં વિજાપુર નામ થયું. તેરમા સૈકાના મધ્યકાલ પછી જૈનાચાર્યે વિજયપુરને વિદ્યાપુર એવું નામ સંસ્કૃત ભાષામાં આપ્યું. કવિ દીપવિજય બહાદુરે સુધર્મગચ્છ પટ્ટાવલીગ્રન્થમાં વિ. ૯૨૭ માં વિજાપુર વસ્યું એમ જે લખ્યું છે તે ચાવડા રત્નાદિત્ય રાજાના લગભગના વખતમાં વિજાપુરનો જીર્ણો-

દ્ધાર કર્યો તેથી તે વસ્યું એમ સમજવું. રત્નાદિત્ય રાજાએ વિજાપુરનો કુંડ કરાવ્યો એવો અમે કુંડમાં લેખ, વિ. ૧૯૬૭માં ખાસ વાંચ્યો છે.

સુધર્મગચ્છપટ્ટાવલીરાસમાં વિ. સં. ૯૨૭ નવસે સત્તાવીશમાં વિજાપુર વસ્યું એમ લખ્યું છે. સંઘપુરના શિલાલેખમાંના અગ્યાએંશી અને એંશીમા શ્લોકથી એમ સિદ્ધ થાય છે કે પરમાર કુલેન્દુ બાહડદેવે પોતાના પિતા વિજલદેવનો યશ ફેલાવવાની ઇચ્છાથી વિજાપુર કર્યું, અર્થાત્ વિજાપુરનો જીર્ણોદ્ધાર કર્યો કેટલાક વૃદ્ધોની કિંવદન્તી પ્રમાણે વિ. સં. ૧૨૫૬ વૈશાખ સુદિ ત્રીજે વિજલદેવે વિજાપુર વસાવ્યું. સંઘપુરના શિલાલેખમાં બાહડદેવે પોતાના પિતા વિજલદેવના યશમાટે વિજાપુર કર્યું તેને તે કિંવદન્તી મદદ કરે.છે. બાહડદેવે વિ. સં. ૧૨૫૬ માં વિજાપુરનો જીર્ણોદ્ધાર કર્યો તે બાહડદેવ ૧૩૦૧ લગભગ વા તે પછીની સાલ સુધી જીવતો હોવો જોઇએ. કારણ કે તેના સમયમાં વા તે પછી ખરતર ગચ્છના સૂરિશ્રી જિનેશ્વરસૂરિએ વિજાપુરમાં પ્રવેશ કર્યો, તેવો ઇતિહાસ શિલાલેખમાંથી નીકળે છે. ( વિજલદેવ વા વિજલદેવના પુત્ર બાહડદેવે વિજાપુરનો જીર્ણોદ્ધાર કર્યો. ) વસતિથી છિન્ન ભિન્ન થવા આવેલી નગરીને પુનઃ કોટ વગેરે કરાવી રક્ષણ આપીને સ્થાપવી તે,-જીર્ણોદ્ધાર કર્યો એવો તેનો અર્થ નીકળે છે.

મુસલમાનોના રાજ્યકાળમાં જૂના વિજાપુરની ઠેઠ પાસે કોટને કાંગરે આથમણી દિશાએ પાસેજ નવું વિજાપુર વસ્યું, તેવી રીતે પૂર્વના ત્રીજી વખતના વિજાપુરના જીર્ણોદ્ધારમાં સમજી લેવું. વડનગર પણ તેવી રીતે ત્યાંનું ત્યાં વારંવાર જીર્ણોદ્ધારના સંસ્કારને પામી ત્રણવાર વસેલું છે. પણ જીર્ણોદ્ધાર કરાવનારનાં નામ નથી. કુમારપાલના વખતમાં ત્યાં કોટ કરાવવામાં આવ્યો છે. સ્વદેશી પરદેશી રાજાઓના આક્રમણથી નગરોનાં મનુષ્યો નાસી જતાં અને પાછાં ત્યાં રાજા વગેરેનો સારો આશ્રય પામી પાછાં ત્યાં વસતાં, કોટ સમરાવે અને પ્રજાને બોલાવી બીજી વખત ત્યાં વસાવે તે રાજા તેનો જીર્ણોદ્ધાર કરનાર વા નગરપુરનો કરનાર ગણાતો, એવા અર્થમાં બાહડદેવે વિજાપુર કરાવ્યું એમ સમજાય છે. કારણ

કે તેની પૂર્વેના લેખોથી તેવો અર્થ કરવાની જરૂર પડે છે. વિ. સં. ૮૦૨ થી વિજાપુરમાં પાટણમાંના ચાવડા રાજાઓની સત્તા પ્રવર્તતી હતી. ચાવડાઓના રાજ્ય પછી મૂળરાજ, દુર્લભરાજ, ભીમ, કર્ણરાજ, સિદ્ધરાજ, કુમારપાળ વગેરે રાજાઓની સત્તા વર્તતી હતી. વિ. સ. ૧૨૭૦ લગભગથી વિજાપુરમાં વાઘેલા વંશના વીરધવલ રાજાની સત્તા પ્રવર્તતી હતી. મુંબઇમાંથી પ્રગટ થતા જૈન કોન્ફરન્સ હેરેલ્ડ માસિકના વિ. ૧૯૭૦ ના દિવાળીના ખાસ અંકમાં એક જૈનાચાર્યકૃત **પ્રાચીન જૈન પટ્ટાવલી** રા. મો. દ. દેસાઇ મારફત છપાવવામાં આવી છે તેમાં લખ્યું છે કે—વસ્તુપાલે અને તેજપાલે વિજાપુરમાં ચિંતામણિ પાર્શ્વનાથના દેરાસરનો જીર્ણોદ્ધાર કર્યો છે. (વિ. ૧૨૮૦ માં ) એ લેખ ઉપરથી સિદ્ધ થાય છે કે જૂના વિજાપુરમાં ચિંતામણિ પાર્શ્વનાથનું દેરાસર હતું તે લગભગ પાંચસે સાતસે અથવા હજારવર્ષ પૂર્વનું હોય ત્યારે તે જીર્ણ થાય, તે લેખ પરથી પણ વિજલદેવના પૂર્વકાલનું અને વિજયરાજે વિજાપુરમાં ખેડાવાળું તામ્રપત્ર કરી આપ્યું તે પૂર્વનું વિજાપુર છે એમ સિદ્ધ થાય છે. વસ્તુપાલ અને તેજપાલના લગભગ સમકાલીનપરમાર વિજલદેવ અને બાહડદેવ હોય એમ કલ્પના થાય છે. વિજલદેવપરમારના લગભગ સમયમાં ચિંતામણિપાર્શ્વનાથના દેરાનો જીર્ણોદ્ધાર કર્યો, તેથી વિજાપુરની તેમજ ચિંતામણિ દેરાસરની ઘણી પ્રાચીનતા સિદ્ધ થાય છે.

બ્રહ્મર્ષિ નામના આચાર્યરચિત **સૌધર્મગચ્છ** વ્યાખ્યાનમાં લખે છે કે—विज्जाउर नयरंमि य, तवामगं देवभद्दाओ, ॥ विद्यापुरनगरे च तपामतं देवभद्रात् દેવભદ્રસૂરિથી વિજાપુરમાં તપાગચ્છ થયો. ગુજરાતના પ્રધાન વસ્તુપાલ અને તેજપાલના ગુરૂ શ્રી ભુવનચંદ્રસૂરિ વિજાપુરમાં પધાર્યા હતા. ચૈત્ર વાલગચ્છના આચાર્ય શ્રી ભુવનચંદ્રસૂરિ હતા, તથા દેવભદ્રસૂરિ હતા. ભુવનચંદ્રસૂરિની સાહાય્યથી શ્રી દેવચંદ્રસૂરિ પાસે શ્રી જગચ્ચંદ્રસૂરિએ વિજાપુરમાં ક્રિયોદ્ધાર કર્યો. ( વિ. સં.૧૨૮૫ માં ) જગચ્ચંદ્રસૂરિએ વિજાપુરમાં ક્રિયોદ્ધાર કરી જૈન કોમમાં તથા ઇતિહાસના પાને વિજાપુરનું અમર નામ કર્યું છે, શ્રી જગચ્ચંદ્રસૂરિએ ઘોર

તપશ્ચર્યા અનેક અભિગ્રહપૂર્વક કરી, તેથી તેમને ચિત્તોડના રાજાએ તપા એવું બિરૂદ આપ્યું. જગચ્ચંદ્રસૂરિએ વિજાપુરમાં ક્રિયોદ્ધાર કર્યો અને ચિત્તોડમાં તેમને તપાબિરૂદ મળ્યું અને મેવાડના આઘાટપુરમાં દિગંબર બત્રીશ આચાર્યોને વાદમાં જીત્યા અને હીરાની પેઠે અભેદ રહ્યા તેથી ત્યાંના રાજાએ હીરલા એવું બિરૂદ આપ્યું. આવા મહાન્ આચાર્યે વિજાપુરમાં ક્રિયોદ્ધાર કર્યો તેથી વિજાપુરના જૈન સંઘને સ્વનગર માટે ઘણો હર્ષ થાય, તેમજ સમગ્ર વિજાપુરના લોકોને પોતાના નગર માટે હર્ષ થાય એમાં કંઇ આશ્ચર્ય નથી. શ્રી વીરપ્રભુની ૪૪ ચોમાલીશમી પાટે જગચ્ચંદ્રસૂરિ થયા.

વિ. સં. ૧૨૯૫ માં વિજાપુરમાં અજિતપ્રભ ગણિ વિદ્યમાન હતા, તેમણે ' ધર્મરત્ન શ્રાવકાચાર ' નામનો ગ્રન્થ રચ્યો છે એમ જૈન ધર્મના પ્રાચીન ઇતિહાસમાં પં. હીરાલાલ હંસરાજે લખ્યું છે.

વિજાપુર તાલુકામાં લગભગ દરેક ગામે ગાયકવાડ સરકારની નિશાળો છે. લાડોલ, ખરોડ, વસાઇ, પીલવાઇ, ચરાડા તથા ગોઝારીઆ વિગેરે ગામડાઓમાં સરકારી લાઇબ્રેરીઓ છે. વિજાપુરની ઉગમણી દિશાએ આશરે બે ગાઉ ઉપર સાબરમતી નદી વહે છે. આ નદીની પાસે પહેલાં જૂનું ગામ પેઢાડા હતું. હાલ ત્યાં નદી વહે છે. ( હાલ તે ગામ ઉજ્જડ છે અને ત્યાંના વતની વાણીયાઓ કે જે પાઢડીઆ કહેવાય છે તેઓ હાલ અત્ર વિજાપુરમાં રહે છે ) પેઢાડાથી દક્ષિણ દિશાએ એક ગાઉ પર સાબરમતીના કાંઠા ઉપર ઘાંટું ગામ હતું. તે વિક્રમ સંવત ૧૯૮૫ માં ભાંગ્યું, એની પાસે તેનાથી દક્ષિણ દિશાએ જૂનું સંઘપુર ગામ હતું તે સંવત્ ૧૯૨૫ ની રેલમાં તણાવાથી ભાંગી ગયું છે. ત્યાં હાલ એક ચંદ્રપ્રભુજીનું જૈન દેરાસર છે. તેની પાસે નવું સંઘપુર વસ્યું છે. સંઘપુરની પાસે જૂનું ઘસાયતા ગામ છે. તે પાંચશે છશે વર્ષનું જૂનું છે. વિજાપુરની આસપાસના પ્રદેશને દંડાવ્ય કહેવામાં આવે છે. તેનુ કારણ એ છે કે ત્યાં સાબરમતી આસપાસના પ્રદેશમાં ભિલ્લ અને રજપુતોની ઘણી વસ્તી છે, તેઓ ગુજરાતના રાજાઓને અને બાદશાહો વગેરેને અમુક વાર્ષિક દંડ આપતા હતા પણ તે પ્રદેશનું માલિકીપણું પોતે ધરાવતા હતા. ફક્ત તેઓની સત્તા સ્વીકારતા

હતા, અને દંડ આપતા હતા, તે પ્રદેશના ખરેખરા ઉપરી પોતે રહેતા તેથી તે પ્રદેશ દંડાવ્યપ્રદેશ તરીકે પ્રસિદ્ધ છે.

## વિજાપુરની આસપાસના ગામો અને જાણવા જોગ હકીકત.

વિજાપુરથી અગ્નિ ખુણમાં **સાબરમતી** ઉપર ખડાયતા ગામ એક હજાર વરસ લગભગનું વા તે પૂર્વનું જૂનું ગણાય છે. મુસલ્માનોના હુમલાથી તે ગામ ભાંગી ગયું હતું. ખડાયતમાં હાલ કોઈ ઘર નથી પણ તેની પાસે નવું ખડાયત, ઠાકરડાઓએ વસાવ્યું છે. ખડાયત ગામ સંસ્કૃતમાં **ષડાયતન નગર** કહેવાતું હતું. જૂના ખડાયતમાંથી હાલમાં ખોદતાં પાંચ વરસ ઉપર એક અજીતનાથની ચાર હાથની મોટી મૂર્તિ નીકળી છે, ત્યાં પ્રાચીન જૈન દેરાસર હતું. જેનાં અવશેષો ત્યાં પડેલાં દેખાય છે. ખડાયતના વણિકોએ જૈન તીર્થંકરોની પ્રતિમા ભરાવી હતી; એવું ધાતુ **પ્રતિમાલેખસંગ્રહ** ભાગ ૧ માં લેખો લીધેલા છે તે પરથી જણાય છે. ખડાયત પાસે કોટ્યર્કનું મંદિર છે, તે ખડાયત ગામ જેટલું પ્રાચીન છે. ત્યાં ખડાયતા વણિકો કોટેશ્વરનાં દર્શન કરવા આવે છે. ખડાયતના કેટલાક ઠાકરડાઓએ ખડાયતની પાસે એક મહુડીના ઝાડ તળે પરૂ વસાવ્યું તેથી તે **મહુડી** ગામ ગણાય છે. **મહુડીને** વસે પાંચસો સાતસો વરસ થયાં લાગે છે. ખડાયત અને મહુડીથી સાતસો વરસ ઉપર એક ગાઉ છેટે સાબરમતી નદી વહેતી હતી. એમ નદીના વહેળા ઉપરથી તેમજ લોકશ્રુતિથી જણાય છે. કોટેશ્વર અને ખડાયતના આરે નદીમાં એક જૂની વાવનો છેલ્લો કોઠો છે, તે વિ. સં. ૧૯૬૩ માં રેલ આવી હતી ત્યારે દેખાયો હતો તે ઉપરથી કહી શકાય છે કે તેથી પૂર્વે સૂરજકુંડની પેલી તરફ નદી વહેતી હોવી જોઈએ. મહુડીના આરે નદીના પ્રવાહમાં એક કુવો છે તેથી પણ ત્યાંથી પહેલાં સાબરમતી એક ગાઉ દૂર વહેતી હતી એમ સિદ્ધ થાય છે. હાલના વઝોડાંની ઝાડીમાં તે પહેલાં વહેતી હતી. કોટ્યર્કની પાસે એક જૂનું મહાદેવનું દહેરૂં છે. જૂના મહુડી ગામમાં એક જૈન દેરાસર હતું.

વિ. સં. ૧૯૭૧ માં જૂની મહુડીમાં ઠેઠ, નદી પાસે આવવાથી તથા કોતરાં પડી જવાથી જૂની મહુડીથી આથમણી દિશાએ બે ચાર ખેતર દૂર નવું મહુડી ગામ વસ્યું. નવી મહુડીને મધુપુરી નામ અમોએ આપ્યું છે. અમોએ ત્યાં ઉપદેશ આપીને શ્રીપદ્મપ્રભુનું નવું દેરાસર બંધાવ્યું છે. તેમાં જૂની મહુડીના દેરાસરમાંથી શ્રી પદ્મપ્રભુની પ્રતિમા લાવી પધરાવી છે વિ. સં. ૧૯૭૫ માં દેરાસરની પાસે શ્રી ઘંટાકર્ણવીરની દેરી બંધાવીને તેમાં ઘંટાકર્ણવીરની પ્રતિષ્ઠા વિ. સં. ૧૯૮૦ માં અમોએ કરી છે. પદ્મપ્રભુના દેરાસરમાં શ્રીમદ્ રવિસાગર ગુરૂની અને શ્રી સુખસાગર ગુરૂની મૂર્તિની પ્રતિષ્ઠા અમોએ કરી છે, અને ત્યાં સ્થાપી છે. શ્રી પદ્મપ્રભુના દેરાસરની ત્રણ ખેતર પાછળ વૈદિક હિંદુઓના કોટેશ્વરનું નવું દેરાસર તૈયાર થયું છે. વિજાપુરથી અઢી ગાઉપર અગ્નિખુણમાં નવું સંઘપુર વિ. સં. ૧૯૩૫ લગભગમાં વસ્યું છે, તેમાં અમારા ઉપદેશથી જૈન દેરાસર તૈયાર થયું છે. વિ. સં. ૧૯૭૫ માં તેની પ્રતિષ્ઠા અમોએ કરી છે. વિ. સં. ૧૯૭૫ માં મહુડીમાં શ્રીપદ્મપ્રભુની અમોએ પ્રતિષ્ઠા કરી છે. વિજાપુરથી દક્ષિણ દિશાએ રણાસણ અને પુંધરા ગામ છે તે બેમાં એકેક જૈન દેરાસર છે. લોદરા ગામ પાંચસે વર્ષનું જૂનું ગામ છે, તેમાં એક જૈન દેરાસર છે. લોદરાથી બે ગાઉ ઉપર વરસોડા ગામ છે, તે છસેં સાતસેં વર્ષનું જૂનું ગામ છે. ( મેસાણાને મહેસાજી ચાવડાએ વિ. સં. બારમા તેરમા સૈકામાં વસાવ્યું છે. ત્યાંથી એક ભાઇ અંબોડ ગયા, એક ભાઇ વરસોડા આવ્યા તથા એક ભાઇ અંબાસણ આવ્યા.) વરસોડામાં ચાવડાનું રાજ્ય છે. અંબોડભાયા- તોમાં વહેંચાઇ ગયું તેથી તેનું રાજ્ય નથી. અંબાસણના ચાવડા ભાયાત ત્યાંથી નીકળીને માણસામાં આવ્યા. માણસા ગામ વસ્યું તે પહેલાં ત્યાં વાવ હતી. ત્યાં પહેલા વાઘરીયો વસ્યા હતા. વિ. સં. તેરમા સૈકામાં માણસા વસ્યું. તેમાં એક જૂનું જૈન દેરાસર હતું, તે મુસ લ્માન બાદશાહ મહમદબેગડાએ તોડયું. વિ. ૧૭૯૮ માં માણસાને અમદાવાદના બાદશાહે ફરી બાન્ધું હતું. પન્નર અને સોળમા સૈકાના મધ્યમાં ત્યાં અંબાસણની ગાદીવાળા ચાવડા ઠાકોર આવ્યા

અને તે ત્યાં રાજ્ય કરવા લાગ્યા. હાલમાં માણસામાં રાઓળશ્રી તખ્ત- સિંહ દરબાર રાજ્ય કરે છે. વરસોડાના ચાવડા ઠાકોર શ્રી સૂર્યમલ્લ સં.૧૯૭૫માં મરણ પામ્યા; હાલ તેમના કુંવર છે. ગુજરાતમાં વનરાજ ચાવડાના વંશમાં રાજા ઠાકોર તરીકે વરસોડા અને માણસા સ્ટેટના રાઓળ છે. ગુજરાતમાં વાઘેલાના વંશમાં પેથાપુર લીંબોદરા તેમજ ઇડર રાજ્યનું અઢાદપોશીના અને દેરોલ તથા સાણંદના ઠાકોરો છે. વિજાપુરથી આથમણી દિશાએ આજોલ ગામ છે, તેમાં પહેલાં ચાવડા રજપુતોનું જોર હતું. ત્યાં પ્રાચીન જૈન મંદિર હતું તે તૂટી ગયું છે. હાલમાં આ સૈકામાં નવું જૈન દેરાસર થયું છે આજોલ તથા દેલવાડામાંથી ચોમાસામાં ગદ્દહીયાં નામનું નાણું નીકળે છે. પહેલાં ખડાયતમાં પ્રાચીન ક્ષાત્રવંશી રાજાઓનું રાજ્ય થયું હતું. વેડા તથાપીલવાઇ વગેરે ગામો પ્રાચીન છે, રીદરોલ ગામ ત્રણસે- વર્ષ પહેલાં વસ્યું છે. કુકરવાડા ગામ જૂનું છે. હેમચંદ્રાચાર્યે પાટણમાં અને કુકરવાડામાં પર્યુષણમાં એકીવખતે વ્યાખ્યાન કર્યું હતું એવી કિંવદન્તી છે. ચરાડા ગામ જૂનું છે. વિજાપુરથી આથ- મણી દિશાએ પીલવાઇ, ગવાડા, કોલવડા,ગેરીતા, સમૌ, પામોલ, મેઉ, ડાભલા, વસાઇ, ગોઝારીયા, લાંઘણુજ, બીલોદરા વગેરે ગામો છે. તે દરેક ગામમાં જૈન મંદિર તથા ઉપાશ્રયો છે. સમૌ, વસાઇ અને ડાભલા એ ત્રણ ગામ હજાર વર્ષ જેટલાં પ્રાચીન છે. કુકરવાડા પણ હજાર વર્ષ પૂર્વનું છે. વસઇ તથા ડાભલા ગામમાં પ્રાચીન જૈન દેરાસર હતું. મુસલ્માન બાદશાહોએ તોડયું હતું. તેના અંદરમાંથી એક મૂર્તિ નીકળી હતી. તે કાઉસગ્ગીયાની મૂર્તિ, વિજાપુરની કચેરીમાં મૂકી હતી. તેને વિજાપુરના સંઘે વિ. સં. ૧૯૭૯માં અમારા ઉપદેશથી અરજી કરી કબજામાં લીધી છે.ડાભલા માંથી વિ. સં. ૧૯૫૪ની સાલમાં શ્રીમહાવીરપ્રભુની સંપ્રતિ રાજાના વખતની જૂની પ્રતિમા નીકળી હતી, તેને ત્યાં દેરાસરમાં અમારા ઉપદેશથી પ્રતિષ્ઠા કરી પધરાવી છે. વિજાપુરથી ચારગાઉ ઉપર બિલોદરા ગામ છે તે રજપુતોએ વસાવ્યું હતું. સાબરનદીના બન્ને કાંઠા પર પૂર્વે ભિલ્લ ઠાકોરોનું રાજ્ય હતું, તેઓને રજ- પુતોએ હઠાવીને ત્યાં તેઓએ રાજ્ય કરવા માંડયું. વિજાપુરની આથમણી દિશાએ મેસાણા તાલુકો છે. ત્યાં જૈન મહાજનનું ઘણું

તેર છે. ત્યાં નવ જૈન દેરાસર છે. કડી પ્રાંતને હાલ મેસાણામાં લાવવામાં આવ્યો છે. મેસાણામાં કલ્યાણ પાર્શ્વનાથનું દેરાસર પૂર્વે હતું. મેસાણાના ઉપાશ્રય આગળના કુવા પાસે જૈન દેરાસર હતું. ચૌદમા તથા પન્નરમા સૈકામાં બાદશાહે ભાંગી નાખ્યું, અને મૂલનાયકની કલ્યાણપાર્શ્વનાથની મૂર્તિને વીસનગરમાં લઈ જવામાં આવી અને ત્યાં કલ્યાણ પાર્શ્વનાથનું દેરાસર બંધાવ્યું છે. મેસાણામાં ચૌદમા સૈકાના પહેલાં-વર્ષોસુધી ત્યાં મસાજી ચાવડાના વંશની ગાદી હતી, પછીથી ગાદીના ભાયાતોની વચ્ચે ભાગલા પડ્યા તેથી ચાવડાનું રાજ્ય વ્હેંચાઈને નાનું થયું. મેસાણાનાં હાલનાં જૈન તથા હિંદુઓનાં સઘળાં દેરાસરો ગાયકવાડી રાજ્યની સ્થાપના થયા પછીનાં છે. વિસનગરમાં પણ હિંદુનાં તથા જૈનનાં મંદિરો ગાયકવાડી રાજ્યની સ્થાપના થયા પછીનાં પ્રાય: છે. વિજાપુરની વાયવ્યદિશાએ વિસનગર તાલુકો છે. વિજાપુર, મેસાણા, વિસનગર વગેરેમાં તેરમાસૈકાથી મસજીદો બાંધવાની પ્રવૃત્તિ શરૂ થઇ હતી. વિજાપુરથી ઉત્તર દિશાએ વડનગર તથા ખેરાળુ તાલુકો છે. ગુજરાતમાં વડનગર પ્રાચીનમાં પ્રાચીન નગર છે. *વડનગર, દ્વારિકા, સિદ્ધપુર, ખેડબ્રહ્મા, વલ્લભી, ખંભાયત, ભરૂચ, જુનાગઢ, રાંદેર વગેરે ઘણાં પ્રાચીન નગરો છે. વડનગરમાં પ્રથમ જૈનાગમો પૈકી કલ્પસૂત્ર કે જે અતિપવિત્ર ગણાય છે તેની ધ્રુવસેન રાજાના પુત્રના મૃત્યુથી ધ્રુવસેનની સભા સમક્ષ પ્રથમ વાચના, વીર સં. ૯૯૩ માં શરૂ થઇ. એટલે વિ. સં. ૫૨૩ માં કલ્પસૂત્રની વાંચના શરૂ થઈ. તે વખતમાં વિ. સં. ૫૧૦ માં વલ્લભીની ગાદીએ શિલાદિત્ય રાજા રાજ્ય કરતો હતો. શત્રુંજય માહાત્મ્ય વગેરે ગ્રન્થોમાં લખ્યું છે કે શ્રી દેવર્ધિગણિ ક્ષમાશ્રમણે વિ. સં. ૫૧૦ માં વલ્લભીપુરનગરમાં જૈનાચાર્યોને ભેગા કરી આગમ વગેરે શાસ્ત્રોને પુસ્તકારૂઢ કર્યાં. ત્યારબાદ બારવર્ષે વડનગરમાં ધ્રુવસેનરાજાની સમક્ષ, સભામાં કલ્પસૂત્રની વાંચના શરૂ થઇ એમ કલ્પસૂત્રની ટીકા વગેરે ગ્રન્થોમાં હકીકત છે. કુમારપાળ

---

* વગા પાસે પ્રાચીન વડનગર હતું એમ એપીગ્રાફીયા ઇન્ડીકામાં લખેલ છે.

રાજાએ વડનગરની દુરસ્તી કરી હતી. વડનગરમાં પૂર્વે અનેક જૈન મંદિરો તથા હિંદુ દેવળો હતાં, તેમાંનાં ઘણાં ખરાં તેરમા ચૌદમા સૈકામાં મુસલ્માનબાદશાહોએ તોડી પાડ્યાં. હાલ નેમ-રાજુલની ચૉરીના દેરાસરનો કંઈક બાકીનો ભાગ રહ્યો છે. વડનગરથી પાંચ ગાઉ રેલ્વેના રસ્તે ખેરાળુ છે. તેમાં જૈન મંદિરો છે. વડનગરમાં અને ખેરાળુમાં જૈન વસતિમાં ઘટાડો થયો છે. ખેરાળુથી દશ ગાઉ તારંગાનો પહાડ છે. તારંગા પર્વતપર શ્રી કુમારપાલરાજાએ બંધાવેલું શ્રી અજીતનાથનું મોટું મંદિર છે. રાણકપુરની બાંધણી, આબુજીના દેરાસરોની કોરણી અને તારંગાના દેરાસરની ઉંચાઈ, જૈન વગેરે કોમોમાં સર્વત્ર પ્રસિદ્ધ છે. વિજાપુરથી ઉત્તર દિશાએ અઢાર ગાઉ ઉપર તારંગા પર્વત છે. ત્યાં બૌદ્ધોની તારણ માતા છે.* વિજાપુરથી ઇશાનકુણમાં વીશ ગાઉ ઉપર ઇડરનો ડુંગર છે. ઇડરગઢને ઇલાદુર્ગ કહેવામાં આવે છે. ઈડરગઢ ઉપર સાસુ વહુનાં સાંબેલાં પાસે શામળીયાની ચોકી પાસે બાવન જિનાલયનું દેરાસર હતું તેનાં હાલ અવશેષ છે. તથા એક દિગંબરી દેરાસર છે. ઇડરના ડુંગર પર ચાર પાંચ ગુફાઓ છે. પહેલાં યોગીઓ ત્યાં રહેતા હતા. તારંગા ગઢપર જોગીડાની બૌદ્ધ ગુફા જોવા લાયક છે. ઇડરપર્વતપર અને તારંગાપર વાઘ-સિંહની વસતિ છે. ઈડર ગામમાં જૈનશ્વેતાંબરનાં તથા દિગંબરનાં દેરાસરો છે. તથા હિંદુ મંદિરો છે. ઈડરગઢપર નવગજા કબ્ર છે. ઇડરમાં ડુંગરપર એક મોટી ધર્મશાળા છે અને નીચે છ દેરાસરો તથા ચ્યાર ધર્મશાળાઓ છે. એક જૈન પાઠશાળા છે, ચ્યાર ઉપાશ્રય છે. દિગંબરનાં ચાર દેરાસરો છે, અને એક ધર્મશાળા છે. ઇડરમાં રાઠોડ રજપુતોનું રાજ્ય છે. આગલોડથી ઇડર તરફ જતાં જૂનું ગામ દાવડ છે. કુમારપાળ રાજાએ દાવડમાં જૈનમન્દિર બંધાવ્યું છે. વિજાપુરથી આગલોડ

---

* આ બૌદ્ધની તારાદેવીની મૂર્તિ નથી પણ તેનું સ્થાન તરીકે ઓળખાય છે અને તેમાં જે મૂર્તિયો છે તે તારંગાજીના મોટા દેરાસરને ખંડીત કર્યું તે વખતે તેમાંની બચત મૂર્તિઓ છે ! તેવી બીજી તે દેરાસરના આજુબાજુ અને ખુલ્લા ચોકમાં છે-તેનાં માપ અને શિલ્પ પણ એકસરખાંજ છે.

પાંચ ગાઉ થાય છે. આગલોડથી એક ગાઉ ઉપર સોજા ગામ છે. હાલ સોજા ગામની વસતી ઘટી ગઈ છે અને ઘણાખરા લોકો સોજા ગામથી બીજા ગામોમાં રહેવા ગયા છે. વિજાપુરથી સોજા સાત ગાઉ ઉપર આવેલ છે. સોજા ગામમાં શ્રાવકોની વસતી ઘટી તેથી ત્યાં બિરાજતી કલ્યાણપાર્શ્વનાથની પ્રતિમાને આગલોડમાં બીજું દેરાસર વિ. ૧૯૬૫ માં બંધાવી ત્યાં મૂલનાયક તરીકે સ્થાપવામાં આવી છે. કલ્યાણપાર્શ્વનાથના દેરાસરમાં મેડાપર અરોડા ગામમાંથી પ્રતિમાઓ લાવીને પધરાવી છે તેમાં ગોડીપાર્શ્વનાથની પ્રતિમા મુખ્ય છે. જેમાં સુમતિનાથની મૂર્તિ મૂલનાયક તરીકે છે. તે દેરૂં વિ. ૧૬૭૦ માં બંધાવેલ છે. તે દેરાસરમાં રાયણના વૃક્ષ તળે શ્રી સુમતિનાથની તથા શ્રી પાર્શ્વનાથની પાદુકાની દેરી શા ચુનીલાલ બાદરે વિ. સં. ૧૯૭૬ માં બંધાવી છે. અમો ત્રણ ચાર વખત આગલોડમાં વિહાર કરીને ગયા છીએ. આગલોડ ગામની બહાર નૈઋત્ય ખુણાપર શ્રી માણિભદ્રવીરનું મોટું દેરાસર છે. વિ. ૧૭૩૩ માં આગલોડના રામસિંહ ઠાકોરના સમયમાં શ્રી શાંતિસોમસૂરિ આચાર્ય થયા. તેમણે ગામની બહાર દેરૂં બંધાવીને ત્યાં માણિભદ્રવીરના અંગની સ્થાપના કરી છે. ત્યાં ઓશવાળ જૈનો ખાસ પુત્ર અને પુત્રીને પરણાવતાં પહેલાં માહેત(નૈવેદ્ય) કરવા આવે છે. માણિભદ્રવીરનું ચરિત્ર નીચે પ્રમાણે છે. [ શ્રી ચોવીસમા તીર્થંકર વીરભગવાનની પટ્ટપરમ્પરા વડગચ્છમાંથી જગચ્ચંદ્રસૂરિએ ક્રિયોદ્ધાર કરી તપાગચ્છ સ્થાપન કર્યો. તપાગચ્છમાં ચૌદમાસૈકામાં શ્રી આનંદવિમલસૂરિ થયા. તેમણે યતિયોમાં શિથિલાચાર દેખીને પાંચ હજાર યતિયોની સાથે ક્રિયોદ્ધાર કર્યો. તે વિહાર કરતા કરતા માળવામાં ગયા. ઉજ્જયીનીમાં તે ક્ષિપ્રા નદીના કાંઠે ગંધર્વમસાણમાં કાઉસગ્ગ ધ્યાને રહ્યા. ત્યાં માણેકચંદ ઓશવાળ જૈન બારવ્રતધારી શ્રાવક વસતા હતા. તેમની માતાએ વર્ધમાન આંબીલ તપ આદર્યો હતો, યતિઓ શિથિલ થવાથી માણેકચંદ્રની શ્રદ્ધા યતિયોપરથી ઉઠી ગઈ હતી. ગંધર્વ મસાણમાં આનંદવિમલસૂરિ કાયોત્સર્ગ ધ્યાને રહ્યા હતા. ત્યાં તેમણે એક માસોપવાસનો તપ કર્યો હતો. લોકોએ તેમની તારીફ કરી. માણેકચંદ્રની માતાએ પુત્રને કહ્યું કે તું આનંદવિમલસૂરિને વહોરવા

તેડવા જા. માણેકચંદ્રને શ્રદ્ધા નહોતી પણ માતાના કહેવાથી રાત્રે ત્યાં મસાણમાં પરીક્ષા કરવા ગયા. તેમણે અંધારામાં મશાલ સળગાવી અને આનંદવિમલસૂરિની દાઢીપર ધરી તેથી તેમની દાઢીના વાળ બળી ગયા અને તેમનું મુખ દાઝયું, તોપણ મૌન–શાંત રહ્યા, તેથી માણેકચંદ શેઠને તેમના સાધુત્વની શ્રદ્ધા થઇ અને ગુરૂના પગે પડયો. આનંદવિમલસૂરિએ તેને બોધ આપ્યો. તેથી તે ગુરૂભક્ત બન્યો. માણેકચંદ શેઠનો પાલીમાં દુકાન હતી. ત્યાં આનંદવિમલસૂરિ ચોમાસું રહ્યા. ત્યાં આનંદવિમલસૂરિએ શત્રુંજયમાહાત્મ્ય વાંચ્યું. તેથી સિદ્ધાચલની યાત્રા કરવા માણેકચંદને ઘણો ભાવ થયો અને સિદ્ધાચલનાં દર્શન કર્યા વિના ભોજન નહીં લેવાની પ્રતિજ્ઞા કરી તપ આદર્યું. અને યાત્રા કરવા ચાલ્યા. સાતમા દિવસના ઉપવાસે તે પાલણપુર અને સિદ્ધપુરની વચ્ચેના મગરવાડામાં આવ્યા, ત્યાં તે વખતે ગામ નહોતું. ત્યાં રાત્રીએ તેમને ભિલ્લોએ લુંટી લીધા અને મારી નાંખ્યા. મરતી વખતે તે સિદ્ધાચલના ધ્યાનમાં તથા પંચપરમેષ્ઠિમંત્રના ધ્યાનમાં આરૂઢ થયા હતા, તેથી મરીને વ્યંતર નિકાયમાં માણિભદ્ર વીર તરીકે ઘણા દેવોના ઉપરી થયા. તે સમયમાં ખંભાતમાં ખરતરગચ્છ અને તપાગચ્છના યતિયોમાં મતભેદે ઝઘડો થયો હતો અને ખરતરગચ્છના યતિયોએ તપાગચ્છના યતિયોને ભૈરવની આરાધના કરી મારી નંખાવ્યા. પાંચસે યતિ મરી ગયા તેથી આનંદવિમલસૂરિએ પાલણપુર તરફ વિહાર કર્યો. તે મગરવાડાની ઝાડીમાં આવી ઉતર્યા. ત્યાં રાત્રે આનંદવિમલસૂરિ ધ્યાન ધરતા હતા, તેમની પાસે માણિકચંદ્ર શેઠે આવી દર્શન દીધાં. સૂરિએ તેમને ઓળખ્યા. માણેકચંદે પોતાનું મરણ વૃત્તાંત વગેરે સર્વ હકીકત કહી. માણિભદ્ર વીર તરીકે પોતાની ઉત્પત્તિ કહી, તથા સેવાચાકરી માટે યાચના કરી. આનંદવિમલસૂરિએ કહ્યું કે ખરતરગચ્છના યતિયોએ ભૈરવ આરાધી અમારા ગચ્છના સાધુઓપર મૂકયો છે, તેનું નિવારણ કરો અને તપગચ્છના આચાર્ય સાધુઓ, યતિઓ વગેરેની સહાય કરો. માણિભદ્રવીરે કહ્યું કે હું આપની સેવામાં હાજર રહીશ અને ભૈરવનો ઉપદ્રવ ટાળીશ, પણ મારી માગણી છે કે, તપાગચ્છના ઉપાશ્રયોમાં તથા

દેરાસરોમાં મારી મૂર્તિની સ્થાપના કરવામાં આવે. સૂરિએ કહ્યું કે તમોને તપાગચ્છના અધિષ્ઠાયક તરીકે સ્થાપવામાં આવે છે. તેજ જગ્યાએ માણિભદ્રવીરની સ્થાપના કરવામાં આવી. મગરવાડા તરીકે તે સ્થાન પ્રસિદ્ધ થયું. માણિભદ્રવીરે ભૈરવને વારી ઉપદ્રવ દૂર કર્યો. માણિભદ્રના કહ્યા પ્રમાણે ભૈરવ પ્રવર્તીને શાંત થયો. તપાગચ્છના આચાર્યો જે નવા પાટપર બેસતા તે ત્યાં પ્રથમ જતા અને મગરવાડામાં રહી માણિભદ્ર વીરને અઠ્ઠમ કરી પ્રત્યક્ષ કરતા હતા. તે પ્રમાણે શાંતિસોમે મગરવાડામાં રહી માણિભદ્રનું આરાધન કર્યું અને તેમના પગનો વા ઢીંચણનો કંઈક અંશ આગલોડ લઈ ગયા અને ત્યાં માણિભદ્રવીરના કથન પ્રમાણે દેરૂં બાંધી ત્યાં સ્થાપના કરી. તપાગચ્છના ઉપાશ્રયોમાં તથા દેરાસરોમાં પુર નગર ગામોગામમાં માણિભદ્રવીરની સ્થાપનાઓ જ્યાં ત્યાં દેખવામાં આવે છે. ] જૈનશાસનમાં અધિષ્ઠાયકદેવતરીકે માણિભદ્રવીર, જૈનસમ્યગ્દષ્ટિ દેવ છે. વિ. સં. ૧૭૩૩ માં માણિભદ્રવીરનું દેરૂં સંઘે બનાવ્યું. વિ. સં. ૧૯૬૦ માં આગલોડના ઠાકોર હરિસિંહના વખતમાં પન્યાસ મુક્તિવિજયજીના ઉપદેશથી આગલોડના જૈન સંઘે માણિભદ્રવીરના દેરાનો જીર્ણોદ્ધાર કર્યો. તે દેરાસરની પાસે આદીશ્વર ભગવાનની પાદુકાની દેરી છે. બીજી દેરીઓ પણ જૈનોની છે. તે પાસે જૈન શ્રાવક સંઘની બંધાવેલી ધર્મશાળા છે, તથા જૈન સંઘે બંધાવેલો કુવો છે. ધર્મશાળાની ઉત્તર બાજુએ હિંદુઓએ હનુમાનની દેરી તથા મહાદેવની દેરી બંધાવી છે, તેમાં જૈનોએ પણ મદદ કરી છે. આગલોડના જૈન સંઘની માલીકી તથા વહીવટ તળે માણિભદ્રવીરનું દેરૂં દેરીઓ તથા ધર્મશાળા, બાગ, કુવો છે ( તેમાં બ્રાહ્મણો વગેરેનો હક્ક નથી. ) આગલોડમાં શ્રાવકોનાં ૧૦૦ સો ઘર છે. બે શિખરબંધ દેરાસર છે. માણિભદ્ર, પૂર્વે માણેકચંદ શેઠ વીશા ઓશવાળ હતા તેથી અમદાવાદ, સુરત, મુંબઈ, પુના, વિજાપુર વગેરેના ઓશવાળો ત્યાં માહીત કરવા આવે છે. માણિભદ્રવીરના દેવળના પ્રાસાદના ગંભારામાં આગળ કોઈ ખરતરગચ્છના યતિએ ( હાલથી પચ્ચીશ ત્રીશ વર્ષ પૂર્વે ) ભૈરવની સ્થાપના કરી છે, પણ અમારો એવો

મત છે કે ભૈરવની સ્થાપના ત્યાં ન રાખતાં પાસે દેરી કરી તેમાં કરવી જોઇએ. આગલોડ, ઇલોડ વગેરે ભિલ્લ ઠાકોરે વસાવેલાં ગામો છે. ઇ. સ. ૧૯૨૧ માં માણિભદ્ર તીર્થનું વર્ણન નામનું પુસ્તક બહાર પડયું છે, તેમાં આગલોડને પહેલાં અગસ્થિપુર કહેતા હતા તથા અગસ્થિઋષિએ માણિભદ્રવીરને આરાધી પ્રગટ કર્યા. ઇત્યાદિ કેટલીક બાબતો જૂઠી અને ઇતિહાસપ્રમાણ વિનાની છે. અગસ્થિપુરનું અપભ્રંશ નામ આગલોડ થઇ શકતું જ નથી. તેમજ અગસ્થિ મુનિએ તે ગામ વસાવ્યું નથી, પણ જેના અંતે ડ-લ આવે છે એવાં આગલોડ, ઇલોડ, આજોલ વિગેરે ભિલ્લ ઠાકોરોનાં વસાવેલાં ગામો છે. અગસ્થિઋષિએ માણિભદ્રને આરાધ્યા એવું કોઇ પ્રમાણ પુરાણમાં તથા કોઇ સંસ્કૃત પ્રાચીન ગ્રન્થમાં નથી તેથી એવી પુરાવા વિનાની જોડી કાઢેલી વાતોને ઐતિહાસિક સાક્ષરો માની શકતા નથી. આગલોડમાં શ્રી દોલતરૂચિ યતિ છે તે દેરાસરોની તથા માણિભદ્રના દેરાની સારી સંભાળ રાખે છે અને તેમણે શ્રાવકોને દેવદ્રવ્યમાંથી મુક્ત કર્યા છે, તેથી શ્રાવકો સુખી થયા છે. વિજાપુરીય યતિ શ્રી અમૃતવિજયજી વૃદ્ધ થયા ત્યાં સુધી આગલોડ માણિભદ્રવીરના દર્શનાર્થે વિજાપુરથી દર રવિવારે જતા હતા. વિજાપુરથી ઉત્તરદિશાએ ત્રણ ગાઉ ઉપર લાડોલ ગામ છે, તેને સંસ્કૃતગ્રન્થમાં લાટાપલ્લી કહેવામાં આવે છે. લાટા ભિલ્લે વસાવેલી પલ્લી હતી તેથી લાટાપલ્લી નામ પડયું છે.

વિ. સં. ૧૯૫૭ માં લાડોલમાં એક ઘર પાસે ખોદતાં અઢાર જૈન પ્રતિમાઓ નીકળી હતી, તેમાં એક શ્રી ભદ્રબાહુની મૂર્તિ હતી. લાડોલ એક હજાર વર્ષ ઉપરનું જૂનું ગણાય છે. ત્યાં એક મોટું જૈન દેરાસર છે, લાડોલમાં લાયબ્રેરી છે, જૈનોના ચાલીશ ઘર છે, તેની ઉત્તરદિશાએ ત્રણ ગાઉ ઉપર સરદારપુર ગામ છે. સરદારપુર, ખરોડ, જંત્રાલ, પેઢામલી વગેરેમાં જૈન દેરાસર તથા ઉપાશ્રય છે. બામણુવા ગામ જૂનું ગણાય છે. આગલોડથી પૂર્વ દિશાએ ત્રણ ગાઉપર ઇલોડ છે. ત્યાં બે જૈન દેરાસર છે ત્યાંથી ત્રણ ગાઉપર ઉગમણી દિશાએ અહમદનગર છે તે અમદાવાદ વસાવનાર અહમદશાહ બાદશાહે વસાવ્યું હતું. ત્યાં હાલ ઇડરના રાઠોડ રાજાની રાજધાની

છે. પ્રતાપસિંહ પછી હાલ ત્યાં દોલતસિંહ શહોડ રાજા રાજ્ય કરે છે. ત્યાં એક મોટું જૈન દેરાસર છે બીજું નાનું છે. એક ઉપાશ્રય છે. વિજાપુરની અગ્નિ ખુણમાં છ ગાઉપર પ્રાંતિજ ગામ છે તે અંગ્રેજ સરકારના તાબે છે. ત્યાં એક ધર્મનાથનું જૈન દેરાસર છે. સંઘપુર પાસે સાબરમતી અને હાથમતીનો સંગમ થાય છે. સાબરમતી નદીના કાંઠે ફ્રેટ ગામ પાસે સાઇઝીંગખડીનું એક કારખાનું નીકળ્યું હતું. સાબરમતીમાં બારેમાસ પાણી વહે છે. વિજાપુર પાસે પિલવાઇ ગામ છે, ત્યાંના રજપુતોએ વિ. સં. ૧૯૫૪ માં ગાયકવાડ સરકાર સામે બંડ કર્યું હતું, તેમની સામે લડવા માટે ગાયકવાડ સરકારે ફોજ મોકલી હતી અને પિલવાઇ ગામ ફુટી બાળ્યું હતું. પાછું તે ત્યાંજ નવું વસ્યું છે.

## પ્રાંતિજ, ખડાયત અને મહુડી સંબંધી વિશેષ હકીકત.

પ્રાંતિજપર પૂર્વે ગુજરાતના ચાવડા રાજાઓએ રાજ્ય કર્યું હતું. પશ્ચાત્ સોલંકી રાજાઓએ પ્રાંતિજપર તથા દેહગામપર રાજ્ય કર્યું હતું. સોલંકી રાજાઓ પછીથી વાઘેલા રાજાઓએ પ્રાંતિજપર રાજ્ય કર્યું હતું. વાઘેલા રાજા કરણઘેલાને દિલ્હીના સુલ્તાન અલ્લાઉદ્દીનના સેનાપતિએ હરાવ્યો અને ગુજરાતનું રાજ્ય વિ. સં. ૧૩૫૬–૫૭ ની લગભગમાં દિલ્હીના બાદશાહ અલ્લાઉદ્દીનના તાબામાં ગયું. પાછળથી અમદાવાદના પ્રથમ સુલ્તાન અહમદશાહના તાબામાં ગયું એટલે અમદાવાદના તાબે પ્રાંતિજ ગયું, પેશ્વાએ પશ્ચાત્ પ્રાંતિજપર પોતાની થોડી સત્તા બેસાડી, પશ્ચાત્ ઇ. સ. ઓગણીશમી સદીમાં બ્રિટીશ સરકારના તાબામાં અમદાવાદની સાથે પ્રાંતિજ ગયું. હાલ બ્રિટીશ સરકારના તાબામાં છે. પ્રાંતિજમાં છ હજાર મનુષ્યોની સંખ્યા છે. વિજાપુર જેવડું પ્રાંતિજ છે. પ્રાંતિજથી આથમણીદિશાએ પહેલાં હાથમતી નદી વહેતી હતી. અમદાવાદના સુલ્તાન અહમદશાહે હાથમતીને સંઘપુર પાસે સાબરમતીમાં વાળી દીધી, ત્યારથી હાથમતી તે તરફ વહેવા લાગી છે. હાલમાં પચીશવર્ષ પૂર્વે અહમદનગરથી હાથમતીની

કેનાલને કાઢી અસલ હાથમતીના પ્રવાહ માર્ગમાં વાળી છે. પ્રાંતિજમાં દશ મસ્જીદો છે. હિંદુઓનાં અને જૈનોનાં જે મંદિરો છે તે અત્રે મરાઠા, પેશ્વા તથા અંગ્રેજ રાજ્યસત્તા આવ્યા પછીથી બંધાયલાં છે. હિંદુ અને જૈન મંદિરો પૂર્વે વિ. સં. ચૌદમાસૈકામાં તૂટયાં. પાછળથી દેરાં બંધાયાં અને તે પછીથી પણ તૂટયાં છે. હાલનાં હિંદુ જૈન મંદિરો ત્રીજી વારનાં થયેલ છે. ગુજરાતી શાળા, અંગ્રેજી શાળા, કન્યાશાળા, ધર્મશાળાઓ, નાતવાડીઓ, દવાખાનું, અને કચેરી આદિથી પ્રાંતિજ શોભાયમાન છે. ખોડાં ઢોરાંની ધર્મશાળા છે. રેલ્વેપર ખ્રીસ્તિ મીશન છે. લાયબ્રેરીઓ અને દિગંબર જૈન બોર્ડીંગથી પ્રાંતિજ પ્રગતિમાં આગળ વધ્યું છે.

પ્રાંતિજમાં સ્વામીનારાયણના બાગ પાસે વાઘરીના વાડાની પાસે દક્ષિણદિશાએ નાળાની પાસે ઉંચુ મેદાન છે. ત્યાં આરસપહાણ નીકળે છે અને પત્થરો નીકળે છે. ત્યાં અસલ જૈનોની વસ્તી હતી અને ત્યાં જૈન દેરાસર હતું.

પ્રાંતિજમાં જુમ્મામસીદ છે તે અસલ જૈન દેરાસર હતું તેને અલ્લાઉદ્દીન બાદશાહના ગુજરાતના સેનાપતિ જફરખાને તોડયું. તે શ્વેતાંબરી દેરાસરને તોડી તેની જુમામસીદ બંધાવી. હાલ પણ દેરાસરનો આકાર અમોએ જાતે દેખ્યો છે.

હાલના દિગંબરી દેરાસરની પાસે દક્ષિણ દિશાએ ટેકરો છે, તે અસલ જૈન દેરાસર હતું, તેને તોડી મસ્જીદ બંધાવી હતી. તે મસ્જીદની જગ્યા વેચી નાખી ત્યારે ત્યાંથી હોજના નીચેથી જૈન પ્રતિમા નીકળી હતી.

વિ. સં. બારમા સૈકામાં પ્રાંતિજ સારી સ્થિતિમાં હતું. ચૌદમા સૈકામાં મુસલ્માનોના આક્રમણથી મુસલ્માનોના તાબામાં પ્રાંતિજ ગયું. ગુજરાતના સેનાપતિ જફરખાન તથા અમદાવાદના સુલ્તાન અહમદશાહ તથા મહમદ બેગડાના હાથે જૈન દેરાસરો ચૌદમા સૈકામાં તથા અનુક્રમે સોળમા સૈકામાં તૂટયાં લાગે છે. ભાંખરિયા તળાવ પાસે હનુમાન ગણપતિનાં હિંદુ મંદિરો હતાં તે પણ તોડવામાં આવ્યાં અને ત્યાં મસ્જીદો થઇ. વિ. સં. ૧૮૨૧ લગ-

ભગમાં પેશ્વાનું રાજ્ય હતું પશ્ચાત્ અંગ્રેજ સરકારનું રાજ્ય થયું. ત્યારપછીથી વિ. ૧૯૧૨ માં હાલનું શ્રી ધર્મનાથનું શ્વેતાંબર મંદિર થયું અને દિગંબર મંદિર પણ વીશમા સૈકાના પ્રારંભમાં થયું છે, તે પહેલાં એક સૈકા પહેલાં ઉપાશ્રય જેવામાં જૈન મૂર્તિયો રાખવામાં આવી હતી. સોળમાં સૈકામાં બીજીવાર દેરાસરો બાંધ્યા હતાં તે પાછાં તૂટ્યાં. હાલનું દેરાસર ત્રીજીવારનું બંધાવેલું છે. હાલનાં હિંદુ દેરાસરો પણ વીશમા સૈકાના પ્રારંભથી બંધાયાં લાગે છે. પ્રાંતિજ અસલ મામરોલી ગામ સુધી હતું. પ્રાંતિજમાં સુમરા જાતના મુસલમાનોની નવસેં નવાણું હવેલીઓ હતી, તેઓ સ્વામિનારાયણના મંદિરથી દક્ષિણ દિશાએ તથા ઠબગરોના ઘરોની દક્ષિણ દિશાએ વસતા હતા.

પ્રાંતિજમાં જુમામસીદ પાસે તથા હાલ ઢેઢાંના જ્યાં ઘર છે ત્યાં હુંબડ નરસિંહપરાંનાં સાતસે ઘર હતાં. દક્ષિણ કર્ણાટ તેલાંગમાંથી હુંબડ જૈનો, ગુજરાત મેવાડમાં દશમા અગિયારમા સૈકામાં આવ્યા છે એમ કિંવદન્તી છે.

પ્રાંતિજથી મામરોલી સુધી જુનું પ્રાંતીજ હતું, તેમાંથી પોણા મણની જૂની ઇંટો નીકળે છે અને તેમાંની એક ઇંટ રાવબહાદૂર શિવલાલ ભાઇએ અમને દેખાડી હતી. વિ. સં. ૧૯૩૯ માં સ્વામીનારાયણનું મંદિર બાંધવામાં આવ્યું છે. ગણપતિનું મંદિર પણ વિક્રમના વીશમા સૈકા લગભગનું છે. બાંકના ઉપર મહાદેવનું દેવળ છે, તે વીશમા સૈકાના પ્રારંભથી બનવા લાગ્યું છે અને હાલ સારી સ્થિતિ પર છે. બાંકેશ્વર મહાદેવની પાસે રામાનુજ રામાનંદીની જગ્યા છે ત્યાં અખારો મંદિર છે. પ્રાંતિજમાં છસેં વર્ષથી અર્થાત્ વિ. સં. ૧૩૬૦ લગભગથી જુમામસીદ અને સિકંદરી મસ્જીદ બાંધવામાં આવી છે, અને તે જૈન હિંદુદેવળોને મસ્જીદોનો આકાર આપી તેમાં સુધારો વધારો કર્યો છે. કેટલીક મસ્જીદો ચૌદમા સૈકા પછીથી બાંધવામાં આવેલી છે. પ્રાંતિજમાં મુસલમાનોનું જોર ઘણું છે. હિંદુઓની સંખ્યા જોકે વિશેષ છે. વણિકો પૈકી સો ઘર શ્વેતાંબર મૂર્ત્તિપૂજકનાં છે, અને સ્થાનકવાસી જૈનોનાં સો ઘર છે. સ્વામીનારાયણ, મહાદેવિયા વગેરે વૈષ્ણવ વણિકોનાં બસેંના આશરે ઘર છે.

પન્નરમા સૈકામાં તે સર્વે દશાશ્રીમાળી વણિકો જૈનધર્મી હતા અને તે વખતે પ્રાંતિજમાં જૈન ઓશવાળ વણિકોનાં પણ ઘર હતાં. સત્તરમા અને અઢારમા સૈકામાં જૈન વણિકોમાંથી કેટલાક સ્થાનકવાસી જૈનો થવા લાગ્યા, અને કેટલાક વૈષ્ણવ થવા લાગ્યા. હાલ ત્રણેમાં નાત જમણ અને કન્યા વ્યવહાર ભેગો છે પણ ભવિષ્યમાં શંકા છે.

પ્રાંતિજમાં હુંબડોનાં પાંચસેં ઘર હતાં, પાછળથી સૈકે સૈકે તેઓની વસતી ઘટવા લાગી છે, હાલ હુંબડ જૈનોનાં ત્રણ ઘર છે. હુંબડ જૈનોનું દેરાસર છે તે ભોંયરા સહિત છે. તે ભોંયરામાં નગ્નમૂર્તિઓ છે. દેરાસરની પાસે દિગંબરનો ઉપાશ્રય છે. તેમાં હાલ હુંબડ જૈનબોર્ડીંગની સ્થાપના કરેલી છે તેમાં વિદ્યાર્થીઓ રહે છે. સ્થાનકવાસી જૈનોના બે ઉપાશ્રય છે. સ્થાનકવાસી સાધ્વીના ઉપાશ્રય કરતાં સ્થાનકવાસી સાધુનો ઉપાશ્રય મોટો છે, અને દરિયાપરી સંઘાડાના શ્રાવકો તે ગણાય છે. શ્વેતાંબર મૂર્તિપૂજકોનું પહેલાં મહાજન તરીકે ઘણું જોર હતું, અને હાલ પણ મહાજનમાં તેમની મુખ્યતા છે. હાલ શ્વેતાંબર જૈનોનું એક શ્રી ધર્મનાથ તીર્થંકરનું દેરાસર છે. શ્વેતાંબર જૈનોના પાંચ ઉપાશ્રય છે. બે શ્રાવિકાઓના ઉપાશ્રય છે, એક મોટો ઉપાશ્રય છે તેમાં સાધુઓ ઉતરે છે, તેની પાસે વિદ્યાશાળા છે. તેમાં જૈન પાઠશાળાના વિદ્યાર્થીયો ભણે છે અને તે સાધુઓના તથા સાધ્વીઓના ઉતરવાના ખપમાં આવે છે, પ્રાંતિજના શ્રાવકો શ્રી નેમિસાગરજીના સંઘાડાના ગણાય છે. શ્રી નેમિસાગરજી મહારાજે તથા શ્રી રવિસાગરજી મહારાજે, શ્રી કલ્યાણસાગરજીએ તથા શ્રી હીરસાગરજી વગેરે સાગર સંઘાડાના સાધુઓએ અને સાધ્વીઓએ પ્રાંતિજના શ્રાવકોને શ્રાવક તરીકે ધર્મબોધ આપીને સંરક્ષ્યા છે. પ્રાંતિજના તપગચ્છ શ્રી પૂજ્યના વખતનો એક ઉપાશ્રય હતો તે હાલ પડી ગયો છે. તેમાં માણિભદ્રવીરની સ્થાપના હતી. શેઠ પોચાલાલ ડુંગરશીએ જૈનોનો મોટો ઉપાશ્રય કરવામાં સારી સહાય આપી છે. પન્યાસ શ્રી અજિતસાગર ગણિએ પ્રાંતિજમાં સ્વજ્ઞાનભંડારની સ્થાપના કરી છે. પ્રાંતિજમાં વીસમા સૈકાના આદ્યભાગમાં સ્થાપન કરેલી પાંજરાપોળ છે. એક સરકારી સાર્વજનિક ઈંગ્લીશ શાળા છે, અને ખ્રીસ્તીયોની મદ-

દથી ચાલતી ઇગ્લીશ શાળા તથાં એક ધર્મશાળા છે. એક કન્યાશાળા છે. ખ્રીસ્તીયોનું મીશન સ્ટેશનપર છે. એક સાર્વજનિક લાયબ્રેરી છે, અને એક સ્થાનકવાસી જૈનોની લાયબ્રેરી છે, તથા મુસલમાનોની એક લાયબ્રેરી છે. પ્રાંતિજની ઉગમણી દિશાએ એક શાંખરિયા તલાવ છે. પ્રાંતિજની આથમણી દિશાએ પહેલાં હાથમતી નદી હતી, હાલ ત્યાં બોંક છે, અને અહમદનગર પાસેથી તેમાં હાથમતીની કેનાલ વાળી છે, તેનું પાણી અમદાવાદના ચંડોળા તળાવમાં જાય છે. પ્રાંતિજ પાસે મામરોલ ગામ જૂનું છે તે અસલ પ્રાચીન ગામ હોવું જોઈએ. એમ મનાય છે. પ્રાંતિજપર આક્રમણ કરનારા મુસલમાનોએ પહેલ વહેલો માંમરોલમાં આવીને વાસ કર્યો હતો. પ્રાંતિજપર વહીવટ કરનારા મુસલમાન હાકેમો પૂર્વે ત્યાં રહેતા હતા. પ્રાંતિજની બોંકમાં કમલો પાકે છે, અને અહીંથી પરદેશખાતે જાય છે. હાલમાં પ્રાંતિજમાં મામલતદાર ન્યાયાધીશ વગેરેની કચેરીઓ છે અને મ્યુનિસીપાલટી છે.. પ્રાંતિજ માં હાલ વ્યાપાર મંદ છે. સાબુનું કારખાનું છે, એરંડીયું પીલવાનું પ્રેસછે. પ્રાંતિજના બ્રાહ્મણોમાં અહીં સારા મોટા પંડિતો નથી. અહીં મોટા વિદ્વાન મોલવીઓ પણ નથી. સર્વ લોકો પોતપોતાનો ધર્મ પાળે છે.

## પ્રાંતિજ શ્રી ધર્મનાથના દેરાસરના લેખો.

श्री आदिनाथभगवाननी पापाणनी प्रतिमानो लेख. वि. सं. १८८८ वर्षे माघ सुदि पंचमी चन्द्रे श्री प्रांतिजनगर वास्तव्य श्रीमाली ज्ञातीय लघु शाखायां शा. लालचंद गलालचंद पितामह जीवराज भार्या–सांकळीबाइ ( ढोल्साल ! ) जवानदास लालचंद तेन श्री आदिनाथबिंबं कारापितं, प्रतिष्ठितं महारक विजयदेवेन्द्रसूरिभिः श्री तपागच्छे प्रतिष्ठापितम् लघुगच्छीय.

पापाणनी प्रतिमा वि. सं. १८७२ माघ सुदि ७ गुरु श्री मुनि सुव्रत जिनबिंबं............घसाई गयो छे.

धातु प्रतिमाना लेखो.

वि. सं १५५४ वर्षे माघ सुदि २ गुरुवारे श्री श्रीमाली ज्ञातीय श्रेष्ठि वागातरा पांडक्षा हाथाभ्यां आत्मश्रेयोऽर्थं श्री वासुपूज्यं बिंबं कारापितं प्रतिष्ठितं ब्रह्माणगच्छे श्री शीलगुणसूरि तत्पट्टे भट्टारक श्री जज्जगसूरिभिः पाटरा दुर्ग. (?)

वि. १५७२ वर्षे फाल्गुन सुदि अष्टमी सोमवासरे श्री प्रल्हादपुर वास्तव्य दो. शालीक भार्या गंगासुत राकेन भार्या—दे प्रमुख कुटुंबयुतेन श्रेयोर्थं शीतलनाथबिंबं कारापितं प्रतिष्ठितं श्री ब्रह्माणगच्छे श्री सूरिभिः.................

. धातु प्रतिमा.

वि. सं. १५२२ व. माघ सु. ६ शनौ श्री हुंबडज्ञातीय सवलजगोत्रे दोशी धम्माभार्या कपूरादे सुत दोशी राखाकेन भार्या जीवीनी भ्राति? दोशी शालिगभार्या लखी कुटुंब सहितेन आत्मश्रेयोऽर्थं श्रीसुमतिनाथबिंबं कारापितं प्र० श्री बृहद्‌तपागच्छे श्री जिनरत्नसूरिभिः प्रांतिज ॥

वि. सं० १५०३ वर्षे माघ वदि बीज शुक्रे उकेशज्ञातीय शिवा भार्या संसारदे सुत व्य० हीराकेन भार्या लींबासुत आसधरादि स्वबन्धु विराधीरावद प्रमुख कुटुम्बयुतेन स्वपितृश्रेयसे श्री चन्द्रप्रभबिंबं कारापितं प्रतिष्ठितं श्री जयचन्द्रसूरिभिः श्री पूर्णिमापच्छे.

वि. सं. १४७२ वर्षे फाल्गुन वदि १ शुक्रे हुंबड ज्ञातीय काश्यप गोत्रे ठक्कुर राणाभार्या रक्षणादे सुत जगपाल भार्या वागणीसुत देपालभार्या. सरस्वती गच्छे श्री पद्मानन्द ? पट्टे श्री अनन्तनाथ बिंबं प्रतिष्ठितम्

वि. सं. १५०७ वर्षे वैशाख वदि ४ सोमे श्री श्रीमाली पितृ आंबा मातृ आल्हादनदेव सुत मुंधा भार्या दरगु पितृश्रेयसे आत्मनीय श्री वासुपूज्यबिंबं कारापितं पिप्पलगच्छे प्रतिष्ठितं श्री गुणरत्नसूरिभिः श्री श्री सोपडा ॥

## ગોખલામાંનો લેખ.

गुरुश्री रविसागरजी चरणपादुका, गुरुश्री सुखसागरजी चरणपादुका वि. सं. १९७३ मार्गशीर्ष शुक्लसप्तम्यां भृगुदिने प्रांतिजनगरे धर्मनाथजिनालये एतदुभयपादुकाप्रतिष्ठापिता तपागच्छीय सागरसंघाटकाधिपति श्रीमद् बुद्धिसागरसूरीश्वरेण ॥

धातु० प्र० ले० सं० भाग १ इडर नं. १४३५ पत्र २४९

सं. १५५६ फाल्गुन वदि २ बुधे २ श्री भावडारगच्छे उपकेश ज्ञातीय खाटड गोत्रे मंत्री धर्मा भा० सेतुपुत्र मं० वच्छा भा० पिमु पु० मीना रामा माकाकेन भा० मल्हणादेयुतेन स्व पुण्यार्थं श्री वासपूज्यबिंबं का० श्रीकालकाचार्यसंताने भ० विजयसिंहसूरिभिः प्र० प्रांतिज वास्तव्यः ॥

## ખડાયતા અને મહુડી. ( મધુપુરી )

વિજાપુરથી અગ્નિ કોણે સાડાત્રણ ચાર ગાઉપર ખડાયતા અને મહુડી ગામ બન્ને બબ્બે ખેતર પ્રમાણે પાસે પાસે આવેલાં છે. ખડાયતા અને મહુડી ગામ બે જુનાં હતાં, તે હાલ નવાં વસેલાં છે. હાલથી ત્રીશ પાંત્રીશ વર્ષ પહેલાં હાલનું નવું ખડાયતા ગામ વસેલ છે અને તેનાથી ઉત્તર દિશાએ પાંચ ખેતર ઉપર કણબીઓએ હાલથી ખડાયતાપરૂ પન્નરવર્ષ પહેલાં વસાવ્યું છે. જૂનું પ્રાચીન ખડાયતા, હજાર બે હજાર બલ્કે તેથી પણ પ્રાચીન હોવાનો સંભવ છે. જૈનાચાર્ય કાલિકાચાર્યના સમયમાં થએલ ગર્દભસિંહ ( ગર્દભસેન ) અને કાલિકાચાર્ય બન્નેનો ઇતિહાસ, જૈન ઐતિહાસિક ગ્રન્થોમાંથી

નીકળે છે. ગર્દભસેનનું રાજ્ય માળવામાં હતું, પરંતુ ખડાયતા (ષડાયતન) સુધી તેની છેલ્લી રાજ્યની હદ હતી, એમ ખડાયતા (ત્રાંબાવતી) નગરી અને ગર્દભસેનની જૂની કિંવદન્તી વાતોના આધારે કલ્પી શકાય છે. ગર્દભસેનને માંત્રિક ગર્દભી વિદ્યા સાધ્ય હતી. તેનો સંબંધ ખડાયતા નગરીની સાથે આવે છે. તે બે હજાર વર્ષ પૂર્વનું અર્થાત્ વિક્રમ રાજાના કાકા ગર્દભસેનના વખતનું નગર છે, એમ કંઈક અનુમાન ઉપરથી લાગે છે. ખડાયતમાંથી પ્રાચીન મોટી ઇંટો, હાથ હાથ પ્રમાણવાળી નીકળે છે. અમોએ તે ઇંટો હાલમાં પણ જોઈ છે. દોઢ હજાર બે હજાર વર્ષનાં નગરોનાં ખંડેરની એવી પ્રાચીન ઇંટો નીકળે છે. વિક્રમાદિત્યના રાજ્યકાળનો હજી ઇતિહાસજ્ઞોએ એક નિશ્ચય કર્યો નથી પણ તે વખતમાં આ નગરી વિદ્યમાન હતી. ખડાયતને (ષડાયતન) નગર કહેવામાં આવતું હતું. સાબરમતીના કાંઠે ચાવડારાજાઓના પૂર્વ સમયથી ભિલ્લ ઠાકોરોની વસ્તી વિશેષ પ્રમાણમાં છે અને હાલ પણ સાબરકાંઠે ઠાકોરોની મુખ્યતા છે. ખડાયતથી પૂર્વે નદી એક ગાઉ દૂર વહેતી હતી. હજાર બારસે વર્ષપર અડધો ગાઉ દૂર વહેતી હોવી જોઈએ. કારણકે હાલનું જૂનું ખડાયત છે તેની ઉગમણી દિશાએ જ્યાં નદીનો પ્રવાહ વહે છે તે નદીમાં એક જૂની વાવ (વાપિકા) છે અને તે વિ. સં. ૧૯૬૩ માં સાબરમતીમાં પૂર આવ્યું હતું ત્યારે તે વાવને કોટાર્કના બળદેવ મુખીયા વગેરેએ તથા મહાજનના આગેવાનોએ દીઠી હતી. તે વાવનો છેલ્લો કોઠો છે, અને તે પત્થરનો બનેલો છે. હાલ તે નદીમાં છે, તે ઉપરથી અનુમાન થાય છે કે નદીની પાસે વા નદીમાં તો કોઇ વાવ કરાવે નહીં પણ નદી ત્યાંથી માઈલ દૂર હોયતો વાવ કરાવવાની જરૂર પડે. તેમજ મહુડીના આરે કોટાર્ક મંદિરના ચઢવાના માર્ગે નદીમાં એક કુવો છે તે પણ એમ જણાવે છે કે સાબરમતી પોણો માઈલ દૂર પહેલાં વહેતી હોવી જોઈએ. કોટાર્કના સામે કાંઠે વઝોડાની ઝાડી છે અને ત્યાં સૂર્યકુંડ છે, તે વાઘપુરના ઠાકોરના કબજામાં છે. તે વઝોડાની ઝાડીની પેલી તરફ નદી વહેતી હતી એમ વૃદ્ધોની કિંવદન્તી છે. નદીઓ વારંવાર સ્થાન બદલ્યા કરે છે. સંઘપુર, ઘસાયતા પાસેનાં નદીનાં વહેણ જોતાં અસલ વઝોડાની પાસે અને

તેથી પૂર્વે તેની ઉગમણી દિશાએ સાબરમતી વહેતી હોવી જોઈએ. ખડાયતા જૂની નગરી હતી પણ તે સંબંધી તેની પ્રાચીનતાના ઘણા પ્રાચીન લેખો મળી આવ્યા નથી, પણ ભવિષ્યમાં લેખો મળે તેવો સંભવ છે. ફાર્બસ રાસમાળામાં ખડાયતનું નામ આવે છે. વિજલદેવ પરમારે જ્યારે વિજાપુર પાસેનું તથા મસીયા મહાદેવપાસેનું કોટડા ગામ માર્યું ત્યારે તેણે ખડાયતાના ભિલ્લ ઠાકોરોની મદદ લીધી હતી. વિ. સં. તેરમા સૈકામાં વિજલદેવપરમારે વિજાપુરનો જીર્ણોદ્ધાર કર્યો હતો. તે વખતે ખડાયત જૂનું હયાત હતું પણ ત્યાં ભિલ્લ ઠાકોરોની રાજ્યસત્તા હોવાનું સિદ્ધ થાય છે.

વિ. સં. ૧૩૫૬–૫૭ માં દિલ્હીના અલ્લાઉદ્દીન બાદશાહના ગુજરાતના સેનાપતિ જફરખાને પાટણ છત્યું અને તેણે સિદ્ધપુર, વડનગર, વિજાપુર, વીસનગર અને ખડાયતનાં મંદિરો તોડ્યાં, વિ. સં. ૧૩૩૩ લગભગમાં તો ખડાયતમાં ખડાયતા વાણિયાઓએ જૈન પ્રતિમા ભરાવી ( કરાવી ) હતી, તેવો ધાતુ પ્રતિમાનો લેખ છે. જે આ ગ્રન્થમાં છે. ખડાયતમાં જે વાણિયાઓ વસતા હતા તે વિ. સં. ૧૩૫૬ માં જફરખાનની ચડાઈથી અને પન્નરમા સોળમા સૈકામાં અમદાવાદના સુલતાન અહમદશાહ તથા મહમદ બેગડાની દેરાસર તોડવા વગેરેની ચડાઈથી કંટાળીને અહીંથી તેઓ નડિયાદ, મોડાસા, હલદરવાસ, ઉમરેઠ વગેરે તરફ રહેવા ગયા. ખડાયતા વાણિયાઓ પહેલાં જૈન શ્રાવકો હતા ને પાછળથી તેઓ વૈષ્ણવો થયા એમ જૈન ધાતુ પ્રતિમાઓના લેખો ઉપરથી માલુમ પડે છે. ગુજરાતના સેનાપતિ જફરખાન તથા ગુજરાતના સુલ્તાન અહમદશાહ વગેરેના વખતમાં ખડાયત ભાંગ્યું અને મંદિરો તૂટ્યાં. કોટાર્કનું મંદિર પણ તે વખતે તુટેલું અને પાછળથી પન્નરમા–સોળમા સૈકામાં નવું બંધાયલું લાગે છે. તેનું કારણ એ છે કે–હાલના કોટાર્કમંદિરમાં પન્નરમા સોળમા સૈકાની ઈંટો, ભીંતો વગેરેમાં ચણાએલી છે. જો હાલ છે તે કોટાર્કમંદિર પ્રાચીન મંદિર હોત તો તેના પાયામાં ભીંતોમાં એકહાથની ઈંટો હોત પણ તે નથી–તેથી તે પન્નરમા સોળમા સૈકાનું નાના ઘાટનું બંધાવેલું લાગે છે અને મૂર્તિ તે પૂર્વની વાને

પછીની તેમાં બેસાડેલી હોય એમ સંભવે છે. દેરાને ભાંગતી વખતે મૂર્તિને પહેલાંથી સંતાડી દીધી હોય તો પાછળથી નવું દેરૂં કરી તેમાં બેસાડી શકાય છે. ખડાયત ગામના જૂના આરા પાસે નદીનાં કાંઠે પહેલાં મહાદેવનું દેરૂં હતું.

હાલનું જે જૂનું ખડાયતા ગામ છે તેમાં એક બે જૈન દેરાસરો હતાં એમ અનુમાન થાય છે અને તે જૈન ખડાયતાવાણિયાઓએ કરાવેલાં હતાં. હાલમાં નવા ખડાયતા ગામ પાસેથી એક કોતર ઓળંગીને ટેકરાપર ચઢીને ઉપર જતાં જૂનાં ખડાયતનાં ખંડેરો ઇંટો તથા પત્થરવાળાં દેખાય છે. ટેકરાપર એક આરસપહાણની જૈન અંબિકા દેવીની મૂર્તિ છે તે પર પૈસો ખખડાવતાં ધાતુના જેવો અવાજ થાય છે. તે મૂર્તિની પાસે એક જૈન મૂર્તિનું એક મસ્તક છે તેની પાસે પાષાણની દેવીની મૂર્તિયો છે. ત્યાં આગળ ઠાકરડાઓ હોમ-હવન કરે છે. ત્યાંથી આગળ જતાંશ્રી અજિતનાથ તીર્થંકરની કાઉસગ્ગિયાની પરિકરવાળી ઉભી ત્રણ ચારહાથ પ્રમાણવાળી મોટી મૂર્તિ છે. તેના પગ નીચે પ્રમાણે લેખ છે.

वि. १५४२ श्री महिकांठे ? महिकावती ? नेगरे श्रीमद् सिंहसूरिणा ? ऊषड ! अजितविंवं कारापितं मोक्षहेतवे ॥

એવો શિલાલેખ છે. આ કયું નગર છે તે બરાબર વંચાતું નથી. બીજું નગર ભાંગ્યું હોય ત્યારે ત્યાંની મૂર્તિયો અહીં લાવ્યા હોય અને અહીં નવું દેરાસર બંધાવી તેમાં વા જૂના દેરાસરમાં પ્રતિષ્ઠિત કરી હોવી જોઇએ. સાંકળેશ્વર મહાદેવના દેરાની ઉત્તર દિશાએ પચ્ચાશ હાથ દૂર અમે એક જૈન પ્રતિમાની અડધી પલાઠીવાળી મૂર્તિ, પત્થરની દીઠી છે તે ઉપરથી એમ જણાય છે કે પહેલાં શેરીસાની પેઠે અહીં પણ ખારા પત્થરની મૂર્તિયો હશે અને તે બાદશાહોએ ભાંગી નાખી હશે. સત્તરમા સૈકા પછીથી તો અહીંથી ખડાયતાવણિકોએ સાવ ઉઠાંગીરી કરી બીજે ઠેકાણે કાયમનો વસવાટ કરેલો જણાય છે. ખડાયત જૂના ગામમાં બે ત્રણ કોતરાં પડ્યાં છે. તેમાંથી પાણીનાં ઝરણાં નીકળે છે તે અમે ખાસ દેખ્યાં છે.

ખડાયતના વાણિયાઓને ખડાયતાવણિકો કહે છે અને અને બ્રાહ્મણોને ખડાયતા બ્રાહ્મણો કહે છે, અને ઠાકોરો ભિલ્લોને ખડાયતા ઠાકોરો કહેવામાં આવે છે, અને તે ખડાયતા અટકથી ઓળખાય છે. ખડાયતા વાણિયાના બે ભેદ છે. વીશા ખડાયતા (વૃદ્ધ ખડાયતા) અને દશા (લઘુ) ખડાયતા. દરેક વણિક જાતિની વસ્તુપાળ અને તેજપાળે પાટણમાં ચોરાશી નાતો જમાડી ત્યારથી વીશા અને દશા એ બે ભેદ પડયા છે. વસ્તુપાલ રાસમાં તે સંબંધી હકીકત જણાવી છે, કોઈએ જ્ઞાતિ વિરૂદ્ધ કાર્ય કર્યું હોય અને તેના પક્ષમાં જે વણિકો હોય તે દશાની સંજ્ઞાને પામ્યા હોય છે અને એમાં પણ પુનર્લગ્નાદિક દોષેભેદ પડવાથી પાંચા વાણિયાની અટક પડી હોય એમ સંભવે છે. તે અત્ર પ્રસંગોપાત્ત જણાવવામાં આવ્યું છે. ખડાયતના ઠાકરડાઓ પૈકી કેટલાક ઠાકરડાઓએ ખડાયતની દક્ષિણે ચાર પાંચ ખેતર પર મહુડીના વૃક્ષ તળે ગામ વસાવ્યું તેનું મહુડી નામ પડ્યું. ચારસે પાંચસે વર્ષ ઉપર મહુડી ગામ વસેલું હોય એમ અનુમાન થાય છે. ક્ષત્રપો, ચાવડા, સોલંકી, વાઘેલા અને ગુજરાતના સુલ્તાનોના વખતમાં સાબરમતીના કાંઠાપર આવેલા ઠાકોરોને તાબે કરી તેમની પાસેથી વાર્ષિક આંકડો દંડતરીકે લેવામાં આવતો હતો, પણ તેમની જમીન અને ગામ ખુંચવી લેવામાં આવતાં નહોતાં. ગાયકવાડી રાજ્યના સ્થાપન કાળમાં પણ સાબરકાંઠાના ખડાયત, ઘસાયતા, મહુડી, વાઘપુર, અનોડિયા, ઘાંટુ, આગલોડ, રણુશીંગપુર વિગેરે ભિલ્લ ઠાકોરો આંકડિયા તરીકે કાયમ રહ્યા છે. મહુડીના ઠાકોરો પણ ગાયકવાડ સરકારને અમુક આંકડો ભરે છે પણ તે આંકડાને ગાયકવાડે વધારી દીધો છે, તેથી ઠાકોરો સાંકડી દશામાં આવી પડયા છે. જૂના મહુડી ગામમાં વીશ જૈનશ્રાવકવણિકનાં ઘર અને એક જૈનદેરાસર હતું. ત્યાં મોટાં કોતર પડવાથી અમારા ઉપદેશથી વિ. સં. ૧૯૭૧ ની સાલમાં મહાજને નવું મહુડી ગામ વસાવવાનો ઠરાવ કર્યો અને અમારા ઉપદેશથી નવા મહુડી (મધુપુરી) માં શ્રી

પદ્મપ્રભુનું જૈન દેરાસર તથા એક ઉપાશ્રય તથા શ્રી ઘંટાકર્ણ મહાવીરનું મંદિર બંધાવ્યું છે.

દેરાસર, ઉપાશ્રય તથા શ્રીઘંટાકર્ણમહાવીરના પ્રશસ્તિ લેખને અત્ર દાખલ કરવામાં આવ્યા છે. વિ. સં. ૧૯૧૪ ની સાલમાં મહુડી પાસેના અનોડિયાના સાતવાસના ઠાકોરોએ અંગ્રેજ સરકારને હથિયાર નહીં આપવા સંબંધે લડાઇ કરી હતી. અંગ્રેજ સરકારે વાઘપુરના કાંઠે આવી તોપોથી અનોડિયાના સાતવાસ ખાળી મૂકયા હતા, પણ ઠાકોરોએ કોતરોમાં ઉતરીને પોતાનો બચાવ કર્યો હતો, પણ હથિયારો આપ્યાં નહોતાં. ખડાયત મહુડીમાં કોટારકનું વૈશ્ણવદેવનું મંદિર છે, અને ત્યાં વિશ્ણુની મૂર્ત્તિ છે. ત્યાં કારતક સુદિ ૧૧ થી પુનમ સુધી મેળો ભરાય છે. જૂનું કોટારકનું મંદિર છે તે સાબરમતીના ઠેઠ કાંઠા પર પડી જાય તેવી હાલતમાં આવેલું છે. તેનાથી પશ્ચિમ દિશાએ સાંકળેશ્વર મહાદેવનું દેવળ છે. હવે કોટારકનું મંદિર, કાંઠાના તુટવાથી જોખમમાં આવે એવું લાગવાથી ખડાયતા વણિકોએ શ્રીઘંટાકર્ણ મહાવીરના મંદિરની પાછળ ત્રણ ચાર ખેતર પર ટેકરાપર વિ. સં. ૧૯૭૭ થી નવુ કોટારકનું મંદિર બાંધવા માંડયું છે, તે હવે તૈયાર થઇ ગયું છે. ખડાયતા અને મહુડીની હવા સારી છે. આંબાઓ અને મહુડાઓનાં ઘણાં વૃક્ષો છે. તે ઋષિ ભૂમિ કહેવાય છે. જૂના કોટરકના મંદિર પાસે નદીના કાંઠાંપર બેસીને નદી, ઝાડી અને કોતરોનું નિરીક્ષણ કરનારને આનંદ મળે છે. આવી જગ્યાએ ગુરૂકુલોની આવશ્યક્તા સિદ્ધ ઠરે છે. મહુડી અને અનોડિયા વગેરેના ઠાકરડાઓ ખેતીનો ધંધો કરે છે. મહુડીના ઠાકરડાઓની રખવાળ તરીકે પ્રતિષ્ઠા સારી છે. મહુડીના મહાજનનું જોર સારૂં છે, અને તેથી મહુડીની તથા ખડાયતાની જમીનમાં શિકાર થતો નથી. કોટારકમાં બળદેવ સુખિયાજી પૂજારી સારા હતા તે મૃત્યુ પામ્યા છે, સાબરકાંઠામાં ખડાયત મહુડીનો કાંઠો ખાસ રમણીય-દર્શનીય ને આનંદદાયક છે. જૂના સંઘપુરમાં શ્રીચંદ્રપ્રભુનું દેરાસર હાલ જીર્ણ દશામાં કાયમ છે.

[ महुडीना उपाश्रयनो लेख. ]

( १ )

ॐ अर्हं जिनेश्वर श्रीमहावीरदेवायनमः श्री गौतमगुरुभ्यो नमः

संमतिश्रीभारतादिदेशविश्रुतधर्मप्रभावनानुरागात् जैन जैनेतरसर्वलोकमान्य अनेकजिनमंदिरजिनबिंबादिप्रतिष्ठाकारक, जैनधर्मप्रभावक, अनेकसंस्कृतभाषाग्रन्थप्रणेता, गाथिकसूरिसंत चारित्रादियोगनिष्ठ शास्त्रविशारदकविराज श्री महावीरदेवपट्ट- परंपरागत श्वेतांबरतपोगच्छश्री सागरशाखीयगर्व मुनिवृन्दमान्य परमगुरु महायोगीश्रीसुखसागरशिष्य जैनाचार्य श्री बुद्धि- सागरसूरिगुरुसदुपदेशतः श्री विजापुर निवासी देरोलवाळा, देव- गुरुभक्तिकारक दानी जैन दशाश्रीमाली वणिग् गृहस्थ श्रावक मुक्ष्येष्ठी, शा. मोतिलाल नानचंद स्वमातृ श्रीसमरतश्राविकाना नामपुण्यस्मरणार्थे प्राचीन जैनतीर्थ नवीनग्राम महुडी (मधुपुरी) मध्ये सूरिजीना सदुपदेशथी बंधावेल श्रीपद्मप्रभुनवीनप्रासाद पासे नवीन उपाश्रय बंधाववामां रुपैया २००१, बण हजार एक आप्या छे ॥ श्रीरस्तु ॥

श्री महुडी महाजनसंघ. वीर सं. २४४८. वि. सं १९७८. चैत्र शुक्ल पूर्णिमा. प्रशस्तिकारक मुनि कीर्तिसागर. खंभातनिवासी मूलचंद उमेदराम सोमपुरा तेन इयं प्रशस्ति उत्कीर्णा. शान्तिः ३

( २ )

ॐ अर्हं महावीर जिनेश्वराय नमः

ॐ गौतमगुरुभ्यो नमः ॐ रविसागरगुरुभ्योनमः ॐ सुखसागरगुरुभ्योनमः परब्रह्म परमेश्वरविभुप्रभुश्रीमहावीर तीर्थंकरजिनेश्वरपट्टपरंपरागत श्रीश्वेतांबरीयतपोगच्छ पट्टालंकार- जगद्गुरु श्रीहीरविजयसूरियतपागच्छसागरशाखीय चारित्र-

चूडामणि महागुरुश्रीनेमिसागरमुनिवर तच्छिष्य मुनीश्वर गुरुश्री रविसागरजी तच्छिष्य महागुरु श्री सुखसागरजी तच्छिष्य पट्टधर ।। सर्वजैन संघगच्छेषु प्रतिष्ठित भारतादिदेश प्रख्यात योगनिष्ठ शास्त्रविशारद भट्टारकजैनाचार्य श्री बुद्धिसागरसूरिमहाराजसदुपदेशतः कारापित तथा स्वप्रतिष्ठित महुडी ( मधुपुरी ) नवीन पद्मप्रभु जिनेश्वर प्रासादासन्ननवीनो पाश्रय बंधाववामां महुडी वास्तव्य दशाश्रीमाली वहोराशाखीय शा मानचंद मुलचंद तरफथी तेमना पुत्र वणिक् कालीदास तथा मगनलाल तथा वर्धमान तथा ईश्वरनी माता श्राविका काशीना नामपुण्यस्मरणार्थे रु. १००१ एकहजार ने एक आपवामां आव्या छे. तथा श्री पद्मप्रभुना मंदिरनीभूमि तथा उपाश्रयभूमि, सवा विघाना आशरे आपवामां आवी छे. लेखक वाडीलाल तथा मणीलाल. विशेष. वहोरा शा मानचंद मूळचंदनी तरफथी वि. सं. १९७८ चैत्र वदि तृतीयाथी एकादशी पर्यंतनुं अष्टान्हिका महोत्सवपूर्वक उद्यापन ( उजमणुं ) करवामां आव्युं छे, तथा चैत्रवदिआठमथी अगियारससुधीनुं विजापुर तथा कांठानी बे जैन वणिक महाजन सत्तावीशनुं चोखळुं करवामां आव्युं छे. तत्प्रसंगे आलेख कर्यो छे. वि. सं. १९७८ चैत्र वदि १० शुक्रवासरे. लेखक महुडी जैनसंघ. खंभातवासी सोमपरा सलाट मूलचंद उमेदेन इयं प्रशस्तिः उत्कीर्णा. शुभं भवतु. ॐ अर्हं महावीर. शान्तिः ३

## [ महुडीना देहरासरमां श्रीमद् रविसागरजी महाराजनी मूर्तिनो लेख.]

ॐ अर्हं महावीर प्रभु जैनशासन श्वेतांबर तपागच्छ सागर संघाटक ( सागर गच्छ ) क्रियोद्धारक श्री नेमिसागरजी तच्छिष्य

मुनिराज श्री रविसागरस्य मूर्तिः प्रतिष्ठापिता श्री सागरसंघाटक जैनाचार्यबुद्धिसागरसूरिणा विद्यापुरासन्न मधुरी ( मधुपुरी ) जैनसंघेन भक्त्या कारापिता. वि. सं १९७४ वर्षे मागसरमासे सुदि ५ तिथौ.

## [ श्री सुखसागरजी महाराजनी मूर्तिनो लेख, ]

ॐ अर्हं श्री जैनधर्मतीर्थेश श्री वीरप्रभुजैनशासन प्रवर्तक श्वेतांबर तपागच्छ पट्टालंकार सागर गच्छीय क्रियोद्धारक श्री नेमिसागरमुनिवरस्तच्छिष्य भारतप्रसिद्ध श्री रविसागर मुनिवरस्तच्छिष्य शान्तमूर्तिः क्रियापात्र श्री सुखसागरमुनिवर मूर्तिः श्री मधुरी ( महुडी ) ( मधुपुरी ) ग्रामे मधुरीजैनसंघेन कारापिता च प्रतिष्ठिता सागरगच्छ पट्टालंकृत जैनाचार्य बुद्धिसागरसूरिणा लि. पं. अजितसागर गणिना. वि. सं. १९७४ वर्षे मागसर मासे ५ तिथौ.

## [ महुडी मध्ये श्री घंटाकर्ण महावीरनी मूर्तिनो लेख. ]

ॐ अर्हं महावीरजिनेश्वराय नमः

भारते गुर्जरे देशे, शुभे विद्यापुरान्तिके। मधुपुर्यां (महुडी) दयाभूम्यां, घंटाकर्णस्य मन्दिरम् ॥ १ ॥ कृतं श्रीजैनसंघेन, संघायत्तं शुभंकरम् । घंटाकर्ण महावीरो, जैनधर्मप्रभावकः ॥२॥ जैनशासनदेवोऽस्ति, सम्यग्दृष्टिः सुरक्षकः । पूर्वाचार्यैर्हि संघस्य। जैनधर्मस्य वृद्धये ॥ ३ ॥ स्थापितोऽस्ति महावीरो, घंटाकर्णो महाबली । चतुर्विधमहासंघ-वृद्धयेऽस्तु स सर्वदा ॥४॥ खसिद्धि-ग्रहचंद्राङ्कमिते वैक्रमवत्सरे । मार्गशुक्लद्वितीयायां जैनसंघस्यरक्षिणः ॥ ५ ॥ घंटाकर्णस्य वीरस्य, प्रतिमा सुप्रतिष्ठा । भारताद्रि

सुविख्यात–बुद्धिसागरसूरिणा ॥६॥ सानंदवास्तव्य जैन श्रावक चमनलाल छगनलालेन रुप्यक सहस्रं तथा सानंद वास्तव्य जैन श्रावक मोहनलाल शकरचन्द्रेण रूप्यकसहस्रं श्री घंटाकर्ण महावीरमन्दिरविधापनार्थंदत्तम् ॥ ॐ अर्हं महावीर शान्तिः २

વિજાપુરની આથમણી દિશાએ ઉત્તર, દક્ષિણ, પૂર્વ દિશાએ ચારે તરફ આંબાની પુષ્કળ ઝાડી છે. તેમજ મહુડા, રાયણ, લીંબડા આંબલી, જાંબવા, વડ, પીંપળા, વગેરે વૃક્ષોની પુષ્કળ ઝાડી છે. તેથી સ્વર્ગમાંનાં નંદનવન-બાગનો એક ટુકડો પડીને હેઠળ આવી વિજાપુરની ભૂમિમાં જાણે પડ્યો હોય એવું ભાદરવા માસની કુદરતની શોભા જોતાં, કવિયોને–કુદરતભક્તોને લાગે છે. વિજાપુરમાં આંબા મહુડાનાં હજારો વૃક્ષો છે. વિ. સં. ૧૯૫૬ ના મહાદુષ્કાળમાં આંબા વગેરેનાં હજારો વૃક્ષો નાબુદ થયાં, તેમજ પન્નર વીશ વર્ષથી દર વર્ષે હજારો વૃક્ષો કપાય છે અને પરદેશ ખાતે ચડે છે, તેથી બાગની શોભામાં દિનપ્રતિદિન ઘટાડો થતો જાય છે તેથી વિજાપુર તાલુકામાં વરસાદ ઓછો (ન્યૂન) પડે છે. વિજાપુરના ખેતરોમાં વૃક્ષોપર–વડ આંબલીયોપર, પહેલાં હજારો મોરો સાંજરે આરતી ઝાલર નગારાના શબ્દો સાથે ટહુકાર કરી મૂકતાં હતાં તેમાંનાં ઘણા ખરાંને હિંસક લોકોએ મારી ખાધાં છે. હરણાંના ટોળાં પણ ઘણાં ઘટી ગયાં છે. તેથી વિજાપુરના નંદનબાગની શોભામાં ઘટાડો થતોથાય છે. દહેગામ કરતાં વિજાપુરમાં આંબાનાં ઘણાં વૃક્ષો છે. ગરીબ લોકોનો આંબા, મહુડી રાયણ, આંબલી તથા બોર ઉપર ઘણો ગુજારો થાય છે. મહુડાં ઉપર કાયદો કરવાથી ગરીબ લોકોને ઘણી અડચણ પડે છે અને તેથી લોકો મહુડાના વૃક્ષોને કાપીને વેચી નાખે છે અને મહુડાનાં વૃક્ષોને લોકો ઉછેરતા પણ નથી, તેથી સરકારે તે સંબંધી ધ્યાન દેવું જોઇએ. વિજાપુરની આસપાસ સેંકડો કુવા છે પણ પૂર્વના જેવી ખેતીનો પાક હાલ થતો નથી. કણબી લોકોને ખેતીમાં લાભ ન થવાથી અને દેવું વધી જવાથી વિજાપુરના કણબીઓ પૈકી તથા આજુબાજુના ગામડાના કણબીઓ અમદાવાદની મીલોમાં નોકરી કરવા ગયા છે. વિજાપુરથી માલ પરદેશ ખાતે ચઢે છે. વિજાપુરમાં

પચ્ચીશ ત્રીશ વર્ષ પર જેટલી ગાયો, ભેંસો, બળદ, બકરીઓ વગેરે હતી તેમાંથી અડધા ભાગની પણ હાલ નથી.

વિજાપુરમાં પહેલાં અફીણનો સારો વ્યાપાર ચાલતો હતો; હાલમાં વ્યાપાર મંદ પડી ગયો છે. બ્રાહ્મણો અને વહોરાઓ વ્યાપારમાં સુખી થવા લાગ્યા છે અને વાણિયા, ભાટ, અને મુસલમાનો હાલ જરા નરમ સ્થિતિમાં આવી પડ્યા છે. સુતાર, કડિયા, સથવારા અને દરજી લોકો સારો પગાર મેળવે છે. એક વણિકનો પુત્ર દર માસે પન્નર રૂપીયાનો પગાર લાવે છે તો એક કડિયાને દર માસે પિસ્તાલીશ રૂપીયા મળે છે ! એક સુતાર એક માસમાં પંચોતેર રૂપીયા મેળવી શકે છે તો એક ગ્રેજ્યુએટ દર માસે સાઠ રૂપીયા મેળવી શકે છે. વહોરો દરેક જાતના વ્યાપાર કરવામાં સાહસ રાખે છે. વાણિયાને તેમ કરતાં શરમ તથા પાપ-દોષ નડે છે. પચ્ચીશ ત્રીશ વર્ષ પહેલાં વિજાપુરમાં ચાહ હોટલની એક પણ દુકાન નહોતી, તેમજ પાનબીડી વેચવાની એકજ દુકાન હતી. તેના ઠેકાણે હાલ દશબાર દુકાનો નીકળી છે. બીડીયોની પણ દુકાનો ઘણી વધી છે. સરકારી કાયદો છતાં દશબાર વર્ષની ઉપરનાં બાળકો બીડીઓ પીવે છે. ગામમાં કુળીયાદલાલોની દુકાનો વધી પડી છે. વિજાપુરમાં વ્યાપારમાં લાભ નહીં મળવાથી વિજાપુરના જૈનો અમદાવાદ, મુંબઈ, પુના, વડોદરા, સુરત, અને દક્ષિણનાં ગામો વગેરેમાં ગયા છે. વિજાપુર અને વિજાપુર તાલુકાના જૈનોની વીશાશ્રીમાલીની નાતનો સત્તાવીશનો વિ. સં. ૧૯૦૭ લગભગમાં ગોળ બંધાયો છે. વિજાપુરમાં કંસારાનાં ઘણાં ઘર હતાં. તેમાંથી ઘણાંખરાં વિસનગર વગેરે સ્થળે જતાં રહ્યાં છે, દશાપોરવાડ દેશાઈઓની પણ નબળી સ્થિતિ થઇ છે. ભાટ-બારોટોની હવેલીઓ જોતાં તેઓ ઠાકોરો જેવી દશાવાળા દેખાય છે. પણ હાલમાં તેઓ ધનની સ્થિતિમાં નબળા છે તેથી કેટલાક બારોટો વ્યાપાર કરવા લાગ્યા છે, કેટલાક પરદેશ ગયા છે. પહેલાંના જેવા મનુષ્યો હવે શકત ( બળવાન ) થતા નથી. કદમાં નીચા થાય છે. ગાય ભેંસો બળદોનાં કદ અને તેઓની શક્તિ ઘટવા લાગી છે. ગાય ભેંસોની સંખ્યા ઘટવાથી તથા બળદોની

સંખ્યા ઘટવાથી લોકોને દુધ દહીં છાશ જેટલા પ્રમાણમાં જોઈએ તેટલા પ્રમાણમાં મળતાં નથી. હિંદમાં ચૌદ કરોડ ગાયો અને પન્નર કરોડ ભેંસો છે, તથા ઘેટાં બકરાં વીશ વીશ કરોડ પ્રમાણ છે. શત વર્ષ પૂર્વે હિંદમાં સાઠ સિત્તેર ક્રોડ ગાયો હતી. હજારો કત્લખાનાં થવાથી અને સૈન્ય વગેરેમાં દર વષે બાવન લાખ ગાયોનું માંસ ખાવાનો વહીવટ હોવાથી ભવિષ્યમાં ગાયો, ભેંસો બકરાં વગેરેની સંખ્યા ( જો આ પ્રમાણે ચાલશે તો ) ઘણી ઘટી જવાની. મુસલમાની રાજ્યના સમય કરતાં પણ હાલ ગાયો વગેરેની સંખ્યા ઘણી ઘટે છે, પચ્ચાશ વર્ષ પૂર્વના મનુષ્યોનાં શરીરનું જેટલું કદ હતું તે પ્રમાણમાં હાલમાં તેનાં સંતાનોનું થતું નથી અને તેટલું બળ પણ નથી ! હાલમાં પૂર્વના જેવા યોદ્ધાઓ, કવિયો, વ્યાપારીઓ, હજી અહીં પ્રગટ્યા નથી. આજીવિકાદિકારણોથી મનુષ્યોની ચિંતા વધતીજ જાય છે. ગરીબ ભિલ્લ વગેરે લોકોમાં દારૂનો પ્રચાર વધતો જાય છે. ઉચ્ચ કોમમાં પુરૂષો કરતાં સ્ત્રીઓ ભાર બોજો ઉપાડવાના કાર્ય કરવામાં હાલમાં શક્તિમંત છે. પુરૂષના શ્વેત વાળ વહેલા થાય છે અને સ્ત્રીના તેઓના કરતાં ઘણા વર્ષ પશ્ચાત્ થાય છે. પાશ્ચાત્ય કેળવણીથી સર્વ બાબતોમાં લાભ કરતાં હાનિ વિશેષ દેખાય છે. વણિગ્વર્ગની અને બારોટ વર્ગની સ્ત્રીઓ છે તે અન્યવર્ણની સ્ત્રીઓ માફક ધન પ્રાપ્ત કરવાના ધંધા ( વણવા સીવવા વગેરે કાર્યો ) કરી શકતી નથી. મુસલમાનો ચેતી ગયા છે. વિજાપુરમાં પચ્ચીશ વર્ષ પહેલાં મુસલ્માનો, બારોટો અને બ્રાહ્મણો દુકાનો કરવામાં નહીં સરખી પ્રવૃત્તિવાળા હતા, હવે તેઓ દુકાનો કરવા લાગ્યા છે, વણિગ્વર્ગ, તેઓની હરિફાઈમાં પાછો હઠી પરદેશ ખાતે જવા લાગ્યો છે. વિજાપુરમાં બી. એ. સુધી અભ્યાસી દેશાઈ છોટાલાલ ઘેળા તથા ચુનીલાલ દુર્લભ બે છે. પન્નર વર્ષથી બાળકોને આજીવિકાની ચિંતાથી ધંધા વગેરેમાં ભળવાનું થાય છે. વિજાપુરમાં થોડાક જૈન ગૃહસ્થો કે જે આંગળીના ટેરવે ગણાય તેઓને બાદ કરીએ તો બાકીના ભાગને આવક કરતાં ખર્ચ વધારે છે. મુસલ્માન વર્ગમાં બે ત્રણ ઘર ધનાઢ્ય છે. વહોરામાં પાંચ છ આસામી ધનવડે સારી સ્થિતિમાં છે. બારોટ વર્ગમાં ત્રિકમલાલ વાઘજીનું ઘર પ્રખ્યાત છે.

બ્રાહ્મણવર્ગમાં શેઠ લલ્લુભાઈ ગિરધર હવે, તથા વિઠ્ઠલભાઈ તથા પુરૂષોત્તમ લજ્જારામ વગેરે સુખી સ્થિતિમાં છે. દેશાઈ વર્ગ હાલ મધ્યમ સ્થિતિમાં છે. માજુસાના જેટલો વિજાપુરમાં વ્યાપાર નથી. ખેતરોથી અને વૃક્ષોથી વિજાપુરના લોકોની આજીવિકા નભે છે. કારીગરવર્ગ પહેલાં કરતાં હવે ધન સારી રીતે કમાય છે. પરદેશમાં વ્યાપારાર્થે ગયેલા લોકોમાંથી ઝવેરી મોતિલાલ નાનચંદ, શેઠ લલ્લુભાઈ કરમચંદ, શેઠ ઉમેદ કંકુચંદ, શેઠ લલ્લુભાઈ ગીરધર તથા વિઠ્ઠલભાઇ વગેરે સુખી સ્થિતિમાં છે. સારી સ્થિતિમાં છે. કણબીઓની સારી સ્થિતિ નથી, કારણ કે તેઓના ખેતરમાં વર્ષાદના અભાવે તથા પોતાના ખેતરના અભાવે સારી ખેતી થતી નથી. કોઈવાર પાકે છે અને કોઇવાર પાકતી નથી, તેથી દેવા વગેરેના બોજાથી દુ:ખી–અશુભસ્થિતિમાં છે. તે લોકોને ઉત્સાહી બનાવી સારી સ્થિતિમાં લાવનાર રાજનેતાઓની જરૂર છે. વ્યાપાર હુન્નરકળામાં વિજાપુર પછાત છે. નાકના પર ચાઠું હોવાથી જેમ મુખ શોભતું નથી તેમ વિજાપુરમાં સ્ટેશનથી પ્રવેશ કરતાં પહેલી દારૂના પીઠાની હવેલી આવે છે તેથી વિજાપુરની શોભા ઘટી જાય છે.

વિજાપુરની આબોહવા એકંદર સારી છે. શહેરો કરતાં તાલુકામાં અને તાલુકા કરતાં ગામડાઓના લોકોમાં અસલનું આર્યત્વ વિશેષ પ્રમાણમાં છે. આ તાલુકામાં ત્રણ ઋતુઓમાં પાક થાય છે. ( ખરોડ, જંત્રાલ વગેરે ગામોમાં પહેલાં ઉન્હાળામાં પૃથ્વીથી બે હાથ ખોદતાં પાણી નીકળતું હતું. પહેલાં જંત્રાલ વગેરેમાં શેલડી પાકતી હતી અને અખાત્રીજના દિવસે કુવા માંથી બહાર ખેતરોમાં પાણી ઉભરાઇ જતું હતું તેમાંનું હાલ કશું નથી ! )

વિજાપુરમાં સરાણીયા, લખવારા વગેરેની જે વસતિ હતી તેમાંથી હાલ ઘણી ઘટી ગઈ છે. ઘાંચીઓની વસતિ ઘટી ગઈ છે. વિજાપુરમાં જૂનો કિલ્લો હતો તેનો કંઈક ભાગ હજી કાયમ છે. સને ૧૮૮૭ના અકટોમ્બરની તા. ૧૮ મીએ રાતના નવ અને દશ વચ્ચે વિજાપુર અને ખેરાળુમાં ધરતીકંપનો આંચકો લાગ્યો હતો. તથા સને ૧૮૮૯ના મે માસની ૨૩ મી તારીખે સાંજના ચાર વાગતાં વિજાપુરમાં જોસભેર

પવન સાથે સખ્ત વાવાઝોડું એક કલાક સુધી રહ્યું હતું, તેથી કેટલાંક ઝાડ પડી ગયાં હતાં. સને ૧૮૯૦માં એપ્રીલની ૧૬ મી તારીખે સાંજના પાંચ વાગતાં વિજાપુર, પાટણ અને સિદ્ધપુરમાં પવનના તોફાન સાથે એકદમ આંધી ચડી આવી હતી અને આકાશ ધુળથી છવાઇ ગયું હતું. એક કલાક સુધી ધુળ, કાંકરા ને રેતી ઉડવાનું તોફાન થયું હતું–વિજાપુરમાં વિ. સં. ૧૯૨૫માં રેલ આવી હતી. તથા ૧૯૩૨ બત્રીસમાં રેલ આવી હતી. વિ. ૧૮૬૮માં મોટો દુષ્કાળ પડયો હતો. સને ૧૮૯૦ માં તીડ આવ્યાં હતાં. વિજાપુર તાલુકાની કુલ વસ્તી સને ૧૯૧૧ માં ૧૧૦૯૧૩ ની હતી, જ્યારે વિજાપુર ગામની વસ્તી ૬૪૦૮ની હતી. તેમાં ૩૧૯૬ પુરૂષ અને ૩૨૧૨ સ્ત્રીઓ. તે પછી થોડો વધારો થવા પામ્યો છે. એટલે સને ૧૯૨૧ માં તાલુકાની કુલ વસ્તી ૧૧૭૪૮૨ ની નોંધાઇ છે જ્યારે વિ૦ ગામની ૭૩૧૯ ની છે. વિ૦ તાલુકાની જૈન વસ્તી ૪૪૦૨ ની છે ને વિજાપુર ગામની જૈન વસ્તી ૮૩૬ ની છે, ( પુ૦ ૩૮૧ અને સ્ત્રી ૪૫૫ ) આ તાલુકાની ઉપજ કુલ રૂા. ૪૪૭૦૦૦ ની છે. વિ૦ તા૦ નાં એકંદર ગામ ૮૭ છે, તે પૈકી ૮૨ સરકારી અને ૫ પરભાર્યા વહીવટનાં છે. ( પેટા પરાં સાથે ૧૧૦ થાય છે. )

**વિજાપુરના જૈનો**—વિજાપુરમાં વીશાશ્રીમાળી જૈનોનાં એંશી વર્ષ પૂર્વે અઢીસેં ઘર હતાં, હાલ ઓછાં થયાં છે. આજુબાજુના સત્તાવીશ ગામના જૈનવીશાશ્રીમાળીઓનો વિ. સં. ૧૯૦૭ લગભગમાં ગોળ બંધાયો હતો, તેમાં વિજાપુરના શેઠ ઓધવજી ગણેશના ઘેર શેઠાઇ છે. તેમની તરફથી હાલ શેઠ કચરાભાઈ ઘેલાભાઇ શેઠાઈ કરે છે તથા બીજા શેઠ મનઃસુખભાઇ લલ્લુભાઈ સ્વરૂપચંદ છે. ઓશવાળ જૈનોમાં પોણોસો વર્ષ પહેલાં ગોળ નહોતો. પચ્ચાસ વર્ષ ઉપર ગોળ થયો છે. ઓશવાળી નાતમાં પાંચ શેઠ છે. દશાશ્રીમાળી નાતની શેઠાઇ અહીંના દશા શ્રીમાળીઓને ત્યાં નથી. તેમજ દશા પોરવાડ જૈનો વગેરેમાં પણ અહીંની શેઠાઇ નથી. વિજાપુરમાં જૈનમહાજનની મહત્તા છે. વિજાપુરમાં ગાયકવાડ સરકાર વગેરે આવે છે તો પહેલાં મહાજનનો થાળ તથા પાનસોપારી લે છે. પશ્ચાત્ આજુબાજુના ગામોના

ઠાકોરોની પાનસોપારી લે છે, વિજાપુરમાં શેઠ બહેચર સીરચંદ તથા કુબા દોશી વગેરે મોટા શેઠો થયા છે. શેઠ સુરચંદ સરૂપચંદ તથા શા. દલસુખ સરૂપચંદ જૈન વીશાશ્રીમાળી શ્રાવક હતા, તેમણે શ્રીમદ્ હુકમમુનિજી પાસે અભ્યાસ કર્યો હતો, પાછળથી અમારી પાસે તત્વજ્ઞાનનો અભ્યાસ કર્યો હતો. વિ. સં. ૧૯૭૪ માં સુરચંદભાઇ મરણ પામ્યા. તેમણે 'જ્ઞાનશીતલ વિલાસ' વગેરે સારા આધ્યાત્મિક ગ્રન્થોની ભાષામાં રચના કરી છે. વિજાપુરમાં દોશી નથુભાઇ મંછાચંદ જૈન ખારમતધારી શ્રાવક હતા. તે અમારા ઉપકારી સહાયક–ધર્મપિતા–તરીકે હતા. તેમણે જૈન દેરાસરોના વહીવટના સુધારા માટે ચિંતામણિ પાર્શ્વનાથના નામની પેઢી સ્થાપી. તેમણે પિસ્તાલીશ વર્ષ સુધી વિદ્યાશાળાનો વહીવટ કર્યો. કચેરીમાં પણ સાક્ષીતરીકે તેમને મુન્સફ વગેરે સોગન ખાવા દેતા નહોતા. એ તેમના સાચપણની સાક્ષીરૂપે બીના કહેવાય છે. વિજાપુરમાં ગુલાબચંદ કપૂરચંદ તથા બેચર કપૂરચંદ તથા બાપુભાઇ મૂલચંદ, પિત્તાંબર દેશાઇ, દયાલજી દેવકરણ–જીવરાજ વખતચંદ તથા કંકુચંદ બહેચર, હાથીભાઇ કોટડિયા, ડુંગરશી ધમાળ, ડુંગરશી નગરશેઠ, કુલા ખાદર, જનાશા પિતાંબર, શેઠ મગનલાલ કંકુચંદ, શેઠ છગનલાલ બેચર, સીરચંદ વખારિયા, છગનલાલ વખારિયા, પાનાચંદ મોતીચંદ–કેવલ બોગા વગેરે ખાનદાન ગૃહસ્થો હાલમાં પચ્ચીસ પચ્ચાસ વર્ષ લગભગમાં થઇ ગયા. હાલમાં આર્થિકસ્થિતિએ ગૃહસ્થતરીકે શેઠ બીખાભાઇ લલ્લુભાઇ. શેઠ લલ્લુભાઇ કરમચંદ, શેઠ મોહનલાલ જેઠા, વકીલ નગીનદાસ જેઠા, શેઠ નાનચંદ નગીનદાસ તથા ભોગીલાલ નગીનદાસ, ઝવેરી મોતીલાલ નાનચંદ, શેઠ શીખવદાસ ચુનીલાલ, શેઠ વાડીલાલ હરિચંદ, શેઠ લલ્લુભાઇ છગનલાલ પારેખિયા. શેઠ બેચરદાસ પુરૂષોત્તમ, શેઠ કેવલ જેઠા, દેશાઇ દાઘાભાઇ નથુભાઇ, શેઠ મોહનલાલ જયશીંગ વગેરે છે. વિદ્યાશાળાનો વહીવટ દોશી લલ્લુભાઇ ભગવાનદાસ કરે છે દોશીવાડાના સંવેગી ઉપાશ્રયનો વહીવટ શેઠ મોહનલાલ જેઠાભાઇ કરે છે. શ્રી ગોડીપાર્શ્વનાથજીના દેરાસરનો વહીવટ પહેલાં શેઠ ગોકળભાઇ જનાશા કરતા હતા હાલ શેઠ ગોકળભાઇ મલુકચંદ કરે છે કુબા દોશીના દેરાનો વહીવટ

હઠીશંગની ધર્મશાળાનો વહીવટ દોશી ચોગટલાલ દલસુખભાઇ કરે છે. પાંજરાપોળના વહીવટની દોશીવાડાની કમિટી નીમાઈ છે, તે તરફથી પાંજરાપોળનો વહીવટ થાય છે. શેઠ લલ્લુભાઈ કરમચંદ હાલમાં ચાલતી જૈન" શેઠ મગનલાલ કંકુચંદની બોર્ડીંગ તથા પટ્ટની જગ્યાનો વહીવટ કરે છે. તથા પાલીતાણા ગુરૂકુલના સેક્રેટરી થઈને તેનો વહીવટ કરે છે અને અધ્યાત્મજ્ઞાનપ્રસારક મંડળતરફના વહીવટમાં ભાગ લે છે, તથા મુંબાઈ વગેરેમાં અન્યધાર્મિક કાર્યોમાં આગેવાનીભર્યો ભાગ લે છે. શેઠ ભીખાભાઈ લલ્લુભાઇ મ્યુનિસીપાલીટી વગેરે સરકારી–પ્રજાકીય કાર્યોમાં ભાગ લે છે, તથા જૈન સંઘમાં આગેવાનીભર્યો ભાગ લે છે. ઝવેરી. શા મોતિલાલ નાનચંદ એક ગૃહસ્થ જૈન છે, તેમના મનમાં ધાર્મિક કેળવણી વગેરે સત્કાર્યોમાં સહાય કરવાની ઘણી હોંશ છે, તથા ટીપોમાં મદદ કરે છે. ચિંતામણની પેઢી સ્થાપવામાં વકીલ ડીખવદાસ અમુલખે તથા શેઠ હરિચંદ દીપચંદે સારો ભાગ લીધો હતો. જ્ઞાનમંદિરની દેખરેખ શા. મોહનલાલ જેશીંગભાઇ કરતા હતા.

વિજાપુરમાં બારવ્રતધારી તથા જૈનધર્મતત્ત્વજ્ઞ સુશ્રાવક શેઠ મોહનલાલ જેશીંગભાઈ વિજાપુરના સર્વવિદ્યમાન શ્રાવકોમાં તે પ્રથમ નંબરે વ્રતગુણધારી શ્રાવક છે. તેમનામાં ભક્તિ, સેવા, વૈરાગ્ય, નીતિ, પ્રમાણિકતા, ગંભીરતા, પરોપકાર, સાધુભકિત, દેવગુરૂની સેવાભકિત, શાંતિ, સરલતા વગેરે અનેક સદ્ગુણો જોવામાં આવે છે. અમારી પાસે તેમણે ધાર્મિક શાસ્ત્રોનો સારો અભ્યાસ કરીને શ્રાવકનાં બારવ્રત અંગીકાર કર્યા છે. દશ વર્ષથી જૈન મિત્ર મંડળના સેક્રેટરી તરીકે તમણે સેવા બજાવી છે. અમારી સેવાભકિતમાં વિજાપુરમાં તે પ્રથમનંબરે છે. તેમણે તેમની જીંદગીમાં આજસુધી કોઈની સાથે ઉંચ્ચા સ્વરે તકરાર પણ કરી નથી. કોઇના બૂરામાં તેમણે કદી પ્રવૃત્તિ કરી નથી. તે દરરોજ સામાયિક પૂજાવગેરે ધાર્મિક કરણી કરે છે. તે પ્રમાણિકપણે પારેખની દુકાન ચલાવે છે. વિજાપુરના સર્વવર્ણના લોકો, તેમની શાંત ગૃહસ્થધર્મી તરીકે એકી અવાજે પ્રશંસા કરે છે. મારા પરિચયમાં આવનારા શ્રાવકોમાં સદ્ગુણી સદાચારીતરીકે તે પ્રથમ નંબરે છે, *તેમની તરફથી

* મોહનલાલ ૧૯૮૦ માઘ શુદિ ૪ મૃત્યુ પામ્યા છે. તેમનુ જીવનચરિત્ર ઇશાવાસ્યોપનિષદ્મા આપ્યુ છે.

# विजापुरनां जैन मंदिरो.

[ વિજાપુરમાં શ્વેતાંબર જૈનોનાં ૯ મંદિરો છે અને
૧ હુંબડ-દિગમ્બર મંદિર છે ]

૧ શ્રી ચિંતામણિ પાર્શ્વનાથનું દેરાસર—જૈન કોન્ફરન્સ હેરલ્ડમાં દેશાઈ મોહનલાલ દલીચંદે દિવાળીના અંકમાં એક જૂની પટ્ટાવલિ છપાવી હતી, તેમાં લખ્યું છે કે—ગુજરાતના વાઘેલા વીરધવલરાજાના મંત્રી વસ્તુપાલ, તેજપાલે વિ. સં. ૧૨૮૫માં વિજાપુરમાં ચિંતામણિ પાર્શ્વનાથના મન્દિરનો જીર્ણોદ્ધાર કરાવ્યો હતો. વિજાપુરમાં વિ. સં. ૧૨૮૫ પહેલાં પાંચસે સાતસેં વર્ષ ઉપર બંધાવેલું વા તે પૂર્વેનું ચિંતામણિપાર્શ્વનાથનું દેરાસર હોય એમ તે ઉપરથી અનુમાન થઈ શકે છે. જુના વિજાપુરમાં ચિંતામણિપાર્શ્વનાથનું દેરાસર હતું. દિલ્લીના બાદશાહ અલ્લાઉદ્દીનના સમયમાં વા અમદાવાદના સુલ્તાન અહમદશાહ તથા મહમદ બેગડાના વખતમાં જૈનોનાં અને હિંદુઓનાં દેરાસરો તોડવામાં આવ્યાં અને તેનીજ તથા તેના પત્થરોની મસીદો બાંધવામાં આવી, તે વખતે શ્રી ચિંતામણિ પાર્શ્વનાથનું દેરાસર તોડવામાં આવેલું અને ચિંતામણિ પાર્શ્વનાથની પ્રતિમાને ભાટવાડામાં એક બ્રહ્મભટ્ટના ત્યાં બે ત્રણ સેકા સુધી ગુપ્તરીતે જાળવવામાં આવી અને ત્યાંજ પૂજવામાં આવી. તે કાલે બારોટ ધાર્મિક પ્રભુભક્ત અને ઘણી વગસગવાળા તથા પ્રતિષ્ઠિત હતા. વિ. સં. ૧૮૩૧ સુધી મંગલજી જશકરણના વહીવટ-દેખરેખ નીચે શ્રી ચિંતામણિ પાર્શ્વનાથની પ્રતિમા હતી. તેમના ત્યાં જૂદી -અલગ ઓરડીમાં પ્રતિમાજી રાખવામાં આવ્યાં હતાં, બારોટ છોટાલાલ કાલીદાસ કહે છે કે અમારા વડવાએ જ્યારે ગાયકવાડી-હિંદુરાજ્યની સ્થાપના થઈ અને જૈનસંઘે ભાટવાડામાં પાર્શ્વનાથનું દેરાસર બાંધવા માંડ્યું ત્યારે બારોટ મંગલજી જશકરણે શ્રી સંઘને પાર્શ્વનાથની પ્રતિમા વિ. સં. ૧૮૩૧ માં સોંપી. વિ. સં.

[illegible] દોશી શેઠ [illegible] નાનાભાઈએ ચિંતામણિપાર્શ્વનાથનું મંદિર [illegible]. [illegible] વર્ષ પશ્ચાત્ શેઠ હાથીભાઈ [illegible] દેરાસરનો વહીવટ કર્યો. બાદ [illegible], પશ્ચાત [illegible] પશ્ચાત્ દોશી નથુભાઈ મંછારામે વહીવટ કર્યો. હાલ ચિંતામણિની પેઢીના ટ્રસ્ટીઓ દેરાસરનો વહીવટ કરેછે.

[illegible] દેરાસર બંધાવવામાં [illegible] લગભગ લાખ રૂપીઆ ખર્ચાયા છે. વિજાપુરનાં સર્વ જૈન મંદિરોમાં સર્વથી મોટું જૈનમંદિર શ્રી ચિંતામણિ પાર્શ્વનાથનું છે. મંડપ વિશાળ છે. કુંભીઓ મોટી છે. મંડપની બહારનો ચોક મોટો છે, ભાવસારના માઢે તપોધનના માઢ તરફ જતાં સહુથી પ્રથમ પાસે ચિંતામણિપાર્શ્વનાથનું મંદિર છે. ચિંતામણિપાર્શ્વનાથના મંદિર પાસે પૂજાર્થે સ્નાન કરવા માટે એક ઓરડીમાં કુવો કરવામાં આવ્યો છે, તથા ત્યાં નોકર ઉપયુજક કરે છે અને પૂજા કરવામાટે આવેલા જૈનો ત્યાં સ્નાન કરી પવિત્ર થઇ પ્રભુની પૂજા કરવામાટે જાય છે. દોશી નથુભાઈ મંછારામે ઓરડી અને કુવા વગેરેની ( પૂજા કરવા માટે ) શ્રાવકોને સગવડ કરી આપી છે. દોશી નથુભાઇની ઘણા વર્ષસુધી યાદી રહેશે. દેરાસરમાં પાષાણની પ્રતિમાઓ પર લેખો છે પણ તે બરાબર વાંચવાની સગવડના અભાવે વંચાઇ શકાતા નથી. કેટલાક ઘસાઈ ગયા છે.

એક પાષાણની પ્રતિમાપર वि. सं. १७०६ व—ज्ये० व. २ गुरौविद्यापुरीयसंघेन श्री कुन्थुनाथ........વગેરે શબ્દો છે,

એક પ્રતિમાપર—वि. सं. १७०६ व. ज्येष्ठ वदि २ गुरौविद्यापुरीयसंघेन श्री अरनाथबिंबं प्रतिष्ठापितं तपागच्छे श्रीविजयानन्दसूरिभिः ॥

| | |
|---|---|
| એક પાષાણ પ્રતિમાપર વિ. સં. ૧૫૨૭ નો લેખ છે.<br>એક ચોવીશીના પટ્ટપર વિ. સં. ૧૩૨૪ નો લેખ છે. | આ દેરાસરમાં વિ. સ. ૧૯૭૪ માં સૂરિમંત્રનો ધાતુપટ્ટ એક, શ્રી બુદ્ધિસાગરસૂરિ પ્રતિષ્ઠિત છે. |

એક ધાતુની ચોવીશીના પટ્ટપર वि. सं. १६५९ मृगशीर्ष शुक्रपंचमी बुधे तपा० हीरविजयसूरिपट्टे श्रीविजयसेनसूरि तत्पट्टे विजयदेवसूरिणामुपदेशेन विजापुरवास्तव्य दोशी मेघजी, दोशी मल्लुखैः पट्टःकारितः એવો લેખ છે.

દેરાસરના બીજે માળે પાદુકાપર वि. सं. १८२२ वैशाख सुदि १० शुक्रवासरे पं. श्री अमरविजयजीपादुका प्रतिष्ठितं तपागच्छे............

ઇત્યાદિ શબ્દો છે. એક પાદુકાપર વિ. સં. ૧૮૨૧ विजयरत्नगणिपादुका નો લેખ છે. ત્રીજા માલપર એક નાની પ્રતિમાપર વિ. ૧૮૭૩ નો લેખ છે.

ચિંતામણિના દેરાસરમાં ભોંયરૂં છે. દેરાસરમાં પહેલાં પાસેના બ્રહ્મભટ્ટની ખડકીમાં થઇ જવાતું હતું. હાલ દેરાસરનું મુખ રાજમાર્ગ તરફ પડે છે અને શ્રી પાર્શ્વનાથનું મુખ પણ ઉગમણી દિશાએ રાજમાર્ગ તરફ પડે છે,

દેરાસરમાં બે આરસપાષાણના પ્રતિમા પટ્ટો છે, તેમાં એક પટ્ટપર वि. सं. १६४३ वर्षे माघसुदि નો લેખ છે, તે જૂના વિજાપુરમાં બનાવેલો પટ્ટ જણાય છે. બીજા પટ્ટપર वि. सं. १३१४ वर्षे वैशाख सुदि ४..........प्रतिष्ठितं मलुक्षसूरिसंताने.........तुमहिगुन વિગેરે શબ્દો છે, પણ ઘસાઇ ગયેલા હોવાથી બરાબર-એ પટ્ટના અક્ષર વંચાતા નથી. જૂના વિજાપુરમાં તે પટ્ટ બનેલા હોવા જોઇએ.

## શ્રી ચિન્તામણિ પાર્શ્વનાથના દેરાના લેખો.

सं. १९६४ वर्षे माघ शु. ३ शनौ श्री श्रीमाल ज्ञा० संघ० मेला सुतेन सं. गलावेन श्री शान्तिनाथ चतुर्विंशति पट्टः का० प्रतिष्ठितं श्री ज्ञानविमलसूरिणामुपदेशेन स० विदिना.

*   *   *

सं. १४८४ वर्षे ज्येष्ठ मासे वटपद्रे श्री श्रीमाल ज्ञा०

श्रे० वरदे भा० रूपी सु० डुंगर भ्रा० हीरा वीसा भा० जसमादे आत्मश्रेयसे श्री सुविधिनाथचतुर्विंशति पट्टः का० श्री आगम गच्छेश श्री अमरसिंहसूरिपट्टे श्री हेमरत्नसूरिणामुपदेशेन का० प्रति० विधिना ॥

❁ ❁ ❁

सं. १४८८ वर्षे ज्येष्ठ व. ९ प्राग्वाट ज्ञा० श्रे० नोडा भा० रूदी पुत्र शिवाकेन भा० तेजू भ्रा० अर्जनादि कुटुंब युतेन स्व पितृश्रेयोर्थे श्रीसुपार्श्वबिंबं का० प्र० श्री सूरिभिः ॥

નાની પંચતીર્થી.

❁ ❁ ❁

सं. १५०७ वर्षे ज्येष्ठ शु. ६ गुरौ श्री श्रीमाल ज्ञा० श्रे० पापा सु० सिंघा भा० सुहवदे सु० श्रे० कीता भा० सुहूली सु० श्रे० देवाकेन वृद्ध पितृ श्रे० अर्जनश्रेयोर्थे श्री संभवनाथादि चतुर्विंशति पट्टः पूर्णिमापक्षे श्री गुणसमुद्रसुरीणामुपदेशेन का० प्र० विधिना ॥

ચોવીશી.

❁ ❁ ❁

सं. १५११ वर्षे पोष शु. १३ दिने श्री श्रीमाल ज्ञा० श्रे० जसा भा० जसमादे सु० डुंगरकेन पितृमातृश्रेयोर्थे आत्म श्रेयसे श्री सुविधिनाथबिंबं का० प्र० ब्रह्माणगच्छे श्री मुनिचंद्रसूरिभिः महिसाणवास्तव्य ॥

પંચતીર્થી.

❁ ❁ ❁

सं. १५४१ वर्षे प्राग्वाट ज्ञा० व्य० राजा भा० नीणू सु. कला भा० वाई रत्निमिणि सु० वलाप्रमुख युतेन श्री आदिनाथ बिंबं का० प्र० तपागच्छे श्री हेमविमलसूरिभिः ॥

નાની પંચતીર્થીનો લેખ.

❁ ❁ ❁

सं. १५४७ वर्षे माघ व० १३ रवौ श्री मंडपे श्रीमाल ज्ञा० सं. गोल्हा भा० सामा पु० सं. मेघा पु० सं० राजा भा० भांगु पु० सं० ताववेन भा० ४ बाई जीवादे सुहागदे सक्कादे धनाई सु० सं० हीरा भा० रमाई सं. भोलादि कुटुंब युतेन १०४ बिंब कारयित्रा निज श्रेयसे श्री शान्तिनाथ बिंबं का० प्रति० तपागच्छे श्री सुमति साधुसूरिभिः ॥

पंचतीर्थी.

सं. १५७२ वर्षे वैशाख शु. ५ सोमे वृद्ध उपकेश ज्ञा० श्रे० भोजा भा० लषमाई सु० लषरभा कुनिगदे सु० लहुआ स्वपितृ मातृश्रेयसे श्रीश्रेयांसनाथबिंब का० प्र० श्री साधुपूर्णिमा पक्षे श्री उदयचंद्रसूरिभिः तत्पट्टे श्री मुनिराजसूरिभिः विधिना वर्टीवास्तव्य; शुभंभवतु.

पंचतीर्थी.

सं. १५७६ वर्षे वैशाख सुदि६ सोमे विद्यापुरवास्तव्य श्री श्रीमाली ज्ञा० मं० देवा भा० अमरी सु० माकाकेन भा० रूपाई सु० चांगा आनन्द धर्मसी रत्नसी कमलसी प्रमुख कुटुंब युतेन स्वश्रेयसे श्री आदिनाथ बिंबं० का० प्रति० पिप्पलगच्छे भ० श्री विनयसागरसूरिभिः कल्याणमस्तु. श्रीरस्तु.

पंचतीर्थी.

संवत् १६०३ वर्षे ज्येष्ठ शुदि ४ गुरौ श्री मूल संघे भ० श्री शुभचन्द्रोपदेशात् ज्ञा० धीरगोत्रे सा० लहुआ भा० देवी सु० सं. भाया सं. गणा भा० गवरी सु० सं० रामा० रूडादे भ्रा० जुरा रदधा र्यानारं . एते श्री सुविधिनाथ दिवं प्रणमंति.

पंचतीर्थी.

## ( ૨ ) શ્રી પદ્માવતીજીનું જૈન દેરાસર.

જૈન દેરાસરોમાંથી સર્વથી જૂનું વિજાપુરમાં પદ્માવતીના નામે પ્રસિદ્ધ જૈન દેરાસર છે. જૂના વિજાપુરમાં પદ્માવતીનું દેરાસર હતું, એમ વૃદ્ધો કહે છે. જૂના પદ્માવતીના દેરાસરની પૂર્વદિશાએ ટેકરાપર તથા તેની આજુબાજુની જગ્યામાં જૈન ઝવેરીઓની વસ્તી હતી અને તે જગ્યાની પાસે પેથડશાહ શેઠની માતાનું ઘર હતું, ત્યાં પેથડકુમાર જન્મ્યા હતા; અને વિજાપુરમાં પેથડકુમાર પરણ્યા બાદ માંડવગઢ ગયા હતા. પદ્માવતી દેરાસર અને તેની પૂર્વ દિશાનો ટેકરો તથા તે પાસેનાં દક્ષિણ દિશાનાં ઘરો છે તે જૂના વિજાપુરનાં અસલની જગ્યાનાં છે. પૂર્વે પદ્માવતી માતાની અને શ્રી સરસ્વતી દેવીની મૂર્તિયો ભોંયરામાં હતી તેમ વૃદ્ધો કહે છે, હાલમાં દેરાસરમાં મૂલનાયકની પ્રતિમા તરીકે શ્રી આદીશ્વર ભગવાનની પ્રતિમા છે. ભગવાનની જમણી બાજુએ શ્રી પદ્માવતીની મૂર્ત્તિ, રંગ મંડપમાં છે. અને ભગવાનની ડાબી બાજુએ શ્રી સરસ્વતીમાતાની મૂર્તિ છે. મારૂં અનુમાન એવું છે કે—આ દેરાસરમાં પૂર્વે શ્રી પાર્શ્વનાથ મૂલનાયક તરીકે હોય અથવા જૂના વિજાપુરની જગ્યામાં શ્રી ચિંતામણિ પાર્શ્વનાથનું મંદિર કે જેનો વસ્તુપાળ તેજપાલે ઉદ્ધાર કર્યો હતો તે દેરાસરની અધિષ્ઠાત્રી તરીકે શ્રી પદ્માવતીની મૂર્ત્તિ હોય અને મુસલમાન બાદશાહોના સમયમાં તે પાર્શ્વનાથનું દેરાસર તુટ્યા બાદ પદ્માવતીની મૂર્ત્તિને આ દેરાસરમાં લાવવામાં આવી હોય. જૂના વિજાપુરમાં વસ્તુપાલે તથા તેજપાલે ચિંતામણિ પાર્શ્વનાથના દેરાસરનો જીર્ણોદ્ધાર કર્યો તે નષ્ટ થયું અને બીજું મહાવીર સ્વામીનું દેરાસર, રત્નાકરગચ્છના આચાર્યશ્રી હેમચંદ્રના શિષ્ય શ્રી જિનતિલકજીએ ગુજરાતી ભાષામાં ચૈત્ય પરિપાટી લખી છે તેના આધારે સિદ્ધ થાય છે. રચ્યાની સાલ આપી નથી, પણ તે લખેલી પ્રતિની ભાષાથી જણાયું છે કે, અમદાવાદ વસ્યા પૂર્વે તે ચૈત્યપરિપાટી રચાયલી છે, તેમાં સર્વ મળીને આડત્રીશ પદ્યો છે. તેમાં પ્રારંભનાં સત્તાવીશ પદ્યોમાં જે તીર્થો વિદ્યમાન હતાં તેમાંથી તેમણે જે તીર્થની

યાત્રા કરી તેનાં નામો આવે છે. જૈન આત્માનંદ પ્રકાશ માસિકના સં. ૧૯૭૨ ના શ્રાવણ માસના અંકમાં સાક્ષર મુનિશ્રી જિનવિજયજીએ ચૈત્ય પરિપાટી છપાવી છે. તેમાંથી કેટલાંક પદ્યો નીચે પ્રમાણે લખવામાં આવે છે—

इडइड संति धवलके पासरंम—वीरो आदीश्वर हाथीद्रम,
खेसरंडी असाऊली रिसुहताय, सेरीसे पास छे उड्डकाय. १४
पंचासरि फलोलि वीर, नेमि संखेसरि पास पाडलेनेमि,
कडी कपडवणजे नमुं पास, सलखणपुरि वंदु संति पास. १५
वणराय निवेसिय वहुमति—पंचासरे पाटण नमुंय झति,
चउवीसत्रि त्रिदेवालेनितुविहाण,वांदु जिणभत्तिहि चित्तठाण. १६
सिद्धपुर चउवारं सिहविहार—वीर नेमिसर तारि,
वायवडउयरे जियवंतसामी, भलडीय पालणपुर पाससामि. १७
विजापुर विसलपुर ब्रह्माणि—थिरोड उवेसितु रहियठाणि,
साचउर मोढेरा प्रमुख ठामि, लीणो छुं ताथरे वीरनामि. १८

શ્રી જિનતિલકજીએ વિજાપુર, વિસલપુર, બ્રાહ્મણ (બ્રાહ્મણવાડા) થિરોડ, સાચોર, મોઢેરા પ્રમુખ ઠામે વીરપ્રભુની પ્રતિમાનાં દર્શન કર્યાં છે. તેથી જૂના વિજાપુરમાં વીરપ્રભુનું મોટું દેરાસર સિદ્ધ થાય છે. શ્રી ચિંતામણિપ્રભુનું દેરાસર જૂના વિજાપુરમાં હતું. વૃદ્ધ લોકો કહે છે કે શેખુપીરની કુણ્ડ અને મેણુવાડની વચ્ચમાં ઉંચા ટેકરાપર મહાવીરપ્રભુનું બાવન જીનાલયનું દેરાસર હતું. તે દેરાસર ભાંગ્યા બાદ તે પડી રહ્યું, તેના પત્થરનો કાલિકા માતાનું મંદિર બાંધવામાં તથા શ્રી રૂષભદેવનું મંદિર બાંધવામાં ઉપયોગ થયો. જૂની મસજીદોમાં પણ તેના ભાંગેલા-તૂટેલા અવશેષો જ્યાં ત્યાં હાલ જોવામાં આવે છે. પદ્માવતીના દેરાસરની મૂલનાયકની પ્રતિમાઓ બે ત્રણ વખત બદલાઈ હોય એમ લાગે છે. શેઠ બહેચર શીરચંદે પદ્માવતીના દેરાસરના મૂલનાયકની વિ. સં. ૧૮૬૫ લગભગમાં પ્રતિષ્ઠા કરાવી હતી. તે પહેલાં પણ પ્રતિષ્ઠા થઈ હતી વિ. સં.

સત્તરસેં છની સાલમાં તે દેરાસરમાં મૂલ નાયકની પ્રતિષ્ઠા થએલી હોય એમ જણાય છે. વિ. સં. ૧૯૫૧ માં શા નથુભાઇ કુબેરે પુનઃ મૂલનાયકની પ્રતિષ્ઠા કરાવી હતી. પૂર્વે પદ્માવતીના દેરાસરમાં ભોંયરૂં હતું. દોશી નથુભાઈ મંછાચંદે ૧૯૪૫ ની સાલમાં પૂરી નંખાવ્યું. પૂર્વે દેરાસરનું બારણું ઉગમણી દિશાએ પણ હતું. એમ વૃદ્ધો કહે છે. દેરાસરમાં રંગમંડપનાં ગોખલામાં દેવીઓની મૂર્તિઓ છે. દેરાસરમાં પ્રવેશતાં જમણી બાજુના પહેલા ગોખલામાં એક દેવીની મૂર્તિ છે તેના પર પૈસા ખખડાવતાં ધાતુના જેવો રણકાર થાય છે ( એવી એક દેવીની મુર્ત્તિ વરાહ સ્વરૂપના મંદિરમાં પણ છે. અને એક ખડાયત ગામના જૂના ટેકરાપર શ્રીઅજિતનાથની કાઉસગ્ગીયાની મૂર્તિની પાસે દેવી છે ત્યાં પણ તેવો રણકાર થાય છે.

દેરાસરમાં મૂલનાયક શ્રીઆદીશ્વર ભગવાનની પ્રતિમા છે તેના પર નીચે પ્રમાણે લેખ છે.

वि. सं. १७०६ वर्षे ज्येष्ठवदितृतीयायां गुरुवासरे विद्यापुरीय संघेन श्रीआदिनाथबिंबं कारापितम्--प्रतिष्ठितं तपागच्छे विजयानन्दसूरिभिः श्रीविजयराजसूरिराज्ये.

वि. सं. १७०६ ज्येष्ठ वदि ३ गुरुवारे विद्यापुरीय संघेन श्री सुविधिनाथबिंबं कारापितम् प्रतिष्ठितं तपागच्छे श्रीविजयानन्दसूरिभिः એવો સુવિધિનાથની પ્રતિમાનો લેખ છે.

શ્રી અનંતનાથની પાષાણુની પ્રતિમાપર નીચે પ્રમાણે લેખ છે.

वि. सं. १७०६ ज्ये. व. ३ गुरुवारे विद्यापुरीयसंघेन श्रीअनंतनाथबिंबं कारापितम् प्र. च. तपागच्छे श्रीविजयानन्दसूरिभिः

वि. सं. १७०६ ज्ये. व. ३ गु. विद्यापुरीयसंघेन श्री अजितनाथ बिंबं कारापितम् प्र. च तपागच्छे. श्रीविजयानन्दसूरिभिः श्रीविजयराजसूरिराज्ये.

મૂલનાયકની ડાબી બાજુએ પરઘરવાળી, પાષાણ, મૂર્તિપર વિ. ૧૭૮૬ તપાગચ્છનો લેખ છે.

## શ્રી વિદ્યાપુરે પદ્માવતી મંદિરે જૈનાચાર્ય પાદુકા લેખ.

પદ્માવતીના દેરાસરમાં બહાર ચોકમાં સાધુ સૂરિ વગેરેની પાદુકાવાળી દેરી છે, તેમાં નીચે પ્રમાણે લેખ છે.

वि. सं. १८७२ माघवदि ३ तृतीयायां गुरुवासरे श्रीविजयानन्दसूरिगच्छे सकलभट्टारक श्रीविजयमहेन्द्रसूरि..। पादुका श्रीसमस्त संघेन कारापिता. शिष्य पं० धर्मविजयगणिना पूजिताऽस्ति विजापुरे सकल भट्टारक पुरंदर भ० श्रीविजयसुरीन्द्रसूरीश्वरराज्ये ॥ १ ॥ वि. सं. १८५६ शाके १७२८ प्रवर्तमाने उत्तरायन गत सूर्ये ज्येष्ठमासे शुक्लपक्षे एकादशी तिथौ ॥

कल्याणविजयगणि अन्वये पं० श्री ५ दर्शनविजयगणि तत् शिष्य श्री १०२ पं. श्रीप्रेमविजयगणि तत् शिष्य पं श्री सर्वविजयगणि जिरसत्कस्य पादुकेयं श्रीविजापुरे नगरे ॥ १ ॥

भट्टारक पुरंदर भट्टारक श्री १०८ श्रीहीरविजयसूरि... રેણસેવીમાં એક પાદુકાપર વિ. સં. ૧૮૬૦ શાકે ૧૭૨૬ જ્યેષ્ઠ ઇત્યાદિ છે.

वि. सं. १७६१ चैत्र वदि सप्तमी शुक्र वासरे श्रीविजापुरे श्रीरत्नसागरगणि पादुका श्रीविजापुरसंघेन कारापिता च प्र. श्रीजिनसागरसूरिभिः

वि. सं. १८८६ वर्षे वैशाख शुदि सप्तमी गुरुवासरे श्रीवृद्धतपापक्षे श्री पं. फतेहसुन्दर पादुका कारापिता

वि. सं. १८८६ वैशाख शुदि सप्तमी गुरुवासरे वृद्धतपापक्षे पं. श्रीहितसुन्दरपादुका.

प्र० परवत श्रेयसे सुत पांचाकेन पितृव्य–पितृ–मातृ–भ्रातृ निमित्तं श्री संभवनाथ बिंबं का० प्र० श्री ब्रह्माणगच्छे श्री मुनिचंद्रसूरिपट्टे श्री वीरसूरिभिः ॥

चोवीशी.

सं. १५१३ वर्षे माघ शु. ६ रवौ इलदुर्गे वास्तव्य श्रीमाल ज्ञा. श्रे. विरु सुत चांपाकेन भा. चांपूसुतनाथा नारदादि कुटुंब युतेन श्री नमिनाथ बिंबं का० प्र० आसापुरे....सूरिभिः ॥

पंचतीर्थी.

सं. १५२७ वर्षे माघ शु. १३ ओसवाल ज्ञा० मं० पता पण भा० पामू सु० मणोर भा० अमरादे० शालिग भा० अहिवदे० कामा भा० कमलादे फोकाभा० समाइ० कामापु० देवदास कुटुंब युतेन कामाकेन पितृश्रेयोर्थं स्वश्रेयसे श्री नमिनाथबिंबं का० प्र० श्रीसूरिभिः ॥

पंचतीर्थी.

सं. १६७६ वर्षे माघ वदि ५ गुरौ श्री श्रीमाल ज्ञा० श्रे० वीसल भा० मेघू सुत सा० भाभा सेतू सु० मना गणपति महिपति लट्या माणिक डाहापा रहीया श्रे० लट्या भा० लखभादे मा० राजलदे सुत मांगा युतेन श्री पद्मप्रभस्वामि चतुर्विंशति पट्टः का० श्री आगम गच्छे श्री मुनिरत्नसूरिपट्टे श्री आनन्दरत्नसूरिभिः प्र० श्री पद्मायत अधुना बीजापुर वास्तव्य.

चोवीशी.

**(૩) શ્રી મહાવીરસ્વામી પ્રભુનું દેરાસર**—ચોથી આના કોટમાં શ્રી મહાવીરપ્રભુનું દેરાસર છે અને તે બે માળનું છે. ઉપર નીચે બન્ને ઠેકાણે પ્રતિમા છે. દક્ષિણ દિશાએ રાજમાર્ગ છે અને આથમણી દિશાએ દોશી નથુભાઈ મંછારામનું ઘર છે. ઉત્તર દિશાએ શ્રાવકોનાં ઘર છે. ઉગમણી દિશાએ રાજમાર્ગ છે અને શેઠ બેચર શીરચંદનું ડહેલું છે (તે ડહેલું અમદાવાદવાળા ઝવેરી વાડીલાલ વખતચંદે વેચાતું લઈને ઓશવાળ જ્ઞાતિના જૈનોને ધર્મશાળા વિગેરે ધર્મકાર્યમાંજ ખપમાં આવે તે માટે સોંપ્યું છે.) તેના આગેવાન તરીકે શાહ લલ્લુભાઈ કાળીદાસ તથા શેઠ બેચરદાસ પરસોતમ તથા દયાળજી દેવકરણવાળા છે. અમદાવાદના ઝવેરી જગનચંદ દોલતચંદ વિગેરે શ્રી મહાવીરસ્વામીનું દેરાસર વિ. સં ૧૯૦૩ ની સાલમાં બંધાવ્યું છે. તેમના વડવા મૂળ રહેવાસી વિજાપુરના હતા એમ કહેવાય છે. દેરાસર ભવ્ય છે તથા દર્શનીય છે. દેરાસર આગળ ચોક છે. પૂજા ભણાવવામાં અનુકુળતાવાળું અને સ્વચ્છ છે. અમદાવાદના શેઠ વાડીલાલ વખતચંદ તરફથી ચાલીસ પચાસ વરસ લગભગથી શેઠ દયાળજી દેવકરણવાળા વહીવટ કરે છે. દેરાસરની પાષાણની પ્રતિમા ઉપર નીચે પ્રમાણે લેખ છે.

શ્રી મૂળ નાયક મહાવીર સ્વામીની પ્રતિમા ઉપર

विक्रम संवत १७०६ विद्यापुरीयसंघेन श्री महावीरजिन बिम्बं कारापितं प्रतिष्ठितं च श्री विजयानंदसूरिभिः

એ પ્રમાણે લેખ છે.

विक्रम संवत् १७०६ ज्येष्ठ वदि ३ गुरुवासरे विद्यापुर संघेन सुपार्श्व बिम्बं कारापितं प्रतिष्ठितं च विजयानंदसूरिभिः ॥

विक्रम संवत १७०६ ज्येष्ठ वदि ३ गुरुवासरे विद्यापुर संघेन श्री शान्तिनाथबिम्बं कारापितं प्रतिष्ठितं तपागच्छ भट्टारक श्री विजयानंद सूरिभिः ॥

विक्रम संवत [illegible] मल्लिनाथ बिम्बं कारापितं .... ....

.... विक्रम संवत १६०३ माघ वदि ५ शुक्रवासरे संभवनाथ बिम्बं कारापितं ओशवाल ज्ञाति वृद्धशाखायाम् આગળનો લેખ ઘસાઇ ગયો છે. અને તે અમદાવાદમાં હઠીસીંઘ શેઠે ૧૯૦૩ માં અંજન શલાકા કરાવી તે પ્રતિષ્ઠા વખતનો છે.

એક પ્રતિમા ઉપર સંવત્ ૧૯૦૩ શાકે ૧૭૬૮નો લેખ છે અને તેનો મોટો ભાગ સીમેન્ટથી દબાઇ ગયો છે એટલે વંચાતો નથી. હઠીભાઇની પ્રતિષ્ઠાકાલનો લેખ છે.

.. विक्रम संवत् १७०६ ज्येष्ट वदि ३ विद्यापुरीय संघेन श्री वासुपूज्य बिम्बं कारापितं प्रतिष्टितं च तपागच्छे श्री विजयानंद सूरिभिः

## શ્રી મહાવીર સ્વામીના દેરાસરના બીજાભાળની પાષાણુની પ્રતિમા ઉપરનો લેખ.

विक्रम संवत् १६२१ शाके १७८६ प्रवर्तमाने शुभकारि माघमासे शुक्लपक्षे सप्तमी तिथौ गुरुवासरे श्री राजनगरे वास्तव्य ओशवाल ज्ञातीय वृद्ध शाखायाम् झवेरी देवीदास तत् पुत्र तलकचंद सुत झवेरचंद तत् भार्या धनकोरबाइ तत् पुत्र वखतचंद्रेण श्री पद्मप्रभू जिन बिम्बं कारापितं श्री तपागच्छ भट्टारक श्री शान्तिसागरसूरिभिः प्रतिष्ठितम् कल्याणमस्तु शुभमस्तु ॥

विक्रम संवत १६२१ शाके १७८६ प्रवर्तमाने शुभकारी माघमासे शुक्लपक्षे सप्तमी तिथौ श्री गुरुवासरे श्री राजनगरे ओशवाल ज्ञातीय वृद्ध शाखायां झवेरी देवीदास सुत तलकचंद तत्सुत झवेरचंद भार्या धनकोरबाइ तत् पुत्र दोलतचंद श्री महावीरस्वामि जिनबिम्बं कारापितं श्री शान्तिसागर सूरिभिः

वि. संवत १६२१ शाके १७८६ प्रवर्तमाने शुभकारि माघ मासे शुक्लपक्षे ७ गुरुवासरे ओशवाल वृद्ध शाखायाम् झवेरी देवीदास तत्पुत्र तलकचंद तत्पुत्र झवेरचंद .... ५.... ....

આગળનો લેખ સીમેન્ટથી પુરાઇ ગએલો છે. પણ ઉપરનો મોટો લેખ છે.

धातुनी मूर्ति—भावडार गच्छे भावदेवसूरिभिः प्रतिष्ठितं शीतलनाथ प्रतिमा श्री वडलीग्रामवासी.... .... .... ....

## શ્રીમહાવીરસ્વામીના દેરાસરની ધાતુપ્રતિમાઓના લેખો.

वि. संवत् १५५३ वर्षे ज्येष्ट सुदि २ दिने ओसवाल ज्ञा० सा० जिणदे भा० राणी पु० धना भा० कुअरि पहिराज भा० प्रेमलदे भ्रातृवनानिमित्तं स्वश्रेयसे श्री आदिनाथ बिंबं कारापितं प्रतिष्ठितं श्री वृ० वोकडीयाव टंके भ० मुनिचंद्रसूरिभिः इंद्रीग्रामे ॥

પંચતીર્થી.

❦ ❦ ❦

वि. संवत् १५७३ वर्षे फागणसुदि २ रवौ श्री श्रीमाल-ज्ञातिय सं० आसा सुत्त सं० रंगा भा० रंगादे सुत डुंगर सं० ठाकर प्रमुख कुटुंब युतेन आत्मश्रेयसे श्री श्रेयांसनाथ चतुर्विंशतिपट्टः श्री आगमगच्छे श्री अमररत्नसूरि तत्पट्टे श्री सोमरत्नसूरिगुरूप-देशेन कारापितं प्रतिष्ठितम् च विधिना. विजापुरवास्तव्य.

ચોવીશી.

❦ ❦ ❦

सं. १५८४ वर्षे चेत्र व० ६ गुरौ श्री हर्षपुरवास्तव्य. श्री श्रीमाल ज्ञातीय सं० हांसा भाहांसा सुत सं० अर्जुन भा० अमरादे नाडपा स्वश्रेयसे श्री आदिनाथबिंबं कारापितं प्रतिष्ठितं श्री वृद्धतपापच्छे श्रीधनरत्नसूरि श्री सौभाग्यसागर सूरिभीः ॥

ચોવીશી.

❦ ❦ ❦

सं. १....वर्षे वैशाख सुदि १० दिने श्री श्रीमाली व्य० ववा० भा० सारू सुतेन........पिहिराज देवा गोपीपुतेन व्य० मयमाकेन भा० हे....त्र नर्बद मम्मुख कुटुंब सहितेन श्री शीतलनाथ विंबं का० प्र० श्री भावडार गच्छे श्री भावदेवसूरिभिः वडली वास्तव्यः ॥

ઉપરની ખંડિત પંચતીર્થી.

## (૪) શ્રી વાસુપૂજ્યસ્વામીનું દેરાસર.

વખારીયાં શેઠ શીરચંદ રૂપચંદે વિ. સંવત ૧૯૩૦-૩૨ માં બંધાવ્યું છે. અને તે વખતે પ્રતિષ્ઠા કરી છે. શેઠ બેચર શીરચંદના ગુમાસ્તા તરીકે વખારીયા શીરચંદ હતા. દેરાસર નાનું છે, તેનો વહીવટ વિ. સં. ૧૯૫૨ ની સાલમાં પ્રેમચંદ સ્વરૂપચંદ કરતા હતા. પશ્ચાત્ દોશી નથુભાઇ મંછારામના કબજામાં આવ્યું. તેમણે આગળ ઓટલો કરાવી સુધરાવ્યું. પશ્ચાત્ સંવત ૧૯૭૨ માં દોશી નથુભાઈ મંછારામ મરણ પામ્યા પછી તે દેરાસર ચિન્તામણિ દેરાસરના ટ્રસ્ટીઓના કબજામાં આવ્યું છે. હાલ તેની દેખરેખ સારી રીતે ચાલે છે. વાસુપૂજ્ય પ્રભુનું મુખ ઉત્તર દિશા તરફ છે, અને સામે રાજમાર્ગ છે, આથમણી દિશાએ માળીનાં ઘર છે, દક્ષિણ દિશાએ દોશી બાદરચંદ માણેકચંદનું ઘર છે, અને ઉગમણી દિશાએ લગોલગ શ્રી શાન્તિનાથનું દેરાસર છે.

## (૫) શ્રી શાન્તિનાથનું દેરાસર.

વિજાપુરમાં પ્રખ્યાત વીશાશ્રીમાળી શેઠ બેચરદાસ શીરચંદ વિક્રમ સંવત ૧૮૧૫ લગભગમાં જન્મ્યા હતા, અને વિક્રમ સંવત ૧૮૯૯ માં મરણ પામ્યા, તેમને બે પત્નિઓ હતી. ગાયકવાડના કાઠીયાવાડના દિવાનજીના તે મોદી હતા. ભાગ્યવશાત

તેઓ અઢાર લાખ રૂપીયાના આસામી થયા હતા. તેમણે વિક્રમ સંવત્ ૧૮૭૨ ની સાલમાં ચોથીયાના કોટમાં શ્રી શાન્તિનાથજીનું શીખરબંધી દેરાસર બંધાવ્યું. તેમાં એક ભોંયરૂં છે. મૂળનાયક શ્રી શાન્તિનાથનું મુખ ઉત્તર દિશાએ છે. દેરાસરની પશ્ચિમે તેમના ગુમાસ્તા શીરચંદ વણારીઆએ બંધાવેલું શ્રી વાસુપૂજ્ય સ્વામીનું ચૌમુખજીનું દેરાસર છે. ઉત્તર દિશાએ રાજમાર્ગ છે. ઉગમણી દિશાએ આણંદસૂરિ ગચ્છનો ઉપાશ્રય છે, તથા ઉપાશ્રયનો ચોક છે, તથા લીંબડો છે, દક્ષિણ દિશાએ શ્રાવકનાં ઘર છે, શ્રી શાન્તિનાથના દેરાસરમાં થઇને શ્રી વાસુપૂજ્યના દેરાસરમાં જવાય છે. શેઠ *બેચર શીરચંદના મરણ પછી નહાલ-

* શેઠ બહેચર સીરચંદ—વિજાપુરમાં વીશાશ્રીમાળી જૈન વણિક શેઠ બહેચરદાસ સીરચંદ ગાયકવાડી રાજ્યમાં પ્રસિદ્ધ માન્ય શેઠ થયા. શેઠ બહેચર સીરચંદ પ્રથમ લાડોલે પરણ્યા હતા, બીજીવાર શેઠ ગલાબચંદ કપુરચંદની બેન નહાલકોર સાથે પરણ્યા હતા, તેમનો જન્મ આશરે સં. ૧૮૧૫ લગભગમાં થયો હતો. અને વિ. સં. ૧૮૯૯ માં મરણ પામ્યા હતા. વિ. સં. ૧૮૭૧-૭૨ માં શાંતિનાથના દેરાસરની પ્રતિષ્ઠા થઇ છે. તેમની સ્ત્રી શ્રાવિકા નહાલકોર બાઇ, વિ. સં. ૧૯૨૮ આશોવદિ પાંચમે મરણ પામ્યાં—શેઠ બહેચરદાસ સીરચંદને લાડોલવાળી પત્નીથી વાડીલાલ નામનો પાંચ વર્ષનો પુત્ર થયો હતો, અને તે પાંચ વર્ષનો થઇ મરણ પામ્યો. બેચર સીરચંદની પુત્રી સુરજબા હતી. સુરજનો પુત્ર મોતિલાલ અને પુત્રી વીજી હતી. બહેચર શેઠની ગાદીએ મોતિલાલ આવ્યા. વિ. સં. ૧૯૧૦ જેઠ માસમાં કોલેરાથી મોતિલાલ શેઠ મરણ પામ્યા. પછી વીજીબા ગાદીએ આવ્યાં. વિ. સં. ૧૯૨૨ માં વીજીબા મરણ પામ્યાં. નહાલકોર બાઇએ સં. ૧૯૨૫ માં પુત્ર [illegible] અને શેઠ ઉમેદલાલ [illegible] ગાદીએ લીધા. નહાલકોરની [illegible] પુત્ર [illegible] હતા. નહાલકોરની [illegible] પુત્ર ઉમેદલાલ [illegible] હતા. શેઠ બહેચર [illegible] કોડીનાર, અમરેલી, [illegible] અને વિજાપુર એ પાંચ દેશોનું [illegible] ગાયકવાડ તરફથી [illegible] [illegible] ૧૯૦૬ [illegible]

કોર શેઠાણી દેરાસરનો વહીવટ કરતાં હતાં. પશ્ચાત્ પરશોતમ ઝવેર અને બીજા શેઠ છગનલાલ બેચર વહીવટ કરતા હતા. વિક્રમ સંવત્ ૧૯૭૮ ની સાલમાં બન્ને પક્ષ તરફનો વહીવટ શ્રી ચિન્તામણીની પેઢીને સોંપવામાં આવ્યો છે. શેઠ પરશોતમદાસ ઝવેરના વહીવટમાં રૂા ૧૬૦૦ દેરાસરના દેવા હતા, તે પેટે તેમણે પટવા પોળનું બેચર શીરચંદની હવેલીની સામેનું દેહલું તથા દેસાઈ મગનલાલના માઢમાં ઉર્દુ નિશાળનું મકાન છે તે બે મકાન પરસોતમદાસના વહીવટના ચોપડામાં સંવત્ ૧૯૬૧ માં વહીવટ કરનારાઓ તરફથી સાનમાં લખી આપ્યાં છે. પાઢચીયા વાડીલાલ હશચંદ તથા શાહ નાથાલાલ કાળીદાસ હાલ શ્રી શાન્તિનાથના દેરાસરનો વહીવટ કરે છે. દેરાસરમાં કેટલીક મરામત કરવામાં આવી છે. દેરાસર દેખાવમાં ભવ્ય શોભાયમાન છે, દેરાસરમાં પાષાણની પ્રતિમા ઉપર જે લેખો છે તે નીચે પ્રમાણે ઉતારવામાં આવ્યા છે.

મૂળનાયક શ્રી શાન્તિનાથની પ્રતિમા છે અને તે વિજાપુરના

---

માં વિજાપુરથી પાલીતાણાનો સંઘ કાઢયો હતો. તથા સં. ૧૯૨૬ માં વિદ્યાશાળામાં ઉજમણું કર્યું હતું. વિદ્યાશાળામાં શેઠ સરૂપચંદ હાથીએ પ્રથમ ઉજમણું સં. ૧૯૨૫ માં કર્યું–શેઠાણી નહાલકોરબાઇએ વિદ્યાશાળા બંધાવવામાં દશ હજાર રૂપીયા આપ્યા હતા. બે હજાર પૌષધખાતામાં આપ્યા હતા. સં ૧૯૨૯ માં સંખેશ્વરનો તથા સં ૧૯૩૧ માં ભોયણીનો સંઘ શેઠાણીના નામનો વિદ્યાશાળા તરફથી સંઘ શેઠ રવચંદ ગુલાબચંદે તથા પુરૂષોત્તમ ઝવેર વગેરેએ કાઢયો હતો. શેઠાણી નહાલકોરબાઇએ ગોરાદેરીનો કુવો કરાવ્યો. તથા હનુમાનવાળો ઓટલો તેમણે કરાવ્યો અને તે કુવાવાળું ખેતર કુનરાં ખાતે મૂકયું વગેરે ઘણાં ધર્મદાન કર્યાં છે.

શેઠ બહેચર શીરચંદે અણસુરગચ્છનો શ્રી શાંતિનાથ દેરાસર પાસેનો ઉપાશ્રય કરાવ્યો હતો. તેમાં શ્રાવકો ધર્મક્રિયા કરતા હતા તથા ડેલીનો ઉપાશ્રય પણ બેચર શીરચંદે કરાવ્યો હતો. ગાયકવાડ સરકાર તરફથી શેઠ બહેચર શીરચંદ તથા શેઠ છગનલાલ બહેચર સુધી છત્રીમશાલ મળતાં હતાં. શ્રી શાંતિનાથના દેરાસરમાં રંગમંડપના ગોખલામાં શેઠ બહેચર શીરચંદ તથા તેમની બે પત્નીની મૂર્તિ ચિતરવામાં આવી છે. તેમાં વિ. સં ૧૮૯૬–૧૮૯૮ ની સાલનો લેખ છે.

સંઘે કરાવી છે. શ્રી વિજયાનંદસૂરિએ તેની પ્રતિષ્ઠા કરી છે, બીજી એક મોટી પ્રતિમા છે તેના ઉપર નીચે પ્રમાણે લેખ છે.

विक्रम संवत् १८९३ वर्षे शाके १७५८ प्रवर्तमाने माघ शुक्ल दशमी बुधे राजनगरे ओशवाल ज्ञातीय वृद्ध शाखायाम् शाह निहालचंद्र तत्पुत्र खुशालचंद्र तत्पुत्र केशरीसींघ तत् भार्या सूरजवाइ तया स्वश्रेयोऽर्थं अरनाथ बिम्बं निज भर्तृ भक्त्यर्थं शाह हठीसींघेन कारापितं प्रतिष्ठितं च सागरगच्छे श्री शान्तिसागर सूरिभिः

મૂળ નાયકની જમણી બાજુએ મોટી પ્રતિમા છે, તેના ઉપર પણ વિક્રમ સંવત ૧૮૯૩ ની સાલનો ઉપર પ્રમાણે લેખ છે. ભમતીમાં શ્રી પાર્શ્વનાથની ખંડિત પ્રતિમા છે તેના ઉપર विक्रम संवत १७०६ विजापुर संघेन कारितं प्रतिष्ठितं च विजयानंद सूरिभिः એ પ્રમાણે લેખ છે. રંગમંડપના ગોખલામાં શેઠ બેચર શીરચંદ તથા તેમની બે સ્ત્રીઓની છબી ચિતરેલી છે, પણ હાલ ઘસાઈ ગઈ છે. તેના ઉપર સંવત્ ૧૮૯૬–૯૮ નો લેખ છે. તે વખતે છબી ચિતરાયેલી હોય અને તે વખતે શેઠશ્રી જીવતા હોય એમ જણાય છે. દેરાસરની ભમતીમાં પ્રભુની જમણી તરફ પેસતાં ભોંયરાનુ બારણું છે અને તે વિક્રમ સંવત્ ૧૮૭૮ માં પૂરી દીધું છે પણ ઉઘાડવુ હોય તો ઉઘડે તેમ છે.

## શ્રી શાન્તિનાથના દેરાની ધાતુ પ્રતિમાના લેખો.

वि० संवत् १५८७ माघ वदि ८ सोमे श्री श्रीमालज्ञा० विजापुर वेडा वास्तव्य श्रे० गोवाल भा० गुरदे सु० सहदे लघु भ्रातृकनाकेन भ्रातृज मेला–पांड्या भोलादि–सहितेन स्व-भ्रातृश्रेयसे श्री धर्मनाथचतुर्विंशतिपट्टः का० प्र० श्री वृद्धतपागच्छे श्री रत्नसिंहसूरिभिः ॥

ચોવીશી.

वि० संवत् १५१७ वर्षे माघ सुदि प्रा० श्रे० पथा भा० शाणी सु० माला श्रेयोर्थं भ्रातृ भीलाकेन भ्रातृतेजपाल—मिलादि कुटुंब युतेन श्री पद्मप्रभबिंबं का० प्र० तपागच्छे श्री रत्नशेखर सूरि पट्टे श्री लक्ष्मीसागरसूरिभिः ॥

પંચતીર્થી.

❁ ❁ ❁

वि० संवत् १५३१ वर्षे माघ व० ८ उकेश सा० समधर भा० षादू पु० हरदासेन भ्रातृ जूठा शाणा भा० धनी जसमादे रमाई पुत्र हीरा धीरादि कुटुंब युतेन श्री आदिबिंबं का० प्र० तपा श्री सोमसुंदरसूरि संताने श्रीमद् लक्ष्मीसागर सूरिभिः ॥

પંચતીર્થી.

❁ ❁ ❁

वि० संवत् १५६४ वर्षे फागण वदि ५ रवौ श्री श्रीमाले ज्ञा० श्रे० धणासी भा० गोमती सु० लाल्हा पदमा चांपाकेन स्वपितृभ्रातृ सामल श्रेयोर्थं श्री शान्तिनाथ बिंबं का० प्र० श्री आगमगच्छे श्री आणंदसूरिभिः ॥

પંચતીર્થી.

❁ ❁ ❁

## (૬)–શ્રી કુંથુનાથનું દેરાસર

સુરતી વિશાશ્રીમાલી શા. મૂળચંદ હીરાચંદની વિધવા શ્રાવિકા તેજકોર ઉર્ફે નવી કાકીએ શ્રી કુંથુનાથજીનું દેરાસર વિ. સં. ૧૯૨૭ માં બંધાવ્યું છે. મૂલચંદ હીરાચંદ મૂલ સુરતના રહેવાશી હતા, પશ્ચાત્ તેમનું કુટુંબ અહીં આવ્યું હતું. મુંબઈમાં તેમની દુકાન હતી. લક્ષાધિપતિ જૈન ગૃહસ્થ હતા, તેમના મરણ પછી તેજકોર શ્રાવિકાએ વિદ્યાશાળાપાસે દેરાસર બંધાવવાનો નિશ્ચય કર્યો. વિદ્યાશાળાનું મકાન અને દેરાસર બન્ને સાથે તૈયાર થવા લાગ્યાં. શ્રાવિકા તેજકોર નવી કાકીએ દશહજાર રૂપૈયા ખર્ચીને

દેરાસર બંધાવ્યું. દેરાસર ઉપર એક માળ કર્યો. ખંભાતથી શ્રી કુંથુનાથની પ્રતિમાને તેજકોર કાકી લાવ્યાં અને તેમની મૂલનાયક તરીકે પ્રતિષ્ઠા કરી. શ્રી કુંથુનાથની બે બાજુની બે મોટી પ્રતિમાઓને તથા માલ ઉપરની મૂલનાયકની શ્રી સંભવનાથની પ્રતિમાને ઘાંટુથી મંગાવી હતી. ( ઘાંટુ પૂર્વે ધનપરાના ઠાકોરની રાજધાનીનું ગામ હતું. તેમાં શ્રાવકોનાં ચાલીશ પચ્ચાશ ઘર હતાં. કાર્તિક પૂનમ પછી વિજાપુરનો સંઘ શ્રી ઘાંટુમાં સંઘ કાઢીને યાત્રાર્થે—દર્શનાર્થે જતો હતો. ઘાંટુનું દેરાસર જીર્ણ થવાથી અમદાવાદવાળા શેઠ હઠીશંગ કેશરીસંઘે વિ. સં. ૧૮૯૦ માં ઘાંટુમાં ભોંયરા સહિત દેરાસર કરાવ્યું હતું. પાછળથી ઘાંટુ ગામની પડતી થઈ. લડાઈમાં ઘાંટુ ગામ ભાંગ્યું તેથી ઘાંટુના ઠાકોરે ધનપરૂં ગામ વસાવી ત્યાં વાસ કર્યો. તેથી શ્રાવકોની વસતિ ઘટી ગઇ. તેથી ઘાંટુમાંથી શ્રી સંભવનાથ વગેરેની પ્રતિમાઓને વિ. સં. ૧૯૨૪ માં શ્રી ચિંતામણિ પાર્શ્વનાથના મંદિરમાં પરોણા તરીકે લાવીને મૂકી. પશ્ચાત્ વિ. સં. ૧૯૨૭ શ્રાવણ સુદિ દશમે કુંથુનાથના દેરાસરમાં કુંથુનાથ ભગવાનની પ્રતિમા સાથે પ્રતિષ્ઠા કરીને પધરાવી ) તેમનો વહીવટ નવી કાકી તેજકોર બેન કરતાં હતાં. વિ. સં. ૧૯૫૧ માં તેમના મરણ પછી શેઠ ઘહેલાભાઇ નહાલચંદે દેરાસરનો વહીવટ કર્યો. વિ. સં. ૧૯૫૭ માં ઘહેલાભાઇ મરણ પામ્યા, પછીથી ચિંતામણિ પારસનાથ પેઢી ખાતે દેરાસરનો વહીવટ નાખ્યો. સુરતી ચુનીલાલ તેની દેખરેખ રાખે છે અને ચિં. પા. પેઢીના ટ્રસ્ટીઓ તરફથી વહીવટ ચાલે છે. ઘહેલાભાઈના વહીવટમાં બીજા દશ પંદર હજાર રૂપૈયા આ દેરાસરમાં ખર્ચાયા છે. તેજકોરકાકીએ પોતાના મરણ પછી તેમની હવેલી ધર્મક્રિયા કરવા માટે સંઘને સોંપી હતી. કુલ ત્રીશ ચાલીશ હજાર રૂપૈયાના ખર્ચથી દેરાસર તૈયાર થએલું જણાય છે. દેરાસરની આગળ ચોક છે અને તે વિજાપુરની મધ્યમાં છે. પાસે કાપડ બજાર છે. પાસે શ્રાવકોનાં ઘર છે. દેરાસર ભવ્ય દર્શનીય છે. દેરાસર શિખરબંધી નથી. કુંથુનાથના રંગ મંડપમાં પ્રવેશતાં ડાબી બાજુએ ગોખલામાં શ્રી રવિસાગરજી ગુરૂરાજની તથા શ્રી સુખસાગરજી ગુરૂની પાદુકા વિ. સં. ૧૯૭૧ માં સ્થાપવામાં આવી છે. શ્રી સંભવનાથની પ્રતિમા

પર વિ. સં. ૧૬૬૨ નો લેખ છે તેની આગળ નાની પ્રતિમા શ્રી શાંતિનાથની છે. તે ઉપર વિ. સં. ૧૯૭૮ ની ચાલ નો લેખ છે. તે પર શ્રી વિજયદેવસૂરિનું નામ છે. શ્રી કુંથુનાથની ડાબી બાજુએ પ્રતિમા છે તે પર વિ. સં. ૧૯૨૧ માઘ માસ શુકલ પક્ષ સાતમે શુક્રવારે રાજનગર અમદાવાદમાં વીશા ઓશવાળ ફત્તેહચંદનું નામ છે. મૂલનાયકની પ્રતિમાની પાછળ લેખ છે, પણ તે બરાબર વંચાતો નથી. તે પર વિ. સં. ૧૬૬૧ નો લેખ છે. પહેલાં પાષાણની પ્રતિમાઓને વેંત વેંત ઉંચા ત્રણ ગઢ ઉપર બેસાડવામાં આવતી હતી પણ હાલ તે ઠેકાઓને કાઢી નાખી મૂલ પબાસણ ઉપર બેસાડવામાં આવે છે તેથી તથા પાછળની બાજુઓને ચૂના વગેરેથી સજ્જડ કરવામાં આવે છે તેથી પાછળનો લેખ વંચાતો નથી. હાલ તે પ્રમાણે ગુજરાતમાં પ્રાયઃ સર્વ ગામ નગરોમાં પ્રવૃત્તિ થવાથી પાષાણની પ્રતિમાઓના ઘણાખરા લેખો લેવાતા નથી અને લેતાં ઘણી અડચણ પડે છે. જે લેખો પ્રતિમાની પલાંઠી પર હોય છે અને બરાબર સ્પષ્ટ હોય છે તે ઉતારી શકાય છે. દેરાસરમાં ધાતુની પ્રતિમાઓના લેખ નીચે પ્રમાણે છે.

## શ્રી કુંથુનાથના દેરાસરની ધાતુ પ્રતિમાના લેખો.

वि. सं. १४८९ वर्षे माघवदि २ शुक्रे धंधूका वास्तव्य श्री श्रीमाल ज्ञातीय श्रे० सुडा भा० लीलू सुत आसाकेनागमिक गच्छे श्री अमरसिंहसूरि पट्टे श्री हेमरत्नसूरि गुरुपदेशेन श्री पार्श्वनाथादि चतुर्विंशतिपट्टः तयोः श्रेयसे कारितो विधिना प्रतिष्ठितः ॥

ચોવીશી.

वि. संवत् १५५२ वर्षे आषाढ शुदि २ रवौ श्री श्रीमाली ज्ञातीय सा० सींधर भार्या सोही सु० सा० जूठा भा० जसमादे सु० सा० महिपत्ति या० पदमाई सु० सा० डाहीआ–भाईआ–वला नामकैः श्री अजितनाथ बिंब कारितं प्र० मलधार गच्छे श्री सूरिभिः सा० डाहीआ पूजनार्थं ॥

પંચતીર્થી.

## ( ૭ )–શ્રી રૂષભદેવજી કેશરીયાજીનું દેરાસર

વિજાપુરમાં ભવ્ય શિખરબંદી મોટું દેરાસર શ્રી રૂષભદેવજીનું છે. તેની પ્રતિષ્ઠા વિ. સં. ૧૮૯૯ માં થઈ છે. દેરાસરનો રંગમંડપ મોટો છે. એક લાખ રૂપૈયા લગભગ ખર્ચ હાલ સુધી દેરાસરમાં થયું હોય એમ જણાય છે.–( દોશી તેજપાલના પુત્ર વસ્તુપાલ અને વસ્તુપાલના પુત્ર હરખજી અને હરખજીના પુત્ર રાજસી અને રાજસીના પુત્રનું નામ નીલાચંદ અને નીલાચંદના પુત્રનું નામ દોશી ખુબચંદ. ખુબચંદના ગાદીધર ભાણેજ દોશી બાદર અને બાદરના પુત્ર પહેલા રવચંદ, બીજા બેચર. દોશી રવચંદના મહાસુખ અને મગન બે પુત્ર હતા. તેમજ દોશી બહેચરના પુત્ર દલસુખ તેમના પુત્ર ડાહ્યાભાઈ અને ડાહ્યાભાઈના પુત્ર મગુભાઈ તથા મણિલાલ એ બે છે. ) હાલ દોશી મણિલાલ ડાહ્યાભાઈ શ્રી કેશરીયાજીના દેરાસરનો વહીવટ કરે છે. વિજાપુર સંઘ તરફથી તેમને દસ્તાવેજપૂર્વક વહીવટ સોંપાયો છે. શ્રી કેશરીયાના દેરાસરનાં ખેતરાં વગેરેનો વહીવટ કરવો તે પણ શ્રી કેશરીયાજીના દેરાસરના વહીવટ કરનાર તરીકે કરવો એ પ્રમાણે અમારા પ્રમુખપણા નીચે સંઘે ઠરાવ કર્યો છે.

કેશરીયાજીની પાષાણુની પ્રતિમાઓ પરના નીચે પ્રમાણે લેખો છે.

૧ મૂલનાયક શ્રી કેશરીયાજી ઋષભદેવની પ્રતિમા પર લેખ છે પણ તે ઘણો ઘસાઈ ગયો છે.

वि. सं. १८८१ वर्षे शाके १७४७ वैशाख शुदि ६ रवौ ओशवाल ज्ञातीय वृद्धशाखायां..........શેઠનું નામ વંચાતું નથી. प्रतिष्टितं भ० श्री आणंदसोमसूरिभिः

वि. सं. १९२१ वर्षे शाके १७८६ राजनगरे ओशवाल ज्ञातीय वृद्ध शाखायां शेठ भगुभाइ तत्पुत्र दलपत. આગળ અક્ષર રાળથી દટાઇ ગયા છે તેમની તરફથી વા તેમની માતાએ મૂર્તિ કરાવી એમ લખ્યું છે.

वि. सं. १८८१ शाके १७४७ वैशाख सुदि ६ रवौ ओशवाल ज्ञाति वृद्धशाखायां दोशी नीलचंद राजश्रीकेन श्री महावीर बिंबं कारापितं प्रतिष्ठितं च आणंदसोमसूरिभिः

वि. सं. १९२१ शाके १७८६ माघ सुदि ७ दिने गुरुवारे राजनगर वास्तव्य ओशवाल ज्ञातीय वृद्ध शाखायां श्री भगुभाइ तत्पुत्र दलपतभाइ..........................................
..................રાળથી અક્ષર દબાઇ ગયા છે, દલપતભાઈ અગર તેમની માતાજીની કરાવેલી પ્રતિમા છે. श्री अजितनाथ बिंबं कारापितं प्र०........

वि. सं. १८८१ शाके १७४७ वैशाख सुदि ६ रविवारे ओशवाल ज्ञातीय वृद्ध शाखायां दोशी नीलचंद भार्या श्राविका कुशलबाइ श्री शान्तिनाथ बिंबं कारापितम् प्रतिष्ठितं च आणंदसोमसूरिभिः ।

वि. सं. १८८८ माह सुदि ५ दोशी रवचंद बादर तद्भार्या उजमबाइ तया श्री पार्श्वनाथ बिंबं कारापितम् । प्र० श्री आणंदसोमसूरिभिः

દોશી ખુબચંદભાઇ વિ સં. ૧૮૮૯ સુધી વિદ્યમાન હતા. વિ સં. ૧૮૯૦ માં તે મરણ પામ્યા. તે એંશી વર્ષના થયા હતા. વિ સં. ૧૮૬૬ના વૈશાખ વદિ છઠે શ્રી ઋષભદેવજીનું દેરાસર બંધાવ્યું તેમાં ઉત્તર દિશાના ગોખલામાં નીચે પ્રમાણે પ્રશસ્તિ લેખ છે.—

स्वस्ति श्री नृप विक्रमार्क समयातीत वि. सं. १८६६ ना वर्षे शाके १७३१ प्रवर्तमाने वैशाख मासे कृष्णपक्षे षष्ठी दिने गुरुवासरे श्री विजापुर नगरे वास्तव्य ओशवंश ज्ञातीय वृद्ध शाखायां दोशी राजसी भार्या देवबाइ तत्पुत्र दोसी नीलाचंद भार्या कुसलबाइ तत्पुत्र कुलोद्योतकारक दोशी खुबचंद भार्या मांकली तस्य धर्मात्मज भा० बादर स्तेन श्री नवीन प्रासाद कारापितः श्री

ऋषभदेव विंवं स्थापितं वृद्ध तपागच्छे लघु पौषधशालायां भट्टार्क श्री श्री मुनीन्द्र सोमसूरीश्वर तत्पट्टे भट्टारक श्री राजविमलसोमसूरीश्वर तत्पट्टे भट्टारक श्री आनन्दसोमसूरीश्वरजी प्रतिष्ठित्तं चिरं भूयात् कल्यामस्तु शुभम् ॥

શેઠ ખૂબચંદભાઈ છ લાખ રૂપૈયાના આસામી હતા. તેમણે દેરાસર બંધાવ્યા પછી વિ. સં. ૧૮૭૦ માં આબુજીની યાત્રાનો સંઘ કાઢ્યો હતો. તેમાં દશ હજાર જૈનો હતા. તેમણે ચોમાસાના ચાર માસમાં ઘાંચીઓની ઘાણીની પાખી પળાવી તથા હુવારની ચોમાસાની રાત્રીની પાખી પળાવી, તથા વિજાપુરની ચારે તરફ ભોઇયો, જાળ ન નાખે તથા ભોંયનું કામ ચોમાસાનું પાંચ તિથિ ન કરે એવી ભોઈઓ પાસે પાખી પળાવી. તથા વિજાપુર તાલુકાનાં ૧૦૮ એકસો આઠ ગામનાં કુતરાંને એકી દિવસે જમાડ્યાં. કુંભારની ચોમાસાના ચાર માસની અને ચાલુ પંચતિથિઓની પાખી પળાવી. વિજાપુર ગામ સરણી તેમણે કરી. તેમણે આખા અમદાવાદ શહેરના શ્રાવકોની નવકારશી જમાડી અને દરેકને એકેક નવકારવાળી આપી. શ્રી ઋષભદેવજીના દેરાસરખાતે હાલ બે ખાતરવાડા અને એક અડધું નખતરૂ ખેતર છે. અને દેરાસરખાતે ત્રણ દુકાનો છે.

## શ્રી ઋષભદેવના દેરાની ધાતુ પ્રતિમાના લેખ

वि. संवत् १५१४ वर्षे महा सुदि ६ वुद्धे उपकेश ज्ञातीय लघुसंतानीय मं० सामल भा० लाडी पु० कल्हाकेन भा० कल्हणादे पुत्र धांर सहितेन आत्मश्रेयसे श्री नमिनाथ विंव कारितं प्रतिष्ठित्तं श्री उपकेश गच्छे श्री द्विवंदनीक वृद्ध शाखायाम् श्री सिद्धसूरिभिः ॥ डाभी ग्रामे । श्री.

પંચતીર્થી

संवत् १५६६ वर्षे पोष वदि ५ सोमे श्री श्रीपाल ज्ञातीय श्रे० देवा भा० देवलदे सु० हांसा भा० हांसलदे सुत कामा कोका वीरा वरदे हांसाकेन स्व पुण्यार्थं कुंथुनाथ चतुर्विंशति विंवं

कारितम् पिप्पल गच्छे श्री पमाणंदसूरि पट्टे श्री विनयसागरसूरि प्रतिष्ठितम् वीजापुर वास्तव्य. ॥

ચોવીશી.

संवत् १५१० वर्षे आशाढ शुदि २ वीसलनगरे ऊकेश क० वीरूआ भा० विल्हणदे पु० भुंभचेण भा० भरमादे पु० हेमा भा० हेमादे पु० ईसरादि कुटुंबयुतेन श्री शीतल बिंबं का० प्र० तपागच्छेश श्री सोमसुंदरसूरि शिष्य श्री रत्नशेखरसूरिभिः ॥

પંચતીર્થી.

ઉપરની પંચતીર્થી પ્રાચીન છે; પરન્તુ લેખ ઘસાઇ ગયેલ હોવાથી બરાબર વંચાતો નથી.

सं १२६० वर्षे..........................................

...........................................................................

(૮) શ્રી અરનાથનું દેરાસર—દોશી હઠીશંગ નાનાએ તથા હેમચંદ નાનાએ શ્રી ખુબચંદ દોશીના રૂષભદેવજીના દેરાસર પાસે નાનું શિખર વિનાનું શ્રી અરનાથનું દેરાસર વિ૦ સં૦ ૧૮૭૩ માં કરાવ્યું છે. દેરાસરમાં મૂલનાયક શ્રી અરનાથજી છે અને તેમની દૃષ્ટિ ઉત્તર દિશામાં રાજમાર્ગ તરફ છે.

શ્રી અરનાથની પ્રતિમા પર નીચે પ્રમાણે લેખ છે.—

वि० सं० १८७३ माघ सुदि ७ श्री अरनाथबिंबं विजापुरे दोशी हठीसंघेन तथा हेमचन्द्रेण कारापितं प्र० आणंदसोमसूरिभिः

वि० सं० १८८८ माघ सुदि ५ चन्द्रे दोशी हठीभाइ नानाभाइ.....................कारापितं..............................

वि० सं० १८९२ ना शाके १७५८ माघ सुदि ७ गुरुवारे राजनगरे वास्तव्य रायचंद तत्पुत्र दोलाभाइ............... घसाई गयो छे. डाबी बाजुनी मोटी प्रतिमा पर लेख नथी.

અરનાથના દેરાની ધાતુ પ્રતિમાના લેખો—

संवत् १५७८ वर्षे माघ वदि ८ रवौ श्रीमाली ज्ञा. व्य. ओयरेण भा. महुपुत्र्या पत्तन वास्तव्य० भवा भा० पोमीपुत्र डुंगर भा० भरमी नाम्न्या स्वश्रेयसे श्री पार्श्वनाथ विंबं का० प्र० तपागच्छेश श्री हेमविमलसूरिभिः ॥ श्रीरस्तु.

પંચતીર્થી.

संवत् १५८३ वर्षे ज्येष्ठ शुदि १२ ऊकेशवंशे कूकडा चोपडा गोत्रे मं० गणीआ भार्ता तारू पुत्र मं० पंचायणेन पत्तन वास्तव्येन भा० कूआरि पुत्रं मं० मंगलादिसहितेन पुण्यार्थं श्री विमलनाथ विंबं का० प्र० श्री खरतरगच्छे श्री जिनहंससूरिपट्टे श्री श्री जिन माणिक्यसूरिभिः स्वश्रेयोर्थं ॥

संवत् १६३६ वर्षे फागण शुदि १० गुरौ वृद्धनगर वास्तव्य ओशवंशीय वृ० धना भा० भजाई पुत्र देविदास भा० देवदले प्रभृतिकुटुंबैः श्री शीतलनाथ विंबं का० प्र० तपागच्छाधिराज श्री हीरविजयसूरिभिः ॥

પંચતીર્થી.

(૯) શ્રી ગોડીપાર્શ્વનાથનું દેરાસર—વિજાપુર દોશીવાડામાં જૂમખા વેલજીના માઢમાં—શ્રી ગોડીપાર્શ્વનાથનું દેરાસર દોશીવાડાના શ્રાવકોએ બંધાવ્યું છે. તેમાં અગ્રગણ્ય ભાગ લેનાર શેઠ જનાથા પિતાંબરદાસ શેઠ જૂમખા વેલજી તથા શેઠ મોહનલાલ જેઠા, શેઠ લલ્લુભાઈ જીવરાજ, શેઠ દલસુખ નથુ વગેરે છે. શેઠ જૂમખા વેલજી, મૂળથી દેરાસરનો વહીવટ કરતા હતા. શેઠ ગોકુળભાઈના મરણ પછી શેઠ ચંદુલાલ ગોકુળભાઈએ વહીવટ કર્યો, પછીથી

नगरे वास्तव्य ओसवाळ ज्ञाति कुमलोलगोत्रे सिसोदियावंशे वृद्ध शाखायाम् બાકીના અક્ષરો ચીમેટથી દબાઈ ગયા છે.

### દેરાસરની ઉપરના મૂળનાયક શ્રી ઋષભદેવજીની પ્રતિમાજીનો લેખ—

वि संवत् १९०३ माघ वदि ५ तिथौ भृगुवासरे गाम गेटी वास्तव्य श्रीमाली वृद्धशाखा समस्तसंघेन स्वश्रेयोर्थे श्रीऋषभनाथ-विंवं कारापितम्.

### પીત્તળની પંચતીર્થીનો એક હાથ જેટલો પટ્ટ છે તેના ઉપર નીચે પ્રમાણે લેખ છે.

वि. सं. १६८७ वर्षे शाके १५५२ प्रवर्तमाने तपागच्छे लघु-शालायां पूज्य श्रीहेमसोमसूरि तत्पट्टे पूज्य श्री विमलसोमसूरिभिः प्रतिष्ठितः श्री विद्यापुरवास्तव्य दोशी विमलशी लखमशी दोशी देवजी वासिया दोशी नाथा दोशी वस्तुपाल दोशी रतनशी दोशी वजिया दोशी लहुजी दोशी शिवजी जयचंद दोशी माणका राजपाल शा. वर्धमानमणि वीरजीना माणका वारदास शा. कुअ-रीया रामदास फ० कुअरीया शा. वासिया कीका प्रमुख श्री संघेन री रीमयपट्टः कारितः त्रयोदश सेवमानः आचंद्रार्क यावत्.

### શ્રી ગોડીપાર્શ્વનાથના દેરાની ધાતુ પ્રતિમાના લેખો.

संवत् १५०३ वर्षे माह वदि ३ शुक्रे श्री श्रीमाल ज्ञातीय मं० रतनसूत मं० राउक भार्या रमादेत्तयोः सु० मं० हरिदासेन मं० लूंढां पातायुतेन स्वश्रेयसे श्री शांतिनाथविंवंकारितं प्रति० आगमगच्छे श्री सिंहरत्नसूरिभिः ॥

પંચતીર્થી.

संवत् १५१० वर्षे मागशर शु. १५ दिने प्राग्वाट ज्ञा० व्य० देवराज भा० रत्नसुत हालाकेन भा० कमिणिसु.................. ................................कादिकुटुंबयुतेन स्वमातृश्रेयोर्थं श्री आदिनाथ चतुर्विंशतिपट्टः का० प्रति० तपाश्री रत्नशेखरसूरिभिः सांबोसणवासि ॥

ચોવીશી.

संवत् १५१६ वर्षे आषाढ शुदि ६ शुक्रे वेडा वास्तव्य श्री श्रीमाल ज्ञातीय श्रे० पाता भा० पाल्हणदे सुत सालिगनाम्ना भा० धनी सुत नरपाल रामा प्रमुख कुटुंबयुतेन श्री आदिनाथबिंबं कारितं प्रतिष्ठितं वृद्ध तपापक्षे श्री रत्नसिंह सूरिभिः ॥

પંચતીર્થી.

संवत् १५३० वर्षे माह सुदि १३ रवौ प्राग्वाटज्ञातीय दोसी तुला भा० नामलदे सुत दो० सालिगेन भार्या रमी तथा भार्या जसो भ्रातृपुत्र सायारण सहितेन भ्रातृ सिघरश्रेयोर्थं श्री कुंथुनाथबिंबं का० वृद्ध तपापक्षे भ० श्रीजिनरत्नसूरिभिः प्रतिष्ठितं ॥

ઉપરની પંચતીર્થી.

## હુંબડ જૈનનું ઘર દેરાસર.

સુતારવાડામાં અરનાથના દેરાસરની અગ્નિખુણમાં નજીકમાંજ હુંબડ જૈનોનું ઘર દેરાસર છે. તેમાં પાષાણની બે પ્રતિમાઓ છે અને ધાતુની પાંચ–છ પ્રતિમાઓ છે. એક શ્વેતાંબર જૈન ધાતુ પ્રતિમા છે તે પર નીચે પ્રમાણે લેખ છે.

वि. सं. १३३४ ज्येष्ट सुदि २ बुधे खडायता ज्ञातीय ठ० सूम भार्या पद्मिनी.................कृ श्री आदिनाथबिंबं कारितं प्रतिष्ठितं च सुमतिप्रभसूरिणा.

વિજાપુરમાં વિ. સં. ૧૭૯૦ થી ૧૮૭૦ લગભગમાં સુતારવાડા તથા માલીવાડામાં હુંબડ જૈન વાણિયાનાં પચાસ સાઠ ઘર હતાં. જૂના વિજાપુરમાથી વિ. ૧૬૯૦ લગભગમાં તેઓએ નવા

વિજાપુરમાં કે જ્યાં પહેલાં મુસલમાનોએજ વાસ કર્યો હતો ત્યાં વસતિ કરી અને જૈન દેરાસર તથા ઉપાશ્રય બંધાવ્યો પણ તે પાછ-ળથી સત્તરસેંની સાલમાં મુસલ્માન સુબાઓના વખતમાં દેરાસર ભાંગવામાં આવ્યું. પીવરી યાને પૂરી નામની જૈન હુંબડ શ્રાવિકાને મુસલ્માન ધર્મમાં ગમે તે રીતે લીધી અને ત્યાં મસ્જીદ બનાવી. તેના ભોંયરામાં પ્રતિમાઓ હતી એમ વૃદ્ધો કહેતા હતા. હાલ નવી વિશાલમસ્જીદ બનાવવામાં આવી છે. પીવરીની કબ્ર મસ્જીદમાં પેસતાં ડાબા હાથે છે. વિજાપુરમાં વીશ વર્ષ પૂર્વે એક બે હુંબડનાં ઘર હતાં. હવે હુંબડ જૈનનું ઘર નથી. આજુબાજુના ગામડાના હુંબડ જૈનો દર્શનાર્થે આવે છે. હુંબડના દેરાસર ખાતે દુકાન છે. શ્વેતાંબર જૈનોની સંભાળ નીચે ઘર દેરાસર છે. પાસે હુંબડ જૈનોને ઉતર-વાની જગ્યા છે.



## વિજાપુરની જૈન સંસ્થાઓ.

જૈન સંસ્થાઓ ૧૮ છે તેની વિગત—

(૧) સંવેગીનો ઉપાશ્રય—દોશીવાડામાં સંવેગી જૈન ઉપાશ્રય વિ. સં. ૧૭૬૦ લગભગમાં બનેલો છે એમ વૃદ્ધો કહે છે. જ્યારે યતિઓમાં શિથિલતા આવી ત્યારે પંન્યાસ શ્રી સત્યવિજ-યજીએ ક્રિયોદ્ધાર કર્યો. શ્રી સત્યવિજયજી પંન્યાસ, અઢારમા સૈકાના મધ્યકાલ સુધી વિદ્યમાન હતા. શ્રી સત્યવિજયજી વગેરેને સંવેગી સાધુઓ કહેવામાં આવતા હતા. વિજાપુરમાં સંવેગી ઉપા-શ્રય પૂર્વે યતિઓના ગચ્છ સંબંધી ઉપાશ્રય હતા, વડીપોશાળ, લહુડીપોશાળ, આણસૂરિ અને દેવસૂરિ એ ચાર ગચ્છવાળાની ચાર પોશાળો—પોષધશાળાઓ હતી. શ્રી સત્યવિજયજીના સાધુઓને એ ચાર પોશાળોમાં પ્રાયઃ ઉતારો મળતો ન હોવાથી સંવેગીનો ઉપા-શ્રય થયો. તપાગચ્છીય વિજય, વિમલ, સાગર, સંઘાડે સાધુઓ ત્યાં ઉતરતા હતા. વિ. સં. ૧૮૮૦ લગભગમાં સંવેગી ઉપાશ્રયનો આગ-ળનો ભાગ બંધાવવામાં આવ્યો. તેનો વહીવટ દોશીવાડાના શ્રા-વક જૈનો કરે છે. હાલ દે. શ્રી મોહનલાલ [illegible] વગેરે સંવેગી

ઉપાશ્રયના વહીવટ કરનારા આગેવાનો છે. ઉપાશ્રયની આગળ ચોગાન છે. ઉપાશ્રયની દક્ષિણ બાજુએ ખેતર છે. પૂર્વ બાજુએ શેઠ બાદરભાઈ કંકુચંદની વાડી છે. પશ્ચિમે શ્રાવકનાં ઘર છે. ત્રણસેં ચારસેં મનુષ્યો બેશી શકે એટલો મોટો છે. હાલ જીર્ણ થવા લાગ્યો છે. દોશીવાડાનો સંવેગીનો મૂલ નાનો ઉપાશ્રય છે તે હાલમાં હયાત સુરજમલ શેઠના વડવાએ કરાવ્યો હતો.

( ૨ ) બાદરવાડી—સંવેગીના ઉપાશ્રયની પૂર્વે બાદરવાડી કરવામાં આવી છે. જૈન શેઠ કંકુચંદ બેચરના પુત્રો રવચંદભાઇ, ઘેલાભાઇ, મગનલાલ, બાદરભાઈ અને ઉમેદભાઈ એ પાંચ પુત્ર પૈકી બાદરભાઈ વ્યવહારમાં ઘણા કુશળ, દાની અને પ્રભુભક્ત હતા. તેમના મૃત્યુ પછી તેમના સ્મરણાર્થે બાદરવાડી બંધાવવામાં આવી છે, તે જગ્યામાં પૂર્વે નિશાળ હતી. વિ. સં. ૧૯૫૭ માં બાદરવાડી બંધાઇ છે તેમાં જૈન સાધુઓ અને યાત્રાળુ જૈનો ઉતરે છે, તથા શ્રાવિકાઓને ત્યાં ધાર્મિકશાસ્ત્ર ભણાવવામાં આવે છે. નવકારશી, પાખી, નાત વગેરે જમણો કરવા માટે તે ખપમાં આવે છે. શેઠ ઉમેદભાઇ કંકુચંદ વગેરે બાદરવાડીનો વહીવટ કરે છે, વિ. સં. ૧૯૭૨ માં બાદરવાડીમાં શેઠ મગનલાલ કંકુચંદે ઉજમણું માંડયું હતું અને કાંડાની સત્તાવીશનું ચોખડું કર્યું હતું.

( ૩ ) હઠીભાઇની ધર્મશાળા—દોશીવાડામાં છે. તે બંધાવનાર અમદાવાદમાં સં. ૧૯૦૪ લગભગમાં શેઠ હઠીશંગ કેશરીભાઈ વિદ્યમાન હતા. જાતે ઓશવાળ હતા. વ્યાપારમાં કરોડો રૂપૈયા તેમણે મેળવ્યા હતા. અમદાવાદમાં દિલ્હી દરવાજા પાસે હઠીભાઈની વાડી છે અને તેમાં તેમણે બાવન જિનાલયનું મોટું જૈન મંદિર બંધાવ્યું છે. તેમાં મૂલનાયક તરીકે શ્રી ધર્મનાથ તીર્થંકરની પ્રતિમા છે. અનેક યુરોપીયનો ગવર્નરો વગેરે તેને જોવા આવે છે. હઠીશંગ શેઠે પોતાના સગા વ્હાલા વગેરેને ખાનગી મદદ તરીકે એંશી લાખ રૂપૈયા આપ્યા હતા. પાલીતાણાના માર્ગે જ્યાં જ્યાં સંઘ જાય છે તેવા ગામોમાં તેમણે ધર્મશાળાઓ બંધાવી છે, તેમની પત્ની હરકોર શેઠાણીએ [illegible] હતો. તેમને અમદાવાદની ખરી આબરૂમાં આવી હતી ને શેઠ હઠી-

શંગ તરફથી દોશીવાડામાં જૈન ધર્મશાળા બાંધવામાં આવી છે. સં. ૧૯૦૫ લગભગમાં ધર્મશાળા બાંધવાનું કામ પૂર્ણ થયું હતું. શેઠાણી રૂખમણી તથા મોતિકુંવરના ગુરૂશ્રી નેમિસાગરજી મહારાજ હતા. તે ઉપાશ્રયમાં ઉતરતા નહોતા પણ ધર્મશાળામાં ઉતરતા હતા; તેથી ધર્મશાળા બંધાવવાની લાગણી શેઠાણીના મનમાં પ્રગટી હતી. શ્રી નેમિસાગરજી મહારાજ જ્યારે વિજાપુરમાં પધારતા હતા ત્યારે ઘણી વખત તેમાં ઉતરતા હતા, તેમાં તેમનાં ધર્મશાસ્ત્રો મૂકવામાં આવ્યાં હતાં અને ત્યાં ફુલા બાદર વગેરે તે પુસ્તકોની જાળવણી કરતા હતા. વિ. સં. ૧૯૬૨ ની સાલમાં મોહનભાઈ તારાચંદે શ્રી નેમિસાગરજીનો ભંડાર અમને સોંપ્યો હતો. દોશી દલસુખભાઇ નથુભાઇ પહેલાં અમદાવાદવાળા તરફથી દેખરેખ રાખતા હતા. હાલમાં દોશી પોપટલાલ દલસુખભાઈ દેખરેખ રાખે છે તથા વહીવટ કરે છે. જૈન યાત્રાળુઓને તેમાં ઉતરવા દેવામાં આવે છે. જૈન સાધુઓ અને સાધ્વીઓ પણ ત્યાં ઉતરે છે. જૈનો નવકારશી નાત વિગેરે તેમાં કરીને જમે છે. તેની પાસે એક કુઇ છે તેથી જલની સગવડ છે. શેઠ હઠીશંગભાઇએ અમદાવાદ મધ્યે બહારની વાડીના દેરાસરમાં પ્રતિષ્ઠા કરાવી હતી તે વખતે શ્રી નેમિસાગરજી ત્યાં ભાવનગરથી એકદમ વિહાર કરીને પાંચ દિવસમાં આવ્યા હતા અને મુહૂર્ત બદલવા જણાવ્યું હતું; પણ મુહૂર્ત ન બદલ્યું અને પ્રતિષ્ઠા કરી તે વખતે વીશ હજાર જૈનો ભેગા થયા હતા અને એકદમ કોલેરા ફાટી નીકળ્યો તેથી એક હજાર જૈનો કોલેરાનો ભોગ થઇ પડ્યા હતા, તેમાંથી ઘણા મરી ગયા કેટલાક બચ્યા. જ્યાં ઘણા મનુષ્યો ભેગા થાય છે અને કુવા વગેરેનાં પાણી બગડેલ, દૂષિત, કોલેરાના જંતુવાળા હોય છે તો તેના પાનથી કોલેરા ફાટી નીકળે છે. હઠીશંગ શેઠે આબુજી વગેરેનો સંઘ કાઢીને પંચતીર્થીની યાત્રા કરી હતી. તેમણે તારંગાજીની યાત્રા કરવા તથા કુંભારીયાની યાત્રા કરવા સંઘ કાઢ્યો હતો. વડનગરના એક [illegible] હઠીશંગ સંઘવી પાસે ઘણા રૂપિયાની દામ દક્ષિણા માગી તેથી હઠીશંગ સંઘવીએ ના પાડી [illegible] આવ્યો, તેથી તારંગાથી કુંભા-

શેયાજી જતાં કોલેરા ફાટી નીકળ્યો, તેનું કારણ દૂષિત જલ અને ખરાબ હવા હતી, કોલેરા ફાટી નીકળતાં સંઘમાંથી કેટલાંક મનુષ્યો મરણ પામ્યાં તેથી તેઓ અમદાવાદ તરફ પાછા ફર્યા, ત્યારે પેલા ક્રોધી થએલા બ્રાહ્મણે ગપ્પ મારી કે અંબાજી માતાએ સંઘમાં કોલેરા મૂકયો અને તે જતિયોને ખાઇ ગઇ. "રત્નચિંતામણિ અથવા દેવી મહાત્મ્ય" નામનું પુસ્તક સિદ્ધપુર જ્ઞાન વર્ધક સમાજે સને ૧૮૦૮ વિ. ૧૯૬૪ માં છપાવ્યું છે. કિ. ૦-૮-૦ છે. તેમાં વદુરામ બ્રાહ્મણે દ્વેષથી જૈનોને હલકા પાડવા માટે પૃષ્ટ ૬૬ થી બહુચરાજીની ગરબી જોડી છે. તેમાં તેણે પોતાને સંઘવી તરફથી દક્ષિણા ન મળી તેથી પેટનો ભૂખ્યો ગામ બાળે તે ન્યાયે તેમાં નીચે પ્રમાણે કડવાશની લાગણી પ્રગટાવે એવા શબ્દો જોડ્યા છે.

गुणाकाओ मांहे नाचती हो वहुचरी ॥ जतिए गति मति फेरवी हो वहुचरी ॥ एक मतिना श्रावक हो वहुचरी, शक्ति जतीओने खाइ गइ हो वहुचरी ॥ श्रावकनुं संगी जे थशे हो वहुचरी ॥ तेना करमना भोग ॥ પૃષ્ટ ૭૨ બીજી ગરબી વચ્ચો ढुंढीया तारो ढंग, देवी सेतो राख्यो रंग " हेमो कहे छे हठीने हवे, कदी न काढुं संघ " हेमे ओढी चुंदडीने; हठीए पहेरी चूडी, एम करीने घेर गइ छे हेमा दडीनी जोडी ॥ ઇત્યાદિ વાકયોથી જૈનોમાં કડવાશનો-ગુસ્સાની લાગણી ફેલાય છે. વિજાપુરમાં બે ઠેકાણે માંડવી વગેરેમાં ગરબા ગવાય છે. જગતમાં માતા દેવી તે માતા છે, તે પોતાના પુત્રોને મારી નાખતી નથી. જૈનો અંબિકાને રક્ષિકા માને છે, તે જૈનધર્મની રખવાળી કરે છે તે જતિયોને મારી નાંખેજ નહિ. સંઘમાં સાધુ અગર જતિને કોલેરા થયો નહતો. અંબિકાની મૂર્તિ તથા દેરી વિમળશા જૈને કરાવી છે ત્યાંથી મૂર્તિ ગુમ થઇ છે. અંબિકા માતાની આગળ બકરા પાડાઓનો વધ થતો હતો. જૈનો વગેરે હિંદુઓના પ્રવાસથી દાંતાના રાણાએ પાડાનો તથા બકરાઓનો વધ થતો અટકાવ્યો છે. (વિ. ૧૯૭૯ માં) શ્રી બાવીશમા તીર્થંકર નેમિનાથના શાસનની અધિષ્ઠાયિકા દેવી અંબિકા છે. જૈનો જૈન શાસનની વિધિ પ્રમાણે અંબિકાને માને-પૂજે છે; છતાં જૈન સંઘની

વગેરે ચઢાવે છે; જે દેવી આગળ બકરાં પાડા કાપવામાં આવે છે, ત્યાં જૈનો જતા નથી, અને તેને માનતા નથી. જૈન શાસ્ત્રમાં જૈનાચાર્યોએ અંબિકા વગેરે શાસનદેવીઓને સાત્ત્વિક દેવી તરીકે માનેલી છે, અંબિકા દેવીની સ્તુતિ જૈનાચાર્યે નીચે પ્રમાણે કરી છે—

स्वर्णालंकारवल्गन्मणिकिरणगणा,—ध्वस्तनित्यांधकारा, हुंकारारावदूरीकृतमुकृतजन,-व्रातविघ्नप्रचारा, देवी श्री अंबिकाख्या जिनवरचरणांभोजभृंगीसमाना, पञ्चम्यह्नस्तपोऽर्थं वितरतु कुशलं धीमतां सावधाना ॥ १ ॥ ज्ञानपञ्चमी स्तुति ॥४॥

એ પ્રમાણે જૈનો ઋષભાદિ તીર્થંકરોની ચોવીશ શાસન દેવીઓ, સોળ મહાદેવીઓ વગેરેને માને છે, પણ તે વામમાર્ગીઓની-શાક્તોની દેવીઓની પૂજા રીતિને મિથ્યાત્વ કર્મમાં ગણે છે. જ્યારે, વિ. સં. ૧૦૭૦ની સાલમાં થનાર આબુના દંડનાયક સેનાપતિ વિમળશાહે આબુજી ઉપર દેરાં કરાવ્યાં, ત્યારે તેમનાપર અંબાજી પ્રસન્ન થયાં હતાં અને તેમણે આરાસણ નગરી કે જે આરાસુરી પહાડપર હતી ત્યાં અંબિકાના આદેશથી શ્રી નેમિનાથ વિગેરેનાં પાંચ મંદિર કરાવ્યાં, અને જૈનશાસન દેવી તરીકે અંબિકાનું દેરૂં કરાવ્યું. તેમાં અંબિકાની મૂર્ત્તિ બેસાડી, પણ મુસલમાન બાદશાહોની ચઢાઇના વખતમાં તે મૂર્ત્તિને ભાંગી નાંખવામાં આવી, અથવા ગુપ્ત સ્થાનમાં સંતાડી દેવામાં આવી. તે સંબંધી બન્ને કિંવદન્તીઓથી એકનો પણ નિશ્ચય થતો નથી. કેટલાકોના કહેવા પ્રમાણે મૂર્ત્તિ ગુપ્ત ભોંયરામાં સંતાડી છે. જ્યારે સારો વખત આવશે ત્યારે પ્રગટ કરવામાં આવશે. વિમલશાહે કુંભારીયામાં પાંચ દેરાસર કરાવ્યાં હતાં. કેટલાક જૈનોના દ્વેષી લોકો કહે છે કે અંબિકાએ વિમળશાહને કહ્યું કે ત્હેં મારા પ્રતાપથી દેરાં બંધાવ્યાં કે ગુરૂ પ્રતાપે ? ત્યારે વિમળશાહે ગુરૂ પ્રતાપે કહ્યું તેથી દેવીએ ગુસ્સો કર્યો અને એકસો પાંચ દેરાં બાળી નાંખ્યાં, અને પાંચ બાકી રાખ્યાં, અને બળી ગએલા દેરાંના કાટયડા હાલ

પડેલા છે એમ જૈનોના દ્વેષી અજ્ઞલોકો જૂઠો પોકાર કરે છે. અમો (વિ. સં. ૧૯૭૧ માં) ઇડર, વડાલી, ખેડબ્રહ્મા, હડાદ થઇને કુંભારીયા ગયા હતા, ત્યાંના દેરાસરોનાં દર્શન કર્યાં, જે કાટચડા પડ્યા છે તેતો ધમણગરાલોકોએ ધાતુઓ ગાળવા ભઠ્ઠીઓ કરી લોહું વગેરે ધાતુઓને ગાળી છે, તેમાંના લોઢા આદિનાથ મિશ્ર કાટચડા છે તે મારી નજરે જોયા છે; એવા કાટચડા ઉદેપુર રાજ્યમાં સલુંબરના પહાડમાં જ્યાં ધમણુ ગરા લોકોએ લોઢું ગાળ્યું છે તેના ત્યાં પણ પડ્યા છે. દેરાસરમાં પત્થર ઈંટ હોય છે તેવા કુંભારિયામાં કાટચડા નથી, સર્વ વિદ્વાનોનો તેવો મત છે. પરસ્પર ધર્મના દ્વેષથી જૂઠી કહેવતો જોડીને અન્યના ધર્મને હલકો પાડવામાં કલ્પિત જૂઠી વાતો બનાવનારાની ખોટ નથી. પાટણમાં હેમાખાડની વાત જોડીને લોકોની આગળ જૈનધર્મના નિંદા કરવામાં આવી છે. એવી વાતોને વિદ્વાનો તિરસ્કારની દૃષ્ટિથી જુવે છે. અંબાજીના મંદિરમાં ગોંખલો છે, તેને દેવીના આકારતરીકે શણુગારોથી શણુગારવામાં આવે છે, પણ મૂર્ત્તિ નથી. હાલમાં હજી નવરાત્રી વિગેરે દિવસોમાં અંબિકાની આગળ પાડા બકરાંઓને મારી નાંખવામાં આવે છે. તેથી સભ્યજ્ઞાની હિંદુઓને શરમાવું પડે છે. ઉચ્ચ દયાવંત પંડિત હિંદુઓ તરફથી દેવીની આગળ પાડા બકરાં નહીં મારવાની હીલચાલ ચાલે છે. વિ. ૧૯૭૯ માં ત્યાં થતા પશુહિંસા હોમને દાંતાના રાણાએ અટકાવ્યો છે. પ્રસંગોપાત્ત હઠીશંગની ધર્મશાળા પ્રસંગે એટલું પ્રસંગ પડતું વિવેચન કરવામાં આવ્યું છે. તેનું કારણ એ છે કે વામમાર્ગીઓની પેઠે દેવીભકતોની જૂઠી પૂર્વોકત ગરબીથી આપણો આર્ય હિંદુ વર્ગ ન છેતરાય. અંબિકા વગેરે દેવીઓના સ્થાને પણ કોલેરા, પ્લેગ, ઇન્ફ્લુએન્ઝા વગેરે રોગો ફાટી નીકળે છે માટે વ્હેમમાં ફસાઈને વ્હેમી–જૂઠી વાતો ન માનવી.

શેઠ હઠીસંગે, ગરીબ અનાથ લૂલાં અંધ મનુષ્યોને અન્ન, દાન વગેરેની સહાય કરી છે. પેથાપુર, પાલીતાણા, જૂનાગઢ વગેરે સ્થાનોમાં હઠીસંગના નામની ધર્મશાળાઓ હાલ ચાલે છે. શેઠ ઉમાભાઈ હઠીસંગ તથા જેશંગભાઈ વગેરે તેમના વારસોની વસ્તી હાલ વિદ્યમાન છે; મોતિકુંવરે તથા રૂખમણી શેઠાણીએ

અમદાવાદમાં પાંજરાપોળના નામે ઓળખાતો એક અન્ય ઉપાશ્રય બંધાવ્યો છે. શ્રી નેમિસાગરજી ગુરૂની ભક્તિથી એ બાંધવામાં આવ્યો છે. શેઠ હઠીસિંગ જૈન તથા હિંદુ વગેરે સર્વ ગરીબ લોકોને સહાય કરી હતી. "નામ રહંતાં ઠક્કરાં નાણું નહીં રહંત" એ કહેવત પ્રમાણે તેમનો કીર્તિમય અક્ષરદેહ હાલ જીવતો રહ્યો છે, હઠીભાઇની ધર્મશાળામાં નેમિસાગરજી વગેરે મુનિયોએ ચોમાસાં કર્યાં છે, હઠીસંગ શેઠે ગાયકવાડની પાસેથી વિજાપુર તાલુકાનો કેટલાંક વર્ષ સુધી ઇજારો રાખ્યો હતો. હરકોર શેઠાણીને વિજાપુરના ગોલદેવીના કુવાનું પાણી માફક આવતું હતું. તેથી તે અમદાવાદથી મંગાવતા હતાં. શેઠ હઠીભાઇની પેઠે હેમાભાઇ શેઠે પણ ધર્મશાળાઓ બંધાવી હતી, અમદાવાદમાં હેમાભાઇ હૉલ જાહેર છે. બન્ને દયાળુ દાતાર જૈન શેઠીઆઓ થયા.

( ૪ ) શ્રાવિકાનો ઉપાશ્રય—આદરવાડી અને હઠીસંગ ભાઇની ધર્મશાળા પાસે એક સાધ્વી અને શ્રાવિકાઓને ધર્મક્રિયા કરવા માટે ઉપાશ્રય બાંધવામાં આવ્યો છે. વિ. સં. ૧૯૦૫ લગભગમાં તે બંધાવેલો છે. હાલ પણ સાધ્વીઓ અને શ્રાવિકાઓ તેમાં પ્રતિક્રમણાદિ ધર્મક્રિયાઓ કરે છે. હઠીસંગની ધર્મશાળા હાલ છે ત્યાં પૂર્વે ઉકરડાના ખાડા હતા. કારણકે ત્યાં સુરખા કણબીઓનાં ઘર હતાં. હાલમાં ત્યાંથી કણબીઓ નીકળીને સંઘપુર જતાં વચમાં એક ગોવિંદપરૂં વસાવીને ત્યાં રહ્યા છે. તેથી દોશીવાડામાં કણબીઓની વસતિ નથી. અમારી બાલ્યાવસ્થામાં ત્યાં કણબીઓનાં ઘર હતાં તે નજરે દેખ્યાં હતાં. વિ. ૧૯૬૦ લગભગમાં ગોવિંદપરૂં વસ્યું. દોશીવાડામાં પહેલાં સંવેગી સાધુઓ ઉતરતા હતા તેથી ત્યાં સાધ્વીનો ઉપાશ્રય પણ બનાવેલો છે.

( ૫ ) સાધ્વીનો ઉપાશ્રય—સુતારવાડામાં શ્રી અરનાથના દેરાસરની સામે સાધ્વીનો ઉપાશ્રય છે. વિ. સં. ૧૯૦૫ લગભગનો અગર તે પૂર્વનો પણ હોય એમ જણાય છે. ત્યાં જૈન સાધ્વીઓ ઉતરે છે અને ચોમાસું કરે છે. ત્યાં શ્રાવિકાઓ પ્રતિક્રમણાદિ ધર્મક્રિયાઓ કરે છે તેનો વહીવટ સુતારવાડાના શ્રાવકો કરે છે.

( ૬ ) **જૈનવિદ્યાશાળા**—વિ. સં. ૧૯૨૫ માં જૈનસંઘે ફંડ કરી વિદ્યાશાળા બંધાવી. પ્રથમ શેઠ મંછારામ લવજી તથા શા. સ્વચંદ ગુલાબચંદ વહીવટ કરતા હતા પછીથી વિ. સં. ૧૯૩૫ લગભગથી દોશી નથુભાઇ મંછાચંદે વહીવટ શરૂ કર્યો અને વિ. સં. ૧૯૭૧ સુધી વહીવટ કર્યો. વિ. સં. ૧૯૭૧ માં દોશી નથુભાઇ મંછાચંદે દેહત્યાગ કર્યો અને સ્વર્ગસ્થ થયા. ગુરૂ શ્રી રવિસાગરજી, શ્રી ધર્મસાગરજી, મણિસાગરજી, કલ્યાણસાગરજી, ગુરૂ શ્રી સુખસાગરજી વગેરેએ વિદ્યાશાળામાં ચોમાસાં કર્યાં છે. વિ. સં. ૧૯૩૬ ની સાલમાં વિદ્યાશાળામાં સમવસરણની રચના થઇ અને શ્રી રવિસાગરજી મહારાજે ઉપધાન કરાવ્યાં. વિ. ૧૯૪૫ ની સાલમાં ગુરૂ મહારાજ શ્રી રવિસાગરજીએ ચોમાસું કર્યું હતું, ત્યારે વિદ્યાશાળામાં પંડિત રાખી જૈન બાળકોને ધાર્મિક અભ્યાસ કરાવવા જૈન પાઠશાળાની સ્થાપના થઇ હતી અને વિ. ૧૯૪૬ ની સાલમાં અમારૂં તે પાઠશાળામાં પ્રતિક્રમણ ભણવાનું પ્રારંભિક અધ્યયન શરૂ થયું હતું. ૧૯૪૫ ના ચોમાસામાં વડસમાના શ્રાવક ગગલભાઇએ બે માસના ઉપવાસ કર્યા હતા. ઝવેરી જેશીંગભાઇ કંકુચંદે વિદ્યાશાળામાં ઉજમણું કર્યું. તથા શેઠ છનાલાલ પુંજીરામે ઉજમણું કર્યું. દોશી નથુભાઇ મંછાચંદ બાર વ્રતધારી શ્રાવક હતા. શ્રી રવિસાગરજીના ભક્ત શ્રાવક હતા. તેમનામાં નીતિમય ધાર્મિક જીવન હતું. અમારી ધાર્મિક જીંદગીમાં શાસ્ત્રાભ્યાસમાં સહાયક હતા. સાધુઓની ભક્તિ કરવામાં તથા સંઘનાં ધાર્મિક કાર્યો કરવામાં હાલમાં તેમની ખોટ પડી છે, હજુ સુધી તેમની ખોટ પૂરાઇ નથી, વિ. સં. ૧૯૫૬ માં તેમણે સર્વથા બ્રહ્મચર્ય વ્રત ધારણ કર્યું હતું, તે ઘણો વખત વિદ્યાશાળામાં ગાળતા હતા. વકીલ રીખવદાસ અમુલખ તથા શેઠ ઘહેલાભાઇ નહાલચંદ તથા મૂલચંદ સરૂપચંદ, કુહાબાદરવાળા, તથા સીરચંદ સાહ વગેરે તેમના સાથી હતા. તેમણે અમદાવાદ વિદ્યાશાળાના સ્થાપક સ્વચંદ સુબાની પાસે બાલ્યાવસ્થામાં ધાર્મિક શિક્ષણ ગ્રહ્યું હતું. તેથી અમદાવાદની વિદ્યાશાળા સાથે તે સારો સંબંધ ધરાવતા હતા. વિદ્યાશાળામાં નથુભાઇ મૂર્છ રહેતા હતા અને પરિણામથી આવનાર શ્રાવકોની સારી સેવા બજાવતા હતા. લગભગ ચાલીશ વર્ષ સુધી તેમણે વિદ્યાશાળાનો વહીવટ કર્યો. હાલમાં વિદ્યાશાળામાં શ્રાવ

ઘણાખરા સાધુઓ ઉતરે છે. વિદ્યાશાળાની જગ્યામાં પૂર્વે વખારો હતી તથા તેમાં દક્ષિણ બાજુએ વહોરાનાં ઘર હતાં, તેથી હાલ વિદ્યાશાળામાં ટાંકાં છે, ત્યાં ચોમાસામાં ભેજ આવે છે. વિદ્યાશાળાની ઉત્તરે શ્રી કુંથુનાથનું દેરાસર છે. આથમણી દિશાએ શ્રાવકોનાં ઘરો છે. તથા વિ. સં. ૧૯૭૬ માં જૈન જ્ઞાનમંદિર બાંધવામાં આવ્યું છે. દક્ષિણ દિશાએ રંગરેજનું ઘર છે. દક્ષિણ દિશાએ વિદ્યાશાળા અને રંગરેજના ઘર વચ્ચે ખાલી સરકારી જગ્યાનો ચોક છે. વિદ્યાશાળામાં લગભગ હજાર મનુષ્યો બેસી શકે છે. જૈન ધર્મનાં મોટા વ્યાખ્યાનો વિદ્યાશાળામાં થાય છે તથા શ્રીમાન સયાજીરાવ ગાયકવાડ અને તેમના દિવાન, સુબાઓ, વગેરેની સભાઓ વિદ્યાશાળામાં થાય છે, ગામ વચ્ચોવચ્ચ વિદ્યાશાળાનું સ્થાન છે તેથી દોશીવાડા અને માળીવાડાના મધ્યમાં આવવાથી બન્ને તેનો લાભ લે છે, હાલમાં ચિંતામણિ પાર્શ્વનાથની પેઢીના વહીવટ કરનારાઓ તથા દોશી લલ્લુભાઇ કાળીદાસ, ભીખાભાઈ કાલીદાસ તથા વાડીલાલ હરિભાઇ વિગેરે વિદ્યાશાળાનો વહીવટ કરે છે. ચિંતામણિ પાર્શ્વનાથની પેઢીના ચોપડા ભેગો વિદ્યાશાળાનો વહીવટ લખાય છે. ચૌદસ્વપ્ન, સિંહાસન, નાંદ, ચંદરવા પૂંઠીયાં, પૂંણણું, વગેરે સામાન વિદ્યાશાળાના અંગે છે. સર્વે મિલ્કત પેઢીની દુકાનમાં રહે છે. વિ. સં. ૧૯૪૫ માં વેરાવાસણમાં રહેનાર દેશાયણ દિવાળી શ્રાવિકાએ વિદ્યાશાળામાં જૈન પાઠશાળા સ્થાપી. તે વિ. સં. ૧૯૬૯ સુધી ચાલી, પછીથી જૈન મિત્રમંડળ તરફથી જૈન પાઠશાળા ભણાવવાની વ્યવસ્થા થઇ તે ૧૯૭૫ સુધી ચાલી. હાલ પણ ફરી ફંડ કરી શરૂ કરી છે. પંડિત રવિદત્ત તથા પંડિત સદારામ જોશી તથા યતિ શ્રી અમૃતવિજયજી વગેરે પંડિતોએ પાઠશાળામાં અધ્યયન કરાવ્યું છે. વિદ્યાશાળામાં શા. વાડીલાલ હરિચંદે તથા શેઠ મહાસુખ માનચંદે તથા શેઠ ઘહેલા નહાલચંદે ઉજમણાં માંડ્યાં હતાં.

( ૭ ) જૈન પાઠશાળા—દોશી નથુભાઇ મંછાચંદે વિદ્યાશાળા નજીક ચોટામાં થી કુંથુનાથના દેરાસર નજીક પાઠશાળાનું મકાન બંધાવ્યું છે. પાઠશાળામાં ઉપર નીચે આશરે હજાર મનુષ્યો માઈ શકે તેમ છે. પાઠશાળામાં દેસાયણ દિવાળી બાઇએ પોતાના

નામનો પાઠશાળાનો ઓરડો માળવાળો બંધાવ્યો છે. તેમાં જૈન બાળકોને જૈનધર્મશાસ્ત્ર ભણાવવાનો ઉદ્દેશ છે તથા તેમાં તેમના ગચ્છની શ્રાવિકાઓ પર્યુષણમાં પ્રતિક્રમણ કરે છે. પાઠશાળામાં એક બરકતી અટકવાલા શ્રાવકનો માળવાળો હોલ છે, તેમાં પરગામથી આવેલાં જૈન શ્રાવક શ્રાવિકાઓ ઉતરે છે. નેમચંદ બરકતી વીશાશ્રીમાળી શ્રાવક હતા. તે મૂળ વિજાપુરના અને દક્ષિણમાં કોલાપુર જીલ્લામાં એનાડી ગામમાં વ્યાપારાર્થે ગયા હતા, તેમના રૂપૈયાથી દોશી નથુભાઈ મંછાચંદે બરકતી હોલ બાંધ્યો. નેમચંદ બરકતીએ સં. ૧૯૪૪ માં વિજાપુરથી કેશરીયાજીનો સંઘ કહાડ્યો હતો. વીશા શ્રી૦ શા. ડુંગરજી ધનજીના પન્નરસે રૂપૈયા પાઠશાલામાં આગળના ઉપરના હોલમાં ખર્ચાયા છે. વિ. સં. ૧૯૬૩ લગભગમાં પાઠશાળાનું મકાન બાંધવામાં આવ્યું છે. તેની બે આગલી દુકાનો પાઠશાલાની છે. શ્રી ચિંતામણિ દેરાસરના ટ્રસ્ટીઓ તથા વિદ્યાશાળાના વહીવટ કરનારાઓ તેનો વહીવટ કરે છે.

( ૮ ) જૈન મિત્રમંડળ—પાઠશાળામાં વિ. સં. ૧૯૭૦ માં પન્યાસ અજિતસાગરગણિના ઉપદેશથી જૈનમિત્રમંડળની સ્થાપના થઈ છે. મિત્રમંડળમાં પોણોસો લગભગ મેંબરો છે. મિત્રમંડળના પ્રમુખ શેઠ ચોપટલાલ ટચરાભાઈ છે અને બારવ્રત ધારક શેઠ મોહનલાલ જેશીંગભાઈ સેક્રેટરી છે. મંડળ તરફથી વિ. સં. ૧૯૬૮-૭૨ સુધી જૈન બાળકોને મિત્રમંડળના હોલમાં ધાર્મિક શિક્ષણ આપવામાં આવતું હતું. મંડળના મેંબરો નવકારશી જમાડવામાં ત્થા ધાર્મિક પારમાર્થિક કાર્યોમાં સ્વાધર્મી તરીકે કાર્ય કરે છે. મંડળના [illegible] એક લાયબ્રેરી છે તથા મંડળની પાસે રૂા. ૧૪૦૦-૧૫૦૦ [illegible] રિઝર્વ ફંડ છે. મંડળના સેક્રે- [illegible] શા. મોહનલાલ જેશીંગભાઈ [illegible] વિ. સં. ૧૯૮૦ [illegible] હાલ મંડળના સેક્રેટરી મોતીલાલ [illegible] છે.

[illegible]

હતું. હાલ તેમાં વીશ કબાટ મૂકવામાં આવ્યાં છે. જ્ઞાનમંદિરમાં પ્રવેશતાં સ્હામે દક્ષિણ ભીંતપર મધ્યમાં આરસના પાટિયાપર નીચે પ્રમાણે લેખ કોતરવામાં આવ્યો છે.

तद्यथा—

ॐ अर्हंनमः नमोऽर्हत्सिद्धाचार्योपाध्यायसर्वसाधुभ्यः
श्री परमेश्वर महावीर जिनेश्वराय नमः

ॐ ज्ञानायनमः

शास्त्रविशारदयोगनिष्ठजैनाचार्यश्रीबुद्धिसागरसूरिमहाराजोपदेशतः स्थापितम्

## विजापुरजैनज्ञानमन्दिरम्.

विक्रमसंवत् १९७४ आश्विनसुदि ५ पंचमीदिवसे ज्ञानमंदिरनुं खातमुहूर्त थयुं सं. १९७६ ना वैशाखसुदि ५ पंचमीना दिने वासमुहूर्त थयुं. सं. १९७६ आश्विनसुदिपंचमीदिने पूर्ण थयुं. ज्ञानमन्दिर बन्धावतां रुपैया वीश हजार थया. ज्ञानमंदिरमां प्राचीन अर्वाचीन लेखित मुद्राङ्कित जैनधर्म संबंधी सर्व पुस्तकोनो तथा जैनेतरपुस्तकोनो संग्रह करवानो उद्देश छे. ज्ञानमंदिर बंधाववा जे गृहस्थोए रुपैया आप्या, कबाट, पुस्तको वगेरेमां रुपैया आप्या अने आपशे तेओने धन्यवाद पुण्यलाभ थटे छे अने थशे. अत्र जैनगृह पांचसे छे. नव जैन देरासर, नव उपाश्रय, बे जैन धर्मशाळा, एक पांजरापोळ आदि धर्मस्थान छे.

काव्य.

अर्हंनमः–विद्यापुरे प्रजाधर्मो, संवर्ति सर्वशक्तिमान् ॥
मयाजीरावभूपोऽस्ति, गुर्जरत्राणतत्परः ॥१॥
यत्र चतुर्विधसंघे, सद्‌ज्ञानार्थायशिक्षणम् ॥
ऐक्यं श्रद्धा च सद्‌बोधः, सेवा तत्रोन्नति ध्रुवा ॥२॥

નામનો પાઠશાળાનો ઓરડો માળવાળો બંધાવ્યો છે. તેમાં જૈન બાળકોને જૈનધર્મશાસ્ત્ર ભણાવવાનો ઉદ્દેશ છે તથા તેમાં તેમના ગચ્છની શ્રાવિકાઓ પર્યુષણમાં પ્રતિક્રમણ કરે છે. પાઠશાળામાં એક બરકતી અટકવાલા શ્રાવકનો માળવાળો હોલ છે, તેમાં પરગામથી આવેલાં જૈન શ્રાવક શ્રાવિકાઓ ઉતરે છે. નેમચંદ બરકતી વીશાશ્રીમાળી શ્રાવક હતા. તે મૂળ વિજાપુરના અને દક્ષિણમાં કોલાપુર જીલ્લામાં બેનાડી ગામમાં વ્યાપારાર્થે ગયા હતા, તેમના રૂપૈયાથી દોશી નથુભાઈ મંછાચંદે બરકતી હોલ બાંધ્યો. નેમચંદ બરકતીએ સં. ૧૯૪૪ માં વિજાપુરથી કેશરીયાજીનો સંઘ કહાઢ્યો હતો. વીશા શ્રી૦ શા. ડુંગરજી ધનજીના પન્નરસે રૂપૈયા પાઠશાલામાં આગળના ઉપરના હોલમાં ખર્ચાયા છે. વિ. સં. ૧૯૬૩ લગભગમાં પાઠશાળાનું મકાન બાંધવામાં આવ્યું છે. તેની બે આગલી દુકાનો પાઠશાલાની છે. શ્રી ચિંતામણિ દેરાસરના ત્રસ્ટીઓ તથા વિદ્યાશાળાના વહીવટ કરનારાઓ તેનો વહીવટ કરે છે.

( ૮ ) **જૈન મિત્રમંડળ**—પાઠશાળામાં વિ. સં. ૧૯૭૦ માં પન્યાસ અજિતસાગરગણિના ઉપદેશથી જૈનમિત્રમંડળની સ્થાપના થઇ છે. મિત્રમંડળમાં પોણોસો લગભગ મેંબરો છે. મિત્રમંડળના પ્રમુખ શેઠ પોપટલાલ કચરાભાઇ છે અને બારવ્રત ધારક શેઠ મોહનલાલ જેશીંગભાઈ સેક્રેટરી છે. મંડળ તરફથી વિ. સં. ૧૯૭૪-૭૫ સુધી જૈન બાળકોને મિત્રમંડળના હોલમાં ધાર્મિક શિક્ષણ આપવામાં આવતું હતું. મંડળના મેંબરો નવકારશી જમાડવામાં તથા ધાર્મિક પારમાર્થિક કાર્યોમાં સેવાધર્મી તરીકે કાર્ય કરે છે. મંડળના અંગે એક લાયબ્રેરી છે તથા મંડળની પાસે રૂા. ૧૪૦૦-૧૫૦૦ ચૌદશે પન્નરસે રૂપૈયાનું ફંડ છે. મંડળના સેક્રેટરી શા. મોહનલાલ જેશીંગભાઈ ઉત્તમ શ્રાવક હતા તે વિ. સં. ૧૯૮૦ માઘ સુદિ ચોથે દેવલોક પામ્યા. હાલ મંડળના સેક્રેટરી ભોગીલાલ અમથાલાલ છે.

( ૯ ) **જૈનજ્ઞાનમંદિર**—જૈન વિદ્યાશાળાની પશ્ચિમ દિશાએ વિદ્યાશાળાની લગોલગ જૈનજ્ઞાનમંદિર વિ. સં. ૧૯૭૬ માં તૈયાર થયું છે. વિ. ૧૯૭૬ ના વૈશાખ શુદિ ત્રીજે વાસ્તુ કરવામાં આવ્યું

હતું. હાલ તેમાં વીશ કબાટ મૂકવામાં આવ્યાં છે. જ્ઞાનમંદિરમાં પ્રવેશતાં સ્હામે દક્ષિણ ભીંતપર મધ્યમાં આરસના પાટિયાપર નીચે પ્રમાણે લેખ કોતરવામાં આવ્યો છે.

तद्यथा—

ॐ अर्हंनमः नमोऽर्हत्सिद्धाचार्योपाध्यायसर्वसाधुभ्यः
श्री परमेश्वर महावीर जिनेश्वराय नमः

ॐ ज्ञानायनमः

शास्त्रविशारदयोगनिष्ठजैनाचार्यश्रीबुद्धिसागरसूरिमहाराजोपदेशतः स्थापितम्

विजापुरजैनज्ञानमन्दिरम्.

विक्रमसंवत् १९७४ आश्विनसुदि ५ पंचमीदिवसे ज्ञानमंदिरनुं खातमुहूर्त थयुं सं. १९७६ ना वैशाखसुदि ५ पंचमीना दिने वासमुहूर्त थयुं. सं. १९७६ आश्विनसुदिपंचमीदिने पूर्ण थयुं. ज्ञानमन्दिर बन्धावतां रुपैया वीश हजार थया. ज्ञानमंदिरमां प्राचीन अर्वाचीन लेखित मुद्राङ्कित जैनधर्म संबंधी सर्व पुस्तकोनो तथा जैनेतरपुस्तकोनो संग्रह करवानो उद्देश छे. ज्ञानमंदिर बंधाववा जे गृहस्थोए रुपैया आप्या, कबाट, पुस्तको वगेरेमां रुपैया आप्या अने आपशे तेओने धन्यवाद पुण्यलाभ थटे छे अने थशे. अत्र जैनगृह पांचसे छे. नव जैन देरासर, नव उपाश्रय, बे जैन धर्मशाळा, एक पांजरापोळ आदि धर्मस्थान छे.

काव्य.

अर्हंनमः–विद्यापुरे महाप्रेम्णा, संप्रति सर्वशक्तिमान् ॥
सद्यात्मारावभूपोऽस्ति, गुर्जरत्राभराजकः ॥१॥
यत्र चतुर्विधसंघे, सर्वज्ञाज्ञापरायणम् ॥
ऐक्यं श्रद्धा च सद्बोधः, सेवा तत्रोन्नति ध्रुवा ॥२॥

परस्परसहायेन, जैनानां यत्र वर्तनम् ॥
जैनानां देववद् भक्ति-स्तत्र संघोन्नतिर्भवेत् ॥३॥
विद्यापुरीयसंघस्य,-लक्ष्मीविद्याप्रकाशकम् ॥
सर्वशक्तिप्रदं श्रेष्ठं, जयतु ज्ञानमंदिरम् ॥४॥
ज्ञानानन्दप्रदं नृणां, धर्मशास्त्रनिकेतनम् ॥
शान्तितुष्टिकरं भव्यं, जयतु ज्ञानमन्दिरम् ॥५॥
विश्वखण्डेषु देशेषु, महीचंद्रार्कवत् सदा ॥
महावीरप्रभोः पूर्णं, जयताज्जैनशासनम् ॥६॥

लेखकः—**विजापुरजैनमहाजनसंघ.**

विक्रम सं. १९७७ मृगशीर्षशुक्लद्वितीया

ॐ अर्हं शान्तिः ३

## ॐ अर्हं ज्ञानमन्दिरनाद्वारपरलखेललेख.

श्रीजैनज्ञानमन्दिरम्

ज्ञानक्रियाभ्यां मोक्षः ॥

पढमं नाणं तओ दया ॥

जयतु श्रीमहावीरः, परब्रह्मजिनेश्वरः ॥
अनंतशक्तिसंपूर्णो, ज्ञानानन्दमयः प्रभुः ॥ १ ॥
अनाद्यनन्तकालीनः, सर्वविश्वस्यशासकः ॥
ज्ञानानन्दमयः सत्यो, जैनधर्मः सनातनः ॥ २ ॥
नास्ति ज्ञानसमाशक्ति-र्नास्ति ज्ञानसमं धनम् ॥
नास्ति ज्ञानसमं मित्रं, नास्ति ज्ञानसमं सुखम् ॥ ३ ॥
पूर्णानन्दकरं श्रेष्ठं, ज्ञानं विश्वप्रकाशकम् ॥
नास्ति ज्ञानसमं सत्यं, पवित्रमिह भूतले ॥ ४ ॥
शिवमस्तु सर्व जगतः परहितनिरता भवन्तु भूतगणाः ॥
दोषाः प्रयान्तु नाशं—सर्वत्र सुखी भवन्तु लोकाः ॥ ५ ॥

જ્ઞાનમંદિરમાં બાકીનું કામ કરતાં હાલમાં છત્રીશ હજાર રૂપીયાનો ખર્ચ થયો છે. જ્ઞાનમંદિરના બારણા પર માણસાવાળા શેઠ વીરચંદભાઈ કૃષ્ણાજીએ રૂપીયા પાંચ હજાર જ્ઞાનમંદિર બાંધવામાં આપ્યા છે, એમ મોટા લાલ અક્ષરથી લખવામાં આવ્યું છે. જ્ઞાનમંદિર કરાવવામાં જેઓએ ટીપમાં રૂપીયા ભર્યા છે તેઓનાં મુબારક નામો જ્ઞાનમંદિરમાં ટાંગેલા બે નકશાઓમાં લખવામાં આવ્યાં છે. તથા જે શ્રાવકોએ પોતાના નામથી કબાટોના માટે રૂપીયા બસે બસે આપ્યા છે, તેઓનાં નામો કબાટો પર લખવામાં આવ્યાં છે. જ્ઞાનમંદિરમાં વીશ કબાટ છે અને લખેલા તથા છાપેલા ગ્રન્થાકારે તથા ચોપડી આકારે ૪૭૦૦ લગભગ હાલ નાનાં મોટાં પુસ્તકો છે. અમારી તરફથી વિ ૧૯૮૦ કાર્તિક પૂર્ણિમા સુધીમાં શ્રી બુદ્ધિસાગરપુસ્તકાલયમાં ૪૭૦૦ સુડતાલીસો પુસ્તકો મૂકયાં છે, તથા મુનિ વૃદ્ધિસાગરજી તથા કીર્તિસાગરજીએ પોતાનાં સ્વાયત્ત પુસ્તક મૂકયાં છે. વિદ્યાશાળામાં સંઘનો જ્ઞાનભંડાર છે તેમાં લખેલાં તથા છાપેલાં પુસ્તકો સત્તરસે ૧૭૦૦ આશરે છે. જ્ઞાનમંદિરમાં બે ભોંયરાં છે. એક ભોંયરામાં દશ માણસો બેસી શકે છે અને બીજા મોટા ભોંયરામાં પચ્ચાસ માણસો બેસી શકે તેમ છે. બીજા માળમાં કબાટો હજી ગોઠવવામાં આવ્યાં નથી. બીજા માળપર દશ બાર કબાટો રહી શકે તેમ છે. ત્રીજા માળે અગાશી છે તે પર ચઢીને દેખતાં આખું ગામ તથા વનનાં ખેતરોનો દેખાવ નજરે પડે છે. જ્ઞાનમંદિરની ત્રણ બાજુએ કોટ છે અને વચમાં લાદી પાથરેલી છે. પડાળીઓ અને ઓરડીઓ ભવિષ્યમાં ઉતરી શકે તેમ છે. જ્ઞાનમંદિરમાં મોટું મેજ છે અને મેજની ચારે તરફ બાંકડા છે તેથી ભવિષ્યમાં વાચકોને સારી સગવડ મળી શકે તેવી વ્યવસ્થા થશે. જ્ઞાનમંદિરની દક્ષિણ તથા પશ્ચિમ દિશાએ મુસલમાનોનાં ઘરો છે. ઉત્તર દિશાએ શ્રાવકોની ખડકી છે અને ઉગમણી દિશાએ વિદ્યાશાળા છે. અમોએ મેસાણાથી સં. ૧૯૭૪ ના જેઠ સુદિ એકમે મેસાણામાં શ્રી સુખસાગરસૂરિની સ્થાપના કરીને ખેરવા તરફ વિહાર કર્યો. ત્યાંથી વિ. સં. ૧૯૭૪ નું ચોમાસું વિજાપુરમાં કરવા માટે વિહાર કર્યો સંઘની આગળ જ્ઞાનમંદિરનો ઉપદેશ દીધો. ફંડ કરવામાં આવ્યું. શેઠ લલ્લુભાઈ કરમચંદ તથા માણસાવાળા શા વીરચંદ કૃષ્ણાજી, પાદરાવાળા વકીલ

શા મોહનલાલ હિમચંદ તથા શા વાડીલાલ હરિચંદ, શેઠ ભીખા-
ભાઈ લલ્લુભાઇ, શેઠ કાલીદાસ મંછારામ, શેઠ મોહનલાલ જેશીંગ,
શેઠ કચરાભાઈ ઘહેલાભાઇ, શેઠ બેચરદાસ પુરૂષોતમ, શેઠ ભીખાભાઈ
કાલીદાસ, શેઠ મોહનલાલ જેઠાભાઇ વગેરે મળી સંઘ ભેગો કરી
શેઠ જેઠાભાઇ અવચળની જગ્યામાં જ્ઞાનમંદિર બાંધવાનો ઠરાવ
કર્યો. શા વાડીલાલ હરિચંદ પાડેચિયા તથા શેઠ મોહનલાલ જે-
શીંગ એ બેને આગેવાન નીમ્યા. બે વર્ષમાં જ્ઞાનમંદિર પૂર્ણ થયું.
જ્ઞાનમંદિરની અનેક જૈન શેઠીયાઓએ મુલાકાત લીધી છે. શેઠ
મણિભાઈ દલપતભાઇ, શેઠ જગાભાઇ દલપતભાઇ, શેઠ જીવણચંદ
ધરમચંદ વગેરે તથા વડોદરા રાજ્યના દિવાન શ્રીયુત મનુભાઈ તથા
સુબા નિંબાલકર તથા સરસુબા ગોવિંદજીભાઈ હાથીભાઇ તથા
સુબા રામલાલભાઇ તથા નાયક સુબા ગોખલે વગેરે અનેક રાજ્ય
સત્તાધિકારીઓએ મુલાકાત લેઇને જ્ઞાનમંદિરની આબાદજાલાલી થવા
માટે સદીચ્છા દર્શાવી છે.

જ્ઞાનમંદિરમાં દશ પંદર હજાર ઉપયોગી પુસ્તકો ભેગાં થાય
અને તેનો સંગ્રહ વિજાપુર વગેરે આજુબાજુના ગામો વગેરેને ઉપ-
યોગી થઇ પડે અને જૈનેતરો પણ તેનો લાભ પામી શકે તે માટે
રૂપૈયા પચીશપચાશહજારનું ફંડ એકઠું થાય તો તેમાંથી પુસ્તકો
વગેરે ખરીદાય અને નોકરો રાખી અન્યોને વાંચનનો લાભ આપી
શકાય અને યોગ્ય વ્યવસ્થા માટે કમિટી નીમી કાયદાપૂર્વક સર્વ
લોકોને લાભ મળે એવી રીતે જ્ઞાનમંદિર ખુલ્લું મૂકી શકાય.
જૈનોનાં છપાતાં સર્વ પુસ્તકોની એકેક નકલ જ્ઞાનમંદિરમાં
રાખવામાં આવે છે તે ભવિષ્યની પ્રજાને ઘણી ઉપયોગી થઇ પડશે.
હાલમાં છપાતાં કેટલાંક પુસ્તકો દશબાર–પચીશ વર્ષ પછી મળી
શકતાં નથી તો પછીથી તો કયાંથી મળી શકે, માટે જ્ઞાનમંદિરમાં
સર્વ ઉપયોગી પુસ્તકોનો સંગ્રહ કરવાનો ઉદ્દેશ રાખેલો છે. જૈનો
ચતુર્વિધ જૈન સંઘ લાભ મેળવી શકે અને જૈનેતરોનાં પુસ્તકોનો
પણ વાંચન લાભ મેળવી શકે એજ મુખ્ય ઉદ્દેશ ભવિષ્યનો જૈનસંઘ
સંરક્ષી પ્રવર્તે એમ શાસનદેવોને પ્રાર્થીએ છીએ.

જ્ઞાનમંદિરના સ્થાને પૂર્વે શા જેઠાભાઇ અવચળનું મોટું ડહેલું હતું. જેઠાભાઇ અવચળ લાખો રૂપીયાના માલીક હતા. તે મોટા અફીણના વેપારી તથા શરાફ હતા. તેમના ડહેલામાં દરરોજ સેંકડો વેપારીઓની ઠઠ જામતી હતી. તેમને ત્યાં હાથી બંધાતા હતા એમ કહેવાય છે. તે દાતાર તથા દયાળુ જૈનધર્મી વીશાશ્રીમાલી શ્રાવક હતા. અઢાર લાખ રૂપીયાની આસામી અને ગાયકવાડી રાજ્યમાં માન્ય એવા શેઠ બહેચર સીરચંદ એક વખત તેમના ગુમાસ્તા હતા, જેઠાભાઇ અવચળે, હજારો ગરીબોને સહાય કરી હતી. હજારો ગરીબજનોની, પશુપંખીઓની રક્ષા કરી હતી. નિરાશ્રિતોને સહાય કરનારા હતા. તેમના કુટુંબમાં મગનલાલ બહેચર તથા લીલાચંદ વિગેરે છે. હાલ તેમના સ્થાનમાં જ્ઞાનમંદિર શોભી રહ્યું છે.

(૧૦) ચિંતામણિ પાર્શ્વનાથ–દેરાસરની પેઢી–વિ. સં. ૧૯૫૦ માં ચિંતામણિ પાર્શ્વનાથ દેરાસરની પેઢીની સ્થાપના થઈ. પેઢીના સ્થાપક મુખ્ય આગેવાન દોશી નથુભાઈ મંન્છાચંદ હતા. વિ. ૧૮૬૦–૭૦ લગભગથી ચિંતામણિ પાર્શ્વનાથ દેરાસરના વહીવટ કરનાર વિશાશ્રીમાલી શેઠ હાથીભાઇ રામચંદ હતા. તે અફીણના વેપારી લક્ષાધિપતિ હતા. સર્વત્ર તેમની આબરૂ પ્રતિષ્ઠા સારી હતી. તેમનું મરણ વિ ૧૮૯૫ લગભગમાં થયું. તેમની પાછળ તત્પુત્ર શેઠ ઉમેદ હાથીએ દેરાસરનો વહીવટ કર્યો. શેઠ ઉમેદ હાથી વિ. ૧૯૩૦ લગભગમાં મરણ પામ્યા. તેમની પાછળ તેમના પુત્ર મૂલચંદભાઇએ દેરાસરનો વહીવટ કરવા માંડયો. અફીણનો વ્યાપાર બંધ પડવાથી તે નિર્ધનદશામાં આવી પડયા અને તેમણે ચિંતામણિ પાર્શ્વનાથની પ્રતિમાની આંગી મુકુટ ગળાવવા માંડયો અને તે પકડાયો. તેથી તુર્ત દોશી નથુભાઈ મંછારામે સંઘ ભેગો કરી દેરાસરનો વહીવટ સંભાળ્યો. ત્રણ આના મૂલચંદના વહીવટમા બાકી રહેલા નીકળ્યા. નથુભાઈએ સંઘની સલાહ પૂર્વક દેરાસરની માલીવાડાના ચોટામાં કાપડ બજારમાં પેઢી સ્થાપી અને ત્રસ્ટીઓ–મેંબરો નીમ્યા બાત્રીશ વર્ષના વહીવટમાં તો દેરાસરની પેઢી સારી સ્થિતિમા આવી. ચિંતામણિ દેરાસરની પેઢીમાં પદ્મા-

વતી દેરાસરનો વહીવટ તથા શ્રી વાસુપૂજ્યના દેરાસરનો વહીવટ તથા શ્રી કુંથુનાથના દેરાસરનો વહીવટ ભેળવ્યો અને વિ. સં. ૧૯૭૮ માં શ્રી શાંતિનાથના દેરાસરનો વહીવટ ભેળવવામાં આવ્યો. શ્રી શાંતિનાથના દેરાસરનો વહીવટ શેઠ છગનલાલ બેચર અને શેઠ પુરૂષોત્તમ ઝવેર એ તરફથી કરવામાં આવતો હતો, તે વહીવટને પણ શેઠ છગનલાલના મરણ પછી પેઢીમાં સોંપવામાં આવ્યો. શેઠ નથુભાઇ મંછારામના મરણ પછી હાલ પેઢીનો વહીવટ કરનાર શેઠ બેચરદાસ પુરૂષોત્તમ, શેઠ વાડીલાલ હરિચંદ, શેઠ ભીખાભાઈ લલ્લુભાઇ, શેઠ દલસુખ મોતીચંદ, શેઠ કેવલભાઇ જેઠાભાઇ મુંડા, શેઠ વાડીલાલ વનમાલી, શેઠ કાલીદાસ ભગુભાઈ, વકીલ હીરાલાલ લલ્લુભાઇ વિગેરે છે. શેઠ નથુભાઇ મંછાચંદ શેઠ મગનલાલ કંકુચંદ શેઠ દલસુખભાઈ દયાલ તથા કાલીદાસ મંછારામના ઠેકાણે અન્ય ટ્રસ્ટીઓ નીમવાની જરૂર છે.

(૧૧) અણસુર ગચ્છનો ઉપાશ્રય—શેઠ બહેચરદાસ શીરચંદે વિ. સં. ૧૮૬૦–૭૦ લગભગમાં શ્રી અણસુરગચ્છનો ઉપાશ્રય પોતાની લક્ષ્મીના વ્યયથી કરાવ્યો (વિ. સં. ૧૬૭૨માં તપાગચ્છની ગાદીપર શ્રી વિજયદેવસૂરિ હતા. તેમની સાથે શ્રી વિજયસેનસૂરિનો વિચાર–મત થવાથી શ્રી વિજયસેનસૂરિએ ખંભાતમાં દેહોત્સર્ગ સમય પૂર્વે આઠ ઉપાધ્યાયોને બીજા આચાર્ય સ્થાપવા આજ્ઞા કરી. તેથી આઠ ઉપાધ્યાય વગેરે ચતુર્વિધ સંઘે શ્રી વિજયઆનંદસૂરિ નામના આચાર્ય સ્થાપ્યા. તેથી તપાગચ્છના સંઘમાં બે આચાર્યો થવાથી તપાગચ્છીય જૈનસંઘ, બે ભાગમાં વ્હેંચાઇ ગયો. શ્રીવિજયદેવસૂરિના પક્ષમાં જે સંઘ–ગચ્છ આવ્યો તે શ્રીવિજયદેવસૂરિ (દેવસૂર) ગચ્છના નામે પ્રસિદ્ધ થયો અને જે સંઘ, ગચ્છ, શ્રીઆનંદસૂરિના પક્ષમાં આવ્યો તે વિજયઆનંદસૂરિ (અણસુર) નામથી ગચ્છ પ્રસિદ્ધ થયો. અમદાવાદ, પાટણ, મેસાણા, સુરત, વડોદરા વગેરે ગામોમાં દેવસૂરિ ગચ્છ અને આનંદસૂરિ ગચ્છ નામના ઉપાશ્રયો બંધાયા. દેવસૂરિગચ્છના સાધુઓ દેવસૂરિ ગચ્છના ઉપાશ્રયમાં ઉતરવા લાગ્યા અને દેવસૂરિ ગચ્છના શ્રાવકો પોતાના ગચ્છના ઉપાશ્રયમાં ધર્મક્રિયા કરવા લાગ્યા. તથા પોતાના ગચ્છ-

ના નામથી પાખી કરી જમવા લાગ્યા. બંને પક્ષમાં પોત પોતાના પક્ષમાં શ્રાવકોને લેવાની ખેંચતાણ થઈ. દેવસૂરિગચ્છ અને આનંદસૂરિ ગચ્છના શ્રાવકો જૂદી પાખી કરી જમવા લાગ્યા. હાલ પર્યુષણમાં વિજાપુરમાં વડીપોશાલ, લહુડીપોશાલ, દેવસૂરિ અને આણંદસૂરિ ગચ્છના શ્રાવકો પર્યુષણમાં જૂદી જૂદી પાખીઓ કરી જમે છે, પણ તે ચારે ગચ્છની ખેંચતાણ હાલ નથી, પણ ગચ્છના નામે ખેંચતાણ કરી ગાડરિયા પ્રવાહે શ્રાવકો વર્તે છે.

અણસુર ગચ્છના ઉપાશ્રયમાં શ્રી ચંદ્રપ્રભુની નાની દેરી હતી. ચંદ્રપ્રભુની પ્રતિમાને સં. ૧૯૪૦ લગભગમાં શ્રી શાંતિનાથના દેરાસરમાં પધરાવી છે અણસુરગચ્છમાં હાલ કોઈ યતિ તથા શ્રીપૂજ્ય નથી. વિ. સં. ૧૯૨૫ લગભગથી શ્રીઆનંદસૂરિના ઉપાશ્રયમાં શ્રાવિકાઓ પ્રતિક્રમણ વગેરે ધર્મક્રિયાઓને કરે છે. વિ. સં. ૧૯૫૭ માં શેઠ વાડીલાલ હરિચંદે અણસુરગચ્છના ઉપાશ્રયને ફંડના પાંચ હજાર રૂપીયા ખર્ચીને સુધરાવ્યો, તેમાં હાલ સાધ્વીઓ ઉતરે છે. અણસુરગચ્છના શ્રાવક અને શ્રાવિકા નામના બે ઉપાશ્રય છે. તેની પાસે મા લીવાડો છે. બારે માસ સાધ્વીઓ ત્યાં ઉતરે છે. આનંદસૂરિ ગચ્છના ઉપાશ્રયમાં વિ. સં. ૧૯૧૦ સુધી શ્રી તીર્થવિજયનામના ચમત્કારી પંડિત યતિ રહેતા હતા. તેમના ચમત્કારની અનેક વાર્તાઓ ચાલે છે. તેમના ઉપાશ્રયનું કેટલુંક પુસ્તક પાછળથી વિદ્યાશાળામાં આવ્યું છે. ત્રણસેં ચારસેં મનુષ્યો માય એટલો મોટો ઉપાશ્રય છે. તેના આગળના ભાગમાં મેડી છે; તેમજ ઉપાશ્રયની આગળ ચોક અને લીંબડાનું વૃક્ષ છે. પાછળ વહોરાઓની વસતિ છે. અણસુરગચ્છના બન્ને ઉપાશ્રય, એક લાઇનમાં પાસે છે. તેમાં શ્રાવિકાઓ પૌષધ વગેરે કરણી બંને ઉપાશ્રયમાં કરે છે.

(૧૨) શ્રી દેવસૂરિગચ્છનો ઉપાશ્રય—શ્રી મહાવીર પ્રભુના દેરાસરની પાસે શ્રાવક અને શ્રાવિકાના બે ઉપાશ્રય લગોલગ આવેલા છે, દેવસૂરિ ગચ્છના બે ઉપાશ્રયનું બારણું આથમણી દિશાએ છે. ( શ્રી દેવસૂરિ ગચ્છના ઉપાશ્રયની ઉગમણી દિશાએ પૂર્વે અણસૂર ગચ્છનો ઉપાશ્રય હતો એમ દેવસૂર ગચ્છના ઉપાશ્રયના ખતથી જણાય છે ) દેરાસર વજેસિંહ ( વિજયસિંહ)

વીરચંદની પત્ની એક વખત લહુડી પોશાળના ઉપાશ્રયમાં પ્રતિક્રમણ કરવા ગયાં હતાં અને મોડાં આવ્યાં હતાં; છતાં આગળ બેસવા ગયાં. તેથી એક શ્રાવિકાએ પરસ્પર બોલતાં મહેણું માર્યું કે એવાં મોટાં છો તો પોતાનો ઉપાશ્રય કરાવો. તેથી દેશાઇ વજેસિંગે વિ. સં. ૧૭૨૦ માં દેવસૂરિગચ્છના પુરૂષ તથા સ્ત્રી વર્ગ એમ બેના બે ઉપાશ્રય કરાવ્યા અને વિજયદેવસૂરિનામનો વિજાપુરમાં ગચ્છ સ્થાપન કરવામાં આગેવાનીભર્યો ભાગ લીધો. તે પૂર્વે ત્યાંજ અણસૂરગચ્છનો ઉપાશ્રય બંધાઇ ગયો હતો. વિજયદેવસૂરિ ગચ્છના ઉપાશ્રયમાં વિજયદેવસૂરિ ગચ્છના આચાર્યો તથા યતિયો ઉતરવા લાગ્યા. શ્રી વિજયદેવસૂરિની પાટે શ્રી વિજયસેનસૂરિ થયા. તેમની પાટે શ્રી વિજયપ્રભસૂરિ થયા. પરંપરાએ તેમની પાટે શ્રી મુનિચંદ્રસૂરિ હતા તેઓ બે ત્રણ વર્ષ પૂર્વે સ્વર્ગગત થવાથી હાલ તેમનીપાટે કમળચંદ્રસૂરિ છે, પણ તેમના છતાં આચાર્યને પાટે લેવા હાલ તપાગચ્છના યતિયો પ્રવૃત્તિ કરે છે અને એક બાળકને લેવા નક્કી વિચાર કર્યો છે.

**દેશાઇ વજેસિંગની વંશાવલી નીચે મુજબ છે.—**

વિજાપુરનો જીર્ણોદ્ધારકારક રાજા વિજલદેવ પરમારની સાથે ઇડરથી દેશાઇ કોકાશા આવ્યા. વિજલદેવ પરમારના મંત્રી કોકાશા દેશાઇ હતા, તેમના વંશમાં દેશાઇ રાયમલ્લ થયા. રાયમલ્લ દેશાઇના પુત્ર ટોકર થયા, ટોકર દેશાઇના પુત્ર સોમજી થયા, સોમજીના પુત્ર દેશાઇ વીરચંદ થયા, દેશાઇ વીરચંદના પુત્ર વજેસિંગ ( વિજયસિંહ ) થયા, દેશાઇ વજેસિંગના પુત્ર દેશાઇ વાછડા થયા, દેશાઇ વાછડાના પુત્ર અમરચંદ થયા, દેશાઇ અમરચંદના પુત્ર દેશાઇ રંગજી થયા. દેશાઇ રંગજીના પુત્ર જોઇતારામ થયા, દેશાઇ જોઇતારામના પુત્ર દેશાઇ પિત્તાંબર થયા, દેશાઇ પિત્તાંબરના પુત્ર નથુભાઇ તથા કાલીદાસ થયા, નથુભાઇના પુત્ર ડાહ્યાભાઇ અને તત્પુત્ર અમૃતલાલ તથા ચંદ્રકાંત છે. દેશાઇ કાલીદાસના બાપાલાલ, પોપટ વગેરે પુત્ર છે. દેવસૂરિગચ્છ ઉપાશ્રય પૂર્વે દેશાઇ હાથી જોઇતારામ જાળવતા હતા. પછીથી દેશાઇ મગનલાલ પુરશોતમ જાળવતા હતા-વહીવટ કરતા હતા.

પછીથી દેશાઈ નથુભાઈ પિતાંબર વહીવટ કરવા લાગ્યાં. પશ્ચાત્ વિ. સં. ૧૯૭૦ માં તેમને અને દેવસૂરિ ગચ્છના શ્રાવકોને માલિકીપણા માટે તકરાર ચાલી અને સરકારમાં કેશ ચાલ્યો. છેવટે વિ. સં. ૧૯૭૭ માં અમારા ઉપદેશથી દેશાઇ અને ગચ્છના શ્રાવકો વચ્ચે સમાધાન થયું અને ગચ્છના શ્રાવકોને વહીવટ કરવા ઉપાશ્રય સોંપવામાં આવ્યો. વિજયદેવસૂરિ ગચ્છ તરફથી હાલ શેઠ લલ્લુભાઇ કાલીદાસ, શેઠ ખહેચરદાસ પુરૂષોત્તમ, શેઠ વાડીલાલ જોઈતારામ તથા શેઠ મણિલાલ ચુનીલાલ વગેરેની કમિટી તરફથી વહીવટ થાય છે. હાલ ઉપાશ્રયને સુધારવામાં આવ્યો છે. તેમાં આંબીલની ઓળી જમે છે, તથા દેવસૂરિગચ્છની પાખી તથા નવકારશી નાતો વગેરે જમણ થાય છે. દેશાઈના કુટુંબને બાદશાહ તરફથી નીચે પ્રમાણે સનંદ મળી હતી.




વિજાપુરના દેશાઈ પિતાંબરદાસ જોઇતાના ઘરડાઓને ઔરંગજેબ બાદશાહે આપેલી સનંદ જે ફારસી ભાષામાં લખા-

ચેલી છે તેનો તરજુમો નીચે પ્રમાણે ગુજરાતી ભાષામાં આપવામાં આવે છે.

" જ્યારે મોટી પાક અરજમાં પહોંચ્યું કે–મોટા ફરમાનથી શીર જૂકાવા જેવું તે મુજબ દેશાઈગીરીની ખીજમત મહાલ વિજાપુર કદીમ મળેલો એકસો બેગામ. તેમાંથી હાલ ગામ દશ મજકુર પરગણાથી રસુલ નગર ઉર્ફે વીસલનગરના પરગણામાં દાખલ, બાકી માહાલ મજકુરના તાબામાં ૯૨ ગામ, તમામ દામ, ૧૩૧, ૩૬, ૫૬૫, દામ પરગણા સુદ્ધાંત હજુર ખીલાફ્લ વ જહાંપનાનીનાં રૂબરૂથી વહાલચંદ તથા વીરચંદ જ્ઞાતે ઓશવાળ નામથી લખ્યા પ્રમાણે મુકરર થાય કે ખીજમત મજકુરની રસમો તથા લવાજમોથી સારી રીતે બજાવે કે હાકેમો તથા જાગીરદાર તથા દિવાની કામના મુત્સદ્દીઓ તથા બાદશાહી મામલા ચલાવનાર વગેરે આમ તથા ખાસથી મહાલ મજકુરના રહેનારા તથા પરગણા મજકુરના રહેવાશીઓ હાલના તથા આવનારાઓએ તેમને તે જગાના દેશાઈ બીજાના સઈઆરા વિના મજબુત મુકરર જાણી સખતિનો હાથ પાછો રાખવો તથા દેશાઈગીરીની દસ્તુર.................ના વખતમાં પાક હુકમ પ્રમાણે રાજા ટોડરમલે પ્રત સોએ માલવા જબ રૂ. ૨–૮–૦ અઢી રૈયત ઉપર મુકરર...........આજમ મીરજા અઝીજ કોકલ તોરાના સુબેદારીના દિવસોમાં અડધો દસ્તુર જપ્ત કર્યું ને અડધો બહાલ રાખ્યો તે મધ્યેથી બીજો અડધો દસ્તુર જપ્ત કર્યું રૂ. ૦–૧૦–૯ પેશ કશીને રીતે સરકારી ખજાનામાં દાખલ કરવું ને બાકીના દશ આના દેશાઇઓને માફ ને દસ્તુર ઉપજ મહાલથી ને પ્રગણા મજકુરથી તેમના ખર્ચમાં ફરજંદો તથા કુટુંબ સુદ્ધાંત વંશપરંપરા છોડવું ને અસલ તથા મુતલબ ફેરબદલીનો રસ્તો નહીં આપવો તથા તમામ રીતો તથા હરકતો બાદશાહી કુલ માગણું તથા દિવાની ઈજાઓ માફ તથા બંધ જાણવી તથા હરવરસ નવી સનંદ ન માગવી અગર બીજાને ત્યાં રાખ્યો હોય તો તેનો ઈતબાર ન કરવો. તા. ૧૧ રબીઉલ આખર વરસ ચોથો જલુસવાલાએ લખ્યું."

આ સનંદથી દેશાઈના પુર્વજોની ચડતીનો ખ્યાલ આવે છે.

વિ. સં. ૧૮૫૫ માં દેશાઈ રંગજી અમરચંદે સિદ્ધાચલ યાત્રાનો સંઘ કહાડ્યો હતો અને સિદ્ધાચલમાં આત્મ ભાવનામાં સ્થિર રહી તેમણે દેહનો ત્યાગ કર્યો હતો. દેશાઈ પુરૂષોત્તમ જોઈતાદાસે ધાર્મિક પ્રકરણોનો સારો અભ્યાસ કર્યો હતો. સ્વહસ્તે ધર્મગ્રન્થોને લખ્યા છે તે અમે દેખ્યા છે. વિજલદેવ પરમાર રાણાથી આરંભી ગુજરાતના તથા દિલ્હીના બાદશાહો અને મરાઠા રાજ્યમાં પણ વિજાપુર તાલુકાની દેશાઈગીરી તેમના વંશજો કરતા હતા. વિ. સં. ૧૮૫૫ માં રંગજી અમરચંદ ગુજરી ગયા પછી જોઈતારામ છ વર્ષના હતા, ત્યારથી સનંદ પ્રમાણેનું તેમનું વતન બંધ પડયું. પશ્ચાત્ હળવે હળવે વર્ષોવર્ષ હક્કો નાબુદ થતા ગયા. તેવી રીતે દેશાઈ અમુલેખ જમનાદાસને સંવત્ ૧૯૧૯ માં શ્રીમંત ખંડેરાવ મહારાજાએ છત્રી મસાલના માન માટે અને વતન માટે રકમ રૂ. ૨૩૬ આપવા દરસાલ હુકમ કર્યો હતો અને તે પ્રમાણે તેમના સંવત ૧૯૨૨ ની સાલમાં મરણ થયા પછી દેશાઈ દુર્લભરામ જમનાદાસ તથા મોહનલાલ જમનાદાસને સંવત્ ૧૯૨૪ સુધી તે વતન મળ્યું. પશ્ચાત્ વતન આશરે સંવત્ ૧૯૩૭ સુધી જપ્તીમાં રહ્યું અને તે પછી કુટુંબના માણસોએ દરકાર નહીં કરવાથી બંધ થયું. દેશાઈ અમુલખદાસ સરકારના કામકાજમાં ઉપયોગી હતા. ઉપરાંત દેશાઈ વસ્તાદાસ પરમજીના વખતનું ઉતરી આવેલું વતન હાલના તેમના વંશજો દેશાઈ છગનલાલ મોહનલાલ તથા દેશાઈ ચકુભાઈ દુર્લભદાસ વિગેરેને મળે છે.

( ૧૩ ) શેઠ છગનલાલ બહેચરનું દહેરું–હાલમાં અમદાવાદવાળા લસણિયા અટકવાળા શેઠ વાડીલાલ વખતચંદની જૈનધર્મશાળા—શ્રી દેવસૂરિગચ્છની ઉપાશ્રય ઉપરિયાએ દહેરું હતું તેને અમદાવાદવાળા શેઠ વાડીલાલ વખતચંદે વેચાતું લીધું છે અને જૈન ધર્મીભાઈઓને ઉતારો કરવા વગેરે ધર્મકાર્યમાં ખપમાં આવે તે માટે રાખ્યું છે. એ બાજુનો ભાગ શ્રી નેરલું મોટું છે. પહેલાં તેમાં શેઠ છગનલાલ બહેચર તથા શેઠ મોહનલાલ વખતચંદ બેસતા હતા. શેઠ છગનલાલના મરણ પછી હાલમાં તે વેચી દેવામાં આવ્યું છે. શ્રી મહાવીર પ્રભુના દેરાસરની ઉત્તરમાં ઉપાશ્રય

ગચ્છની ઉત્પત્તિ થઈ. વિ. સં. ૧૨૫૦ માં આગમિયા ગચ્છની ઉત્પત્તિ થઈ.—શ્રી વીરથકી—૧૬૯૨ મા વર્ષે બાહડે શત્રુંજયનો, ઉદ્ધાર કર્યો. બેંતાલીસમી પાટે શ્રી વિજયસિંહસૂરિ થયા. જેમના પ્રથમ શિષ્ય સોમપ્રભસૂરિ કે જે એક શ્લોકના શત અર્થ કરવામાં પ્રસિદ્ધ થયા હતા. બીજા મણિરત્નસૂરિ હતા. શ્રી વિજયસિંહસૂરિની પાટે તેંતાલીસમા પટ્ટધરઃ સોમપ્રભસૂરિ અને મણિરત્નસૂરિ થયા. ચૌમાલીસમીપાટે શ્રી જગચ્ચંદ્રસૂરિ થયા. જેમણે શિથિલ મુનિયોનો સમુદાય દેખીને જેણે ચૈત્રગચ્છીય દેવભદ્રસૂરિ ઉપાધ્યાયની સહાય ગ્રહીને શ્રી ગુજરાત વિજાપુરમાં ક્રિયોદ્ધાર કર્યો અને ચિત્તોડના રાણાએ જેને હીરલાજગચ્ચંદ્રસૂરિ એવું બિરૂદ આપ્યું. તેમણે ઉદેપુરની પાસે આવેલા આઘાટપુરમાં બત્રીશ દિગંબરી આચાર્યોને વાદમાં જીત્યા, તેમણે જાવજ્જીવ આંબિલ તપ કર્યો, અને બારમા વર્ષે તપા એવું ચિત્તોડના રાણાએ બિરૂદ આપ્યું—( વિ. સં. ૧૨૮૫ માં ) તેથી ત્યાંથી તપાગચ્છ પ્રસિદ્ધ થયો. ૧ નિર્ગ્રન્થ, ૨ કોટિ, ૩ ચંદ્ર ૪ વનવાસી, ૫ વડગચ્છ અથવા બૃહદ્ગચ્છ અને ૬ તપા એ છ નામ પ્રસિદ્ધ થયાં. તે ક્રમ વડે ૧ શ્રીસુધર્માસ્વામી, ૨ સુસ્થિત, ૩ ચંદ્ર ૪ શ્રી સામંતભદ્ર ૫ શ્રી સર્વદેવ ૬ શ્રી જગચ્ચંદ્ર એ છથી છ બિરૂદો પ્રસિદ્ધ થયાં. શ્રી જગચ્ચંદ્રસૂરિ પછી પિસ્તાલીશમી પાટે શ્રી દેવેન્દ્રસૂરિ થયા. માલવાદેશમાં ઉજ્જયિની નગરીમાં શ્રી જિનચંદ્ર શેઠના પુત્ર વીરધવલ હતા. વીરધવલનો લગ્ન મહોત્સવ હતો. તેમને આચાર્યે ઉપદેશ દીધો અને વિ. સં. ૧૩૦૨ માં દીક્ષા આપી. તેમના ભાઇને પણ પ્રતિબોધી દીક્ષા આપી. શ્રી દેવેન્દ્રસૂરિ ગુજરાતમાં આવ્યા. પ્રથમ ખંભાતમાં શ્રી વિજયચંદ્રસૂરિ રહેતા હતા, તે પૂર્વે શ્રી વસ્તુપાલ મંત્રીના ખાનગી કારભારી હતા. તેમણે દીક્ષા અંગીકાર કરી અને તે બહુ શ્રુતપંડિત થયા. શ્રી જગચ્ચંદ્રસૂરિએ દેવભદ્ર ઉપાધ્યાયના અનુરોધથી દેવેન્દ્રસૂરિના સહાયક થશે એમ જાણી સૂરિ પદવી આપી. બહુ કાલ પર્યંત શ્રી દેવેન્દ્રસૂરિ પર વિનયી રહ્યા. માલવ દેશથી શ્રી દેવેન્દ્રસૂરિ ખંભાતમાં આવ્યા પણ તેમને વાંદવા પણ

ન આવ્યા. શ્રી વિજયચંદ્રસૂરિએ અગિયાર આચાર બાબતમાં મતભેદ જાહેર કર્યો. તે વિસ્તાર ભયથી અત્રે લખવામાં આવ્યો નથી. બાર વર્ષ સુધી તે ખંભાતમાં રહ્યા. તેથી દેવેન્દ્રસૂરિ જૂદા ઉતર્યા.

## पट्टावल्यां–

श्री देवेन्द्रसूरयस्तु पूर्वमनेकसंविग्नसाधुपरिकरिता उपाश्रय एवस्थितवंतः लोकैस्तु वृद्धशालायां स्थितत्वात् श्री विजयचंद्रसमुदायस्य वृद्धशालिक वृद्धपौपधशालिक इत्युक्तं तद्वशात् श्री देवेन्द्रसूरिनिश्रित समुदायस्य लघुपौपधशालिक इतिख्यातिः

શ્રી દેવેન્દ્રસૂરિ ઉપાશ્રયમાં રહ્યા હતા. શ્રી વિજયચંદ્રસૂરિ વૃદ્ધ પૌષધશાળામાં રહેતા હતા, તેથા તેમના સમુદાયનું લોકોએ વૃદ્ધ પૌષધશાલિક–( વડી પોશાળ ) અને શ્રી દેવેન્દ્રસૂરિના સમુદાયને लघुपौपधशालिक ( લહુડી પોશાળ ) ના નામથી પ્રસિદ્ધ કર્યા. શ્રી દેવેન્દ્રસૂરિએ વીરધવળનું विद्यानन्द नाम પાડ્યું હતું. તેમને આચાર્ય પદ શ્રી પાલણપુરમાં પાલણપુરના સંઘના આગ્રહ ભક્તિથી આપીને श्रीविद्यानन्दसूरि નામ પાડ્યું. विद्यानन्दसूरि ના ભાઈ સિંહને धर्मकीर्ति નામથી उपाध्यायपद આપ્યું. શ્રી માલવામાં સં. ૧૩૨૭ માં શ્રી દેવેન્દ્રસૂરિ સ્વર્ગમાં ગયા. દેવયોગે શ્રી વિજાપુરમાં શ્રી વિદ્યાનંદસૂરિ પણ તેર દિવસના અંતરે સ્વર્ગમાં ગયા. તેથી સગોત્રીસૂરિએ વિદ્યાનન્દસૂરિના ભાઈ धर्मकीर्ति ઉપાધ્યાયને આચાર્યપદ આપી धर्मघोपसूरि નામ આપ્યું. શ્રીદેવેન્દ્રસૂરિની પાટે છેંતાલીશમી પાટપર श्रीधर्मघोपसूरि થયા. શ્રી विद्यानन्दसूरिએ વિજાપુરમાં પદ્માવતી જિનમંદિરના ભોંયરામાં सरस्वतीदेवीनी मूर्त्ति ની સ્થાપના કરી. તથા તેમણે વિજાપુરમાં विद्यानन्द નામના સંસ્કૃત વ્યાકરણની રચના કરી. શ્રી હેમચંદ્રે પંચાંગી પૂર્વક શ્રી સિદ્ધરાજ રાજાના સમયમાં સિદ્ધહેમ વ્યાકરણની રચના કરી હતી. તે પૂર્વે અગિયારમાં સૈકામાં શ્રી બુદ્ધિસાગરસૂરિએ बुद्धिसागरसंस्कृतव्याकरण ની રચના કરી હતી, તે ત્રણે વ્યાકરણ હાલ વિદ્યમાન છે.

શ્રી વિદ્યાનંદસૂરિએ વિદ્યાનન્દ વ્યાકરણ રચ્યું, તે માટે તત્સંબધી પૂર્વાચાર્યે પટ્ટાવલિમાં નીચે પ્રમાણે સ્તુતિ કરી છે.

विद्यानन्दाभिधं येन, कृतं व्याकरणं नवम्,
भाति सर्वोत्तमं स्वल्प,-सूत्रं बह्वर्थसंग्रहम् ॥

હવે મૂળ વિષય ઉપર આવીને જણાવવાનું કે શ્રી વિજયચંદ્રસૂરિના પરિવારની વડીપોશાળના નામથી પ્રસિદ્ધિ થઈ અને તેમના સમુદાયના ઉપાશ્રયો, જ્યાં ત્યાં બંધાયા, તે વડીપોશાળના નામથી પ્રસિદ્ધ થયા અને શ્રી દેવેન્દ્રસૂરિના મુનિયો જે ઉપાશ્રયમાં ઉતરતા હતા, તે નગરપુરગામોમાં લહુડી પોશાળના નામે પ્રસિદ્ધ થયા. વિજાપુરમાં વડીપોશાળ અને લહુડી પોશાળ એમ બે ઉપાશ્રય છે. શ્રી ધર્મઘોષસૂરિએ માળવા ગુજરાત વગેરે અનેક દેશોમાં વિહાર કર્યો. તે વિહાર કરતા કરતા વિજાપુરમાં આવ્યા. વિજાપુરમાં એક દુષ્ટ શાકિની રહેતી હતી. તે લોકોને ઉપદ્રવ કરતી હતી. શ્રી ધર્મઘોષસૂરિએ તે દુષ્ટ શાકિનીને દૂર કરી લોકો પર થતો ઉપદ્રવ ટાળ્યો.

**ધર્મઘોષસૂરિ અને પેથડશાહ**—દેદાશાહ નામના એક વણિક શેઠ ગામ નાંદુરીમાં વસતા હતા. ત્યાંથી તે દેવગિરિ ગયા. તે વિજાપુર ગામમાં પરણ્યા હતા, અને પોતાની પત્ની વિમલશ્રી સાથે વિજાપુરમાં વસ્યા હતા. તેમને એક પુત્ર થયો તેનું પેથડકુમાર નામ પાડ્યું. તેમના પિતાના મરણ પછી પેથડકુમારની નિર્ધનાવસ્થા થઈ. અત્યંત ગરીબી દશામાં આવી પડ્યા. દેદાશાહે પેથડકુમારનાં વિજાપુરમાં કોઈ શેઠની પદ્મિની પુત્રી સાથે લગ્ન કરાવ્યાં હતાં. વિજાપુરમાં પધારેલા શ્રી ધર્મઘોષસૂરિનું વ્યાખ્યાન સાંભળવા પેથડકુમાર ( પૃથ્વીધર ) ગયા હતા. ગુરૂનું વ્યાખ્યાન સાંભળીને તેમણે પાંચમું પરિગ્રહ વ્રત લીધું અને તેમાં પાંચલાખનું પરિમાણ કર્યું, તેમની દરિદ્રાવસ્થા દેખી બીજા શેઠીઆઓએ મશ્કરી કરી, પણ તેઓને ધર્મઘોષસૂરિએ વાર્યા અને કહ્યું કે પેથડકુમાર મોટો લક્ષાધિપતિ થશે એમ હસ્તના રેખાઓ જોઇને કહ્યું. પેથડકુમાર વિજાપુરથી ભાગ્યની પરીક્ષા જોવા માળવામાં મંડપાચલમાં ( માંડવગઢમાં ) ગયા. ત્યા સારા શુકન થયા. અનુક્રમે વ્યાપાર કરતાં લક્ષાધિપતિ થયા અને છેવટે ત્યાંના રાજા જયસિંહદેવના

પ્રધાન થયા. પેથડકુમાર યાને પૃથ્વીધરમંત્રી કુબેરભંડારી જેવા ધનપતિ થયા. તેમણે ચોરાશી મોટાં જિનદેરાસરો કરાવ્યાં અને સાત મોટા જ્ઞાન ભંડાર કરાવ્યા. શ્રી શત્રુંજય પર્વતપર એકવીશ ધડી પ્રમાણુ સુવર્ણનો વ્યય કરીને શ્રી ઋષભદેવનું સુવર્ણમય દેરાસર કરાવ્યું. તથા છપ્પન સુવર્ણ ધડીનો વ્યય કરીને ઈન્દ્રમાળા પહેરી, તેમના પુત્ર ઝાંઝણ થયા. તેમણે શત્રુંજય અને ગિરનાર એ બે પર્વતના શિખરપર સુવર્ણ રૂપ્યમય ધ્વજા આરોપી, પેથડ-કુમારે એક લાખ ટંક ખર્ચીને શ્રી ધર્મઘોષસૂરિનો મંડપાચલમાં ( માંડવગઢમાં ) પ્રવેશ કરાવ્યો. શ્રી વિજાપુરમાં શ્રી ધર્મઘોષસૂરિનું વ્યાખ્યાન અટકાવવા માટે પક્ષાંતરીય સ્ત્રીઓએ સૂરિના ગળામાં મંત્ર પ્રયોગ કરી કંઠ દેશમાં કેશગુચ્છ મૂકયો, તે વાત તેમણે જાણી અને વ્યાખ્યાનસભામાં મંત્ર પ્રયોગથી તે સ્ત્રીઓને સ્તંભિત કરી દીધી, પણ સ્ત્રીઓએ માફી માગી અને અન્યાચાર્યોને ઉપદ્રવ નહીં કરીએ એવી તેઓને પ્રતિજ્ઞા કરાવી છોડી મૂકી. તેમની પાટે ૪૭ સોમપ્રભસૂરિ. ૪૮ સોમતિલકસૂરિ. ૪૯ દેવસુંદરસૂરિ. ૫૦ સોમ-સુંદરસૂરિ. ૫૧ મુનિસુંદરસૂરિ. ૫૨ રત્નશેખરસૂરિ. ૫૩ શ્રી લક્ષ્મી-સાગરસૂરિ. ૫૪ સુમતિસાધુસૂરિ. ૫૫ શ્રી હેમવિમલસૂરિ. ૫૬ આનંદવિમલસૂરિ. ૫૭ વિજયદાનસૂરિ. ૫૮ શ્રી હીરવિજયસૂરિ. ૫૯ શ્રી વિજયસેનસૂરિ. ૬૦ વિજયદેવસૂરિ. ૬૧ વિજયસિંહસૂરિ. ૬૨ વિજયપ્રભસૂરિ. વિ. સં. ૧૭૪૯ માં ૬૩ મી પાટે વિજયરત્ન-સૂરિ. ૬૪ વિજયક્ષમાસૂરિ. ૬૫ વિજયદયાસૂરિ. ૬૬ વિજયધર્મસૂરિ. ૬૭ વિજયજિનેન્દ્રસૂરિ. ૬૮ વિજયદેવેન્દ્રસૂરિ. ૬૯ વિજયધરણેન્દ્રસૂરિ ૭૦.......... ૭૧ મુનિચંદ્રસૂરિ. પાટે આચાર્ય તરીકે બેઠા. શ્રી વિજ-યપ્રભસૂરિ પછી ક્રિયા શિથિલતા વધી તેથી ક્રિયોદ્ધારક શ્રી સત્યવિ-જય પન્યાસથી સંવેગીઓ ઉપર સંઘની શ્રદ્ધાભક્તિ વધવા લાગી. ત્યા-રથી વડી પોશાળ અને લહુડી પોશાળ એવા બે પક્ષ થયા. ત્યારપછીથી શ્રી આનંદવિમલસૂરિએ ક્રિયોદ્ધાર કર્યો. પશ્ચાત્ શ્રી વિજયદેવસૂરિ અને શ્રી વિજયાનંદસૂરિના સમયમાં વિ. ૧૬૭૨ માં દેવસૂરિ ગચ્છ અને આનંદસૂરિ ગચ્છ એવા બે પક્ષ પડ્યા, અને એના નામના ગચ્છના ઉપાશ્રય જૂદા થયા. અઢારમા સૈકાના પ્રારંભમાં શ્રી સત્યવિજયજી પંન્યાસે ક્રિયોદ્ધાર કર્યો; તે ક્રિયોદ્ધાર થયાં હાલ લગભગ અઢીસેં વર્ષ થયાં છે. લહુડી પોશાળમાં અનેક પંડિત યતિયો થયા હતા.

વિ. સં. ૧૯૨૫ સુધીમાં પંડિત શ્રી રત્નવિજયજી નામના પ્રખ્યાત યતિ થયા તેઓ તેમાં રહેતા હતા. તે લેખક હતા અને વ્રજભાષાના પણ કવિ હતા. બ્રહ્મભટ્ટ કવિ જેઠારામ અને ગિરધર બન્ને વ્રજભાષાના ઉત્તમ કવિવિજાપુરમાં થયા હતા, ત બન્નેએ શ્રી રત્નવિજયજી પાસે અભ્યાસ કર્યો હતો. તેમની પાછળ શ્રી અમૃતવિજય પંડિત યતિ થયા. તે સંસ્કૃત ભાષામાં, પ્રાકૃત ભાષામાં, વ્રજભાષામાં અને ગુજરાતી ભાષામાં કવિતાઓ-ગ્રન્થો-સ્તુતિયો લખતા હતા. શ્રી અમૃતવિજયજી સારા શીઘ્ર કવિ હતા. તેમની પાસેથી અનેક બ્રહ્મભટ્ટ વિદ્યાર્થીઓએ કવિતા-કાવ્ય શિક્ષણનો લાભ લીધો હતો. તેમણે એક જાંબુના રાજાની પ્રાકૃત વગેરે ભાષામાં સારી સ્તુતિ બનાવી હતી. જૈનધર્મની પૂર્ણ શ્રદ્ધાવાળા હતા. વૈદ્યતરીકે અમૃતવિજયજી પ્રસિદ્ધ હતા. આંખના ફુલાની દવા કરવામાં તે ઘણા કુશળ હતા. તેમણે આંખના ફુલાની એક ગોળી બનાવી હતી. તેઓ વૃદ્ધાવસ્થા પૂર્વે દર રવિવારે આગલોડમાં શ્રી માણિભદ્રવીરનાં દર્શન કરવા જતા હતા. તેમણે વૃદ્ધાવસ્થામાં મસેશ્વર મહાદેવના માર્ગે એક ખેતર વેચાતું લઈ માણિભદ્રવીરની દેરી બનાવરાવી, તેમાં તેમણે માણિભદ્રવીરની સ્થાપના કરી છે. જૈનોના શાસન રક્ષક વીર તરીકે માણિભદ્રવીર, જૈનોના તપાગચ્છીય ઉપાશ્રયોમાં ગામોગામમાં તથા શહેરોમાં સર્વત્ર પૂજાય છે. તેમણે માણિભદ્રવીરની પૂજાદિ માટે એક પૂજારી બ્રાહ્મણને રાખ્યો છે. તે જૈન મહાજન તરફથી રહે છે. તે દેરી જૈન મહાજનના તાબે છે. યતિ અમૃતવિજયજીએ લહુડીપોશાળ ઉપાશ્રય નજીક તપોધન બ્રાહ્મણના માઢ પાસે એક સરસ્વતી માતાની દેરી બંધાવી છે. તેમાં સરસ્વતીની મૂર્તિ કરાવી તેની પ્રતિષ્ઠા કરી છે. વૃદ્ધાવસ્થા થવાથી અમૃતવિજયજી વહોરવા જતા નહોતા, તેથી તે એક દિવાળી નામની તપોધની બ્રાહ્મણી પાસે રસોઇ કરાવી જમતા હતા. પર્યુષણના આઠ દિવસમાં તે લહુડીપોશાળના શ્રાવકોની આગળ જ્યારે વિજાપુરમાં સાધુઓ ચોમાસું કરતા નહોતા ત્યારે વ્યાખ્યાન વાંચતા હતા. તેમની કવિતાઓ-કૃતિયો વગેરેને ભેગી કરી છપાવવાની જરૂર છે. વિ. સં. ૧૯૫૯ માં તેમણે શરીરનો ત્યાગ કર્યો. જૈનસંઘે તેમના શરીરનો અંતિમ સંસ્કાર કર્યો. તેમના મરણ

પછી દીવાળી બ્રાહ્મણી ઉપાશ્રયનો ઉપભોગ કરવા લાગી અને લાકડાં, વળીયો, પત્થર, કુંભીઓ, વગેરેને કાઢી વેચી ખાઇ ગઇ. વિ. સં. ૧૯૭૮ માં તે મરણ પામી. ઉપાશ્રયનો વહીવટ, શેઠ ડાહ્યાભાઈ દલસુખ, શેઠ મોહનલાલ જેઠાભાઇ, શેઠ પોપટલાલ દલસુખ વગેરે કરે છે. ઉપરના વહીવટદારોની મરજીથી હાલમાં શાહ વાડીલાલ હરિચંદ પાડેચિયા ઉપાશ્રયની કુંચી જાળવે છે. આ ઉપાશ્રયમાં ત્રણસે ચારસે વર્ષ સુધી અનેક આચાર્ય મુનિયો વિગેરે રહ્યા છે. તેથી તેનો જીર્ણોદ્ધાર કરી ઉપાશ્રય કાયમ રાખી શુભ કાર્યમાં વાપરવો એમ મારી સલાહ છે. ગચ્છવાળાની સલાહ પૂર્વક સકલ સંઘે આ ઉપાશ્રયને સુધારવો જોઇએ.

(૧૬) **વડી પોશાળનો ઉપાશ્રય**-શ્રી પદ્માવતીના દેરાસરની લગોલગ ભાદાણી ભાટવાડાના છેડે તળાવ તરફ જતાં **વડી પોશાળનો** ઉપાશ્રય છે. તેમાં પૂર્વે વડગચ્છના આચાર્યો મુનિયો ઉતરતા હતા તથા વડી પોશાળના નામથી પ્રસિદ્ધ થએલ શ્રી વિજયચંદ્રસૂરિનો પરિવાર ઉતરતો હતો. પ્રાચીન વિજાપુરનો ભગ્નાવશેષ આ ઉપાશ્રય તથા પદ્માવતીનું દેરાસર હોય એમ કેટલાંક અનુમાનથી જણાય છે. સંઘપુર ગામમાં દેરાસરમાં બે પાટિયામાં-શિલાલેખ-છે તેના આધારે ખરતરગચ્છનો ઉપાશ્રય પણ જૂના વિજાપુરમાં હતો, પાછળથી સોની વાડામાં ખરતરગચ્છનો નાનો ઉપાશ્રય હતો, પણ તે હવે નથી અને ખરતરગચ્છના શ્રાવકો પણ અહીં નથી. પૂર્વે:દેરાસર અને ઉપાશ્રય બન્ને સાથે બંધાવવામાં આવતા હતા. વિજાપુરમાં વહેરાવાસણમાં રહેનારા જેટલા દશા પોરવાડ દેશાઇઓ છે તે પહેલાં શ્રાવકો હતા. હાલ તેમાં કેટલાક વૈષ્ણવ ધર્મ પાળવા લાગ્યા છે. તે દેશાઇઓ મૂળ વડીપોશાળગચ્છના શ્રાવકો હતા અને હાલ તેઓ વડી પોશાળ ગચ્છની પાખીમાં જમે છે. વડગચ્છના શ્રીપૂજ્ય ચંદ્રસિંહસૂરિ અને બુદ્ધિસિંહસૂરિના ગચ્છના તે શ્રાવકો છે. વડી પોશાળમાં પહેલાં એક નયસુંદર કવિ નામના એક પ્રખ્યાત યતિ થયા હતા. તેમણે નળ દમયંતીનો રાસ રચ્યો છે. તે રાસ, સર્વ રાસાઓમાં પદલાલિત્ય વગેરેમાં શ્રેષ્ઠ ગણાય છે. શ્રી નયસુંદરજી પછી શ્રી રૂપસુંદરજી તથા શ્રી બુદ્ધિસુંદરજી વગેરે થયા. શ્રી રૂપસુંદરજી ચમત્કારી મહાપ્રસિદ્ધ મહાત્મા

મ છે. સાધુઓ વગેરેને શુદ્ધ હવામાટે, શારીરિક આરોગ્ય
ાટે તેમાં રહેવું ઉપયોગી થઇ પડયું છે. ત્યાં ભવિષ્યમાં જૈન બોર્ડી-
થશે તો જૈન વિદ્યાર્થીયોને તે સ્થાન આરોગ્યકારક થઇ પડશે.
ાં જે સાધુના શરીરનો અગ્નિસંસ્કાર થાય તેમની ત્યાં દેરી
ધાવવી હોય તો અનુકુલ જગ્યા હોવાથી તેનો ઉપયોગ થશે.
વિવારે તથા સાંજરે દેરીનાં દર્શન કરવા જૈનો જાય છે. ઉનાળામાં
ાંજની વખતે તથા રાત્રીએ ત્યાં રહેનારાઓને તે ઉપયોગી થઇ
ડયું છે. ત્યાં દેરીનાં દર્શન કરવા જૈનો જાય છે. ઈત્યાદિ કારણો-
ી પટ્ટનું સ્થાન ઘણું ઉપયોગમાં આવશે. શા. મણિલાલ ચુનીલાલે
પટ્ટની જગ્યા કરાવવામાં ઘણી દેખરેખ રાખી સારી પ્રવૃત્તિ કરી છે.
તેમના પુત્ર લાલભાઈ વગેરે છે તેમને પણ સાધુ સંગસેવાની રૂચિ
છે. પટ્ટના ગૃહસ્થાનની નીચે પ્રમાણે પ્રશસ્તિ છે. तद्यथा.

## शेठ मगनलाल कंकुचंदनी वाडीमां पट्टगृह प्रशस्तिः।

स्याद्वादी परमेश्वरस्त्रिजगतां कल्याणकर्ता जिनः ।
सम्यग्ज्ञानचरित्रदर्शन,–महद्रत्नत्रयीभूषितः ॥
हिंसा येन निराकृताऽथ करुणासंस्थापिता भारते ।
देवोऽसौ चरमः सदा विजयते श्री वीरतीर्थङ्करः ॥ १ ॥
श्रीमद्भारतवर्षवर्तिनि,–दयादेशे शुभे गुर्जरे ।
श्रीमद्गायकवाडभूपति सया–जीरावसंरक्षितम् ॥
जैनानां शतपञ्चकं ग्रेहिगृहे रुद्योतितं सर्वतः ।
व्याप्तं श्रीजिनमन्दिरैश्च नवभिर्विद्यापुरं वर्तते ॥ २ ॥
नैमूल्ये च ततोऽस्ति जैनवणिजः श्रीमालसंज्ञावतः ।
कंकुचन्द्रतनूजनुर्मगनला,–लस्यास्ति सद्वाटिका ॥
तत्र [illegible]मन्मगनला,–लस्य स्मृतिप्राप्तये ।
[illegible]कार्तिकभवद्रार्कीययात्राकृते ॥ ३ ॥
[illegible] स्वपत्न्याऽनया ।
[illegible] रूप्यकैस्सुन्दरम् ॥

શેઠાણીની મરજી પ્રમાણે શા, લલ્લુભાઇ કરમચંદે તથા શેઠ ઉમે-
દભાઇએ તેર હજાર રૂપીયા ખર્ચીને બે ઓરડીઓ સહિત પટ્ટનો
હૉલ ત્રણસે મનુષ્યો બેસી શકે એવો કરાવ્યો. વિ. સં. ૧૯૭૯ થી
ત્યાં બન્ને પટ્ટ બંધાય છે. શેઠાણી તરફથી કાર્તિકી પુનમના દિવસે
પટ્ટનાં દર્શન કરનારાઓને ખાંડ સાકરનું પાણી પાવામાં આવે
છે. વિ. સં. ૧૯૭૯ ના ચોમાસામાં દોઢ હજાર રૂપીયા ખર્ચીને
પટ્ટની પાસે મંગુ શેઠાણીએ બે ઓરડીઓ સહિત જૈન ધર્મશાળા
બંધાવી છે, તથા કુવાની પાસે પોતાના ખેતરની જગ્યામાં કણબીઓ
વગેરેના કહેવાથી પશુઓ વગેરેને પાણી પીવા માટે શેઠાણી મંગુ-
બેને એક હવાડો બંધાવ્યો છે. શેઠ મગનલાલ કંકુચંદની પાછળ
તેમની પત્ની શ્રાવિકા મંગુએને એવી રીતે ધર્મમાર્ગમાં લક્ષ્મીને વા-
પરી છે તેથી તેમને ધન્યવાદ ઘટે છે. ભવિષ્યમાં પટ્ટના બે ઓરડામાં
સાધુઓ તથા સાધ્વીઓ ઉતરશે. યાત્રાળુ પરગામના જૈનો વગેરે
જૈન ધર્મશાળાનો સદુપયોગ કરશે. કોઇ સાધુ અગર સાધ્વી ત્યાં
મરણ પામશે તો ત્યાં તેમના શરીરનો અગ્નિ સંસ્કાર કરવામાં
આવશે. પ્રવચનસારોદ્ધાર વગેરે ધર્મશાસ્ત્રોમાં કહ્યું છે કે—

"મરણ પામેલા સાધુઓના અને સાધ્વીઓનાં શરીરનો
અગ્નિસંસ્કાર જો ગામ-પુરના નૈરૂત્યકુણામાં કરવામાં આવે છે
તો ગામ-પુરની ચઢતી થાય છે અને સંઘની ચડતી થાય છે." તેથી
હવે વિદ્યાપુરની નૈરૂત્યકુણે શેઠ મગનલાલની વાડી છે, તેથી ત્યાં
સાધુઓ વગેરેના શરીરનો અગ્નિસંસ્કાર કરવો તે શાસ્ત્રસમ્મત
હોવાથી સંઘ તે પ્રમાણે કરશે. જલયાત્રાના વરઘોડા વગેરે માટે
પટ્ટનું ખેતર ઘણું ઉપયોગી થશે, તથા ગામમાં પ્લેગ ચાલતો
હોય ત્યારે પટ્ટની જગ્યાનો હોલ છે, તે સાધુઓ આદિ માટે ઉપ-
યોગી થઇ પડશે. સાધુ સાધ્વીને દીક્ષા આપવામાં તે સ્થાન ઉપ-
યોગી થઇ પડશે. કારણ કે ત્યાં બે આશોપાલવનાં ઝાડ વાવ્યાં છે.
પરગામથી વિહાર કરીને સાધુઓને ગામમાં આવતાં પૂર્વે વાડીમાં
બે ત્રણ દિવસ રહેવા માટે તથા શ્રાવકોને ઉતરવા માટે તથા ત્યાં
આદિશ્વર ભગવાનની દેરી થવાથી પૂજા વગેરે ભણાવવા માટે તથા
આનંદ જમણ કરવા માટે તે જગ્યા અત્યંત ઉપયોગી થઇ પડે

તેમ છે. સાધુઓ વગેરેને શુદ્ધ હવામાટે, શારીરિક આરોગ્ય માટે તેમાં રહેવું ઉપયોગી થઇ પડયું છે. ત્યાં ભવિષ્યમાં જૈન બોર્ડીંગ થશે તો જૈન વિદ્યાર્થીયોને તે સ્થાન આરોગ્યકારક થઇ પડશે. ત્યાં જે સાધુના શરીરનો અગ્નિસંસ્કાર થાય તેમની ત્યાં દેરી બંધાવવી હોય તો અનુકુલ જગ્યા હોવાથી તેનો ઉપયોગ થશે. રવિવારે તથા સાંજરે દેરીનાં દર્શન કરવા જૈનો જાય છે. ઉનાળામાં સાંજની વખતે તથા રાત્રીએ ત્યાં રહેનારાઓને તે ઉપયોગી થઇ પડયું છે. ત્યાં દેરીનાં દર્શન કરવા જૈનો જાય છે. ઇત્યાદિ કારણોથી પટ્ટનું સ્થાન ઘણું ઉપયોગમાં આવશે. શા. મણિલાલ ચુનીલાલે પટ્ટની જગ્યા કરાવવામાં ઘણી દેખરેખ રાખી સારી પ્રવૃત્તિ કરી છે. તેમના પુત્ર લાલભાઈ વગેરે છે તેમને પણ સાધુ સંગસેવાની રૂચિ છે. પટ્ટના ગૃહસ્થાનની નીચે પ્રમાણે પ્રશસ્તિ છે. तद्यथा.

## शेठ मगनलाल कंकुचंदनी वाडीमां पट्टगृह प्रशस्तिः।

स्याद्वादी परमेश्वरस्त्रिजगतां कल्याणकर्ता जिनः ।
सम्यग्ज्ञानचरित्रदर्शन,–महद्रत्नत्रयीभूषितः ॥
हिंसा येन निराकृताऽथ करुणासंस्थापिता भारते ।
देवोऽसौ चरमः सदा विजयते श्री वीरतीर्थङ्करः ॥ १ ॥
श्रीमद्भारतवर्षवर्तिनि,–दयादेशे शुभे गुर्ज्जरे ।
श्रीमद्गायकवाडभूपति सया–जीरावसंरक्षितम् ॥
जैनानां शतपञ्चकं गृहिगृहं रुद्योतितं सर्वतः ।
यत्रास्ते श्रीजिनमन्दिरैश्च नगरं विद्यापुरं वर्तते ॥ २ ॥
नैऋत्ये च ततोऽस्ति जैनवणिजः श्रीमालसंज्ञान्वितः ।
कंकुचन्दतनूजनुर्मगनला,–लस्यास्ति सद्वाटिका ॥
तत्र श्रेष्ठिवरस्य सन्मगनला,–लस्य स्मृतिमाप्तये ।
श्रीसिद्धाचलतीर्थवानिकभव्याकीयपाथाकृते ॥ ३ ॥
श्रीमच्छ्रेष्ठिवरस्य सन्मगनलालस्य स्वपत्न्याऽज्ञया ।
सद्भाविकया प्रयोजनमार्गैः रूपर्दसुन्दरम् ॥

श्रीसिद्धाचलपट्टबन्धनगृहस्थानं प्रनिर्मापितं ।
तत्पार्श्वे च सुखप्रदा स्थितिमतां सद्धर्मशाला कृता ॥ ४ ॥
सम्प्रेरकाविह च धर्मविधानभूतां ।
श्री कंकुचन्द्रशुभसूनुरुमेदचन्द्रः ॥
श्रीमान्तथा च रवचन्द्रसुतोदयालुः ।
श्री श्रेष्ठिवर्य्यहितकृज्जयसिंहभाई ॥ ५ ॥
अस्मिन् श्रेष्ठे धर्मसम्बन्धिकार्य्ये ।
नानाकार्य्यैश्शुद्धसाहाय्यकर्ता ॥
जैनश्रेष्ठी वर्तते सद्गृहस्थः ।
लल्लूभाई कर्मचन्द्राभिधेयः ॥ ६ ॥
पशूनां जलपानार्थं, कूपपार्श्वेप्रपाणकः ( हवाडिका ) ।
कारापिता च पुण्यार्थं, मङ्कुश्राविकया शुभा ॥ ७ ॥
नवर्षिनवचन्द्राङ्के, गतवैक्रमवत्सरे ।
मार्गशीर्षस्य राकायां, समाप्तिमगमद्द्वयम् ॥ ८ ॥
सर्वदेवाधिदेवस्य–,महावीरजिनेशितुः ।
सङ्घश्चतुर्विधो जीया–ज्जैनधर्मश्च भूतले ॥ ९ ॥
अर्हद्भिः स्थापितः श्रेष्ठः पूजितश्च ह्यनादितः ।
संघश्चतुर्विधो जीया–ज्जैनधर्मप्रवाहकः ॥ १० ॥
संघस्य स्वस्तितायां स्या,–ज्जैनधर्मस्य चाऽस्तिता ।
सर्वोपायैरतः सेव्यः पूज्यः स्वार्पणभक्तितः ॥ ११ ॥
स्थाननिर्मापणे बोधो, दत्तो विश्वहितैषिणा ।
सर्वशास्त्रार्थदक्षेन–बुद्धिसागरसूरिणा ॥ १२ ॥

१८ श्री આદીશ્વરદાદાની દેરી—વિજાપુરની નૈરૂત્યકોણે શેઠ મગનલાલ કંકુચંદની વાડીમાં તેમના પટ્ટસ્થાન ગૃહની દક્ષિણ દિશાએ આદીશ્વરદાદાની દેરી વિજાપુરના જૈન વીશાઓશવાળ શેઠ શા નાનચંદ નગીનદાસે પોતાના સદ્ગત પુત્ર શાંતિલાલના સ્મરણાર્થે

સ્વપત્ની મંગુબાઈની સલાહથી, તથા દોશી લલ્લુભાઈ કાલીદાસની સલાહથી અને અમારા ઉપદેશથી વિ. સં. ૧૯૮૦ માં દાદાની દેરી બંધાવી. વિ. સં. ૧૯૮૦ ના માગશર સુદિ પાંચમે સુમુહૂર્તે શ્રી આદીશ્વરપ્રભુની પાદુકા, તથા શ્રી મહાવીર તીર્થંકર પ્રભુની પાદુકા તથા તપાગચ્છ ધુરંધર જગદ્ગુરૂ શ્રી હીરવિજયસૂરિની પાદુકા તથા સંવિગ્ન સાધુ શિરોમણિ દાદા ગુરૂ શ્રી રવિસાગરજી મહારાજની પાદુકા તથા પરમશાંત ક્રિયાદિ ગુણગણમૂર્તિ શ્રી સુખ-સાગરગુરૂ મહારાજની પાદુકાની પ્રતિષ્ઠા કરી છે. અને તે દિવસે શેઠ નાનચંદ નગીનદાસે નવકારશીનું જમણ કર્યું હતું અને પાદુકા આગળ સત્તરભેદી પૂજા ભણાવીને મહોત્સવ કર્યો હતો. પેથાપુરવાલા જૈન વૈદ્ય શા. ચંદુલાલ મગનલાલે ગૃહસ્થયોગ્ય પ્રતિષ્ઠાનાં ધાર્મિક કાર્યો કરાવ્યાં હતાં. પાંચ પાદુકાના વચ્ચલા ગોખલામાં શ્રી ચક્રેશ્વરીદેવીની મૂર્તિની પ્રતિષ્ઠા કરી સ્થાપના કરી છે. શા. જયંતીલાલ લલ્લુભાઈ કરમચંદે ચક્રેશ્વરીદેવીની સ્થાપના કરી છે. શેઠ નાનચંદભાઈ નગીનદાસે તથા શેઠ ભોગીલાલ નગીનદાસ એ બે ભાઈઓએ તથા તેઓની પત્નીઓએ પાદુકાઓની સ્થાપના કરી છે. માગશર વદિ છઠ્ઠના દિવસે પાલીતાણા જૈનગુરૂકુલના સેક્રેટરી શા. લલ્લુભાઈ કરમચંદે દેરી આગળ નવપદની પૂજા ભણાવી ઉત્સવ કર્યો હતો. દેરી બંધાવવા વગેરેનું અઢી હજાર રૂપૈયા લગભગ ખર્ચ થયું છે. આ જગ્યાએ જૈન બોર્ડીંગ જેવી સંસ્થા જો થાય તો દેરીમાં દાદાનાં પગલાંની પૂજા વગેરે થાય તથા વિજાપુર જૈનોની મહત્તા વધે. પટ્ટના સ્થાનની પાસે ઇદગાના ચરામાં સો લગભગ લીંબડા છે. તેની હવાનો લાભ ખરેખર અહીં રહેનારાઓને મળી શકે તેમ છે. વિજા-પુરના જૈનોને આ સ્થાન હવા માટે અનુકુલ છે. વિજાપુરમાં ધાર્મિક કાર્યો કરનાર કર્મયોગી પ્રખ્યાત દોશી નથુભાઈ મંછાચંદના ભત્રીજા દોશી લલ્લુભાઈ કાલીદાસે પોતે જાતે આત્મભોગ આપીને દેરી બંધાવવામાં ભાગ લીધો છે. શેઠ મગનલાલ કંકુચંદના પટ્ટના બે ઓરડાઓ છે તે સાધુઓ વગેરેને રહેવા માટે ઘણા ઉપયોગી છે. તથા મગનલાલ કંકુચંદનો બે ઓરડાવાળી જૈન ધર્મશાળા પણ જૈનોમાટે ઘણી ઉપયોગી છે.

## श्री देरीनी प्रशस्तिः

यस्मात् प्रागृषभादयो जिनवरा जातास्त्रयोविंशतिः
वेदा ब्रह्मवदन्ति यं हरिमथो गायन्ति यं वैष्णवाः
शैवा यं शिव मुचरन्ति हृदि यं वौद्धाश्च वुद्धं विदुः
तीर्थेश श्चरमः स मे प्रभु महा,-वीरो विधत्तां शिवम् ॥ १ ॥

जैनैरेव दयानिधानमतुलः सारश्चयो भारते
देशो गुर्जरसंज्ञको विजयते धर्मैः परंपूरितः
श्रीमद् गायकवाडभूपतिसयाजीरावसंशासितम्
तत्तश्चापि दयैकधर्मभवनं विद्यापुरं वर्तते ॥ २ ॥

तत्रैऋत्येकोणे, श्रेष्ठि मगनलाल कंकुचन्द्रस्य ।
क्षेत्रस्यवाटिकायां, पट्टस्थानालयोपकण्ठे च ॥ ३ ॥

विद्यापुरश्रेष्ठिगृहस्थजैनो
नगीनदासाऽऽत्मजनानचन्द्रः ।
श्रीशान्तिलालाख्यनिजात्मजस्य,
स्मृत्यै स्वमङ्गुदयितेर्यमाणः ॥ ४ ॥

स वन्धयामास शुभैरुपायै
र्जिनादिनाथायतनं च जैनः
श्री कालिदासात्मजलल्लुभाई
श्रेष्ठी वभूवैहिककार्यकर्त्ता ॥ ५ ॥

खाष्टग्रहेन्दुसम्प्राप्ते वैक्रमे सहसः सिते
पञ्चम्यां वासरे सौम्ये, शुभे प्रहर आदिमे ॥ ६ ॥

वुद्धिसागरसूरीन्द्रजैनाचार्यशिरोमणेः
सद्धार्मिकोपदेशेन चाभवज्जैनमन्दिरम् ॥ ७ ॥

देवः श्रीऋषभेश्वरः प्रभु महावीरो जगद्वोधको
जैनाचार्यवरः स हीरविजयः स्तम्भस्तपागच्छिनाम्

पूज्यः श्रीरविसागराभिधगुरुर्यः शान्तमूर्तिर्महान्
पूज्यः श्रीसुखसागराभिधगुरुः कल्याणमूर्तिर्महान् ॥ ८ ॥
एतेषां नाम पञ्चानां, पादुकायुग्मपञ्चकम्
सम्प्रतिष्ठापितं प्रेम्णा, बुद्धिसागरसूरिणा ॥ ९ ॥

## દેરીની અંદરના લેખો.

वि. सं. १९८० मार्गशीर्षशुक्लपञ्चम्यां बुधवासरे श्री ऋषभदेवतीर्थंकरपादुकायुग्मम्–जैनाचार्यबुद्धिसागरसूरिणा प्रतिष्ठापितं विद्यापुरे.

वि. सं. १९८० मार्गशीर्ष शुक्लपञ्चम्यां बुधवासरे श्री महावीरदेवतीर्थंकरपादुकायुग्मम्–जैनाचार्य बुद्धिसागरसूरिणा प्रतिष्ठापितं विद्यापुरे.

वि. सं. १९८० मार्गशीर्ष शुक्लपञ्चम्यां बुधवासरे तपागच्छीय जगद्गुरुहीरविजयसूरिपादुका युग्मम् प्रतिष्ठापितं जैनाचार्यबुद्धिसागरसूरिणा विद्यापुरे.

वि. सं. १९८० मार्गशीर्ष शुक्लपञ्चम्यां बुधवासरे तपागच्छे श्रीरविसागरगुरुपादुकायुग्मम् प्रतिष्ठापितं–जैनाचार्य बुद्धिसागरसूरिणा विद्यापुरे.

वि. सं. १९८० मार्गशीर्ष शुक्ल पञ्चम्यां बुधवासरे तपागच्छे श्रीसुखसागरगुरुपादुकायुग्मम् प्रतिष्ठापितं–जैनाचार्य बुद्धिसागरसूरिणा विद्यापुरे.

---

# વિજાપુર મધ્યે-જૈનેતર મંદિરો.

## તથા

## સાર્વજનિક સંસ્થાઓ.

( મંદિરો-ધર્મશાળાઓ-ચબુતરા-પાંજરાપોળ-બાગ-તળાવ-કુંડ-દવાખાનું-સ્કુલો-બોર્ડીંગ-લાઇબ્રેરી-ઈત્યાદિ. )

**વિંધ્યવાસિની માતાનું દેરૂં**—લોકોની કિંવદન્તી પ્રમાણે કહેવાય છે કે પરમાર વિજલદેવ રાણો જ્યારે વિજાપુરમાં આવ્યો ત્યારે પોતાની કુલદેવી વિન્ધ્યવાસિની દેવીની મૂર્ત્તિ સાથે લાવ્યો હતો. તેણે વિજાપુરમાં દેવીની મૂર્તિ સ્થાપી દેરૂં બાંધ્યું હતું; પણ પાછળથી મુસલમાન બાદશાહોએ ભાંગ્યું હતું તે પછી ત્યાં નાની દેરી મસ્તકપ્રમાણવાળી લોકોએ કરેલી હતી. વિ. સં. ૧૯૪૩ માં તે દેરીને ઠેકાણે મોટું મંદિર કરવામાં આવ્યું છે. તેમાં નીચે મુજબ લેખ છે.

वि. सं. १९४३ वैशाख वदि ११ एकादशी बुधवारे श्री माताजी विन्ध्यवासिनीनुं देवल राजा विजलदेव परमारनुं हतुं ते जीर्ण थइ जवाथी फरीने देवल माताजीनुं तथा धर्मशाला वाग कुवा वंगलो तथा फरतो वंडो सर्वे नवीन करावी श्री माताजी विंजवासिणी प्रतिष्ठा करीने वावाजी रामदासजी भगवानदासजीए वंधान्यां छे, ते सर्वे मकानोना मालीक वावा रामदासजी छे.

વિંજવાસિણી દેવીના દેવલ પાસે વિજાપુરના સોની માણેકલાલે અંબાજીની એક નાની દેરી કરાવી તેમાં અંબિકાની મૂર્તિ સ્થાપન કરી છે. એક બહાર હનુમાનની મૂર્તિ વગેરે છે. દેવળમાં એક મોટો વડ છે તે ઉપર મયુરો રાત્રે બેસી ટહુકા કરી લોકોને આનંદ આપે છે. દેવળ ખાતે, ખેતર વગેરેની ઉપજ છે.

વિંજવાસિણીના મંદિર પાસે મિયાણા લોકોનાં પચાસ સાઠ ઘર છે, અને તે વિ. સં. ૧૮૯૦ માં ત્યાં દોશીવાડાના મહાજને વસાવ્યા છે, તેની પાસે આથમણી દિશાએ સથવારાઓનુ નવુંપરૂં

વિ. સં. ૧૯૩૦ માં વસ્યું છે. મેણાવાડ અને સયવારાના પરાની જગ્યામાં પહેલાં જૈનો વગેરે શાહુકારોની વસતિ હતી.

નીલકંઠ મહાદેવનું દેવળ—મકરાણી દરવાજા પાસે ઠાકરડાવાસમાં નીલકંઠ મહાદેવનું ઉગમણી દિશાનું મંદિર છે. મંદિરની આથમણી દિશાએ નાનકશાહના પંથનો તકિયો છે. આ દેવળ વિ. સં. ૧૯૦૪ માં બનેલું જણાય છે. મહાદેવના પોઠિયા ઉપર નીચે પ્રમાણે લેખ છે. अमदावादना शेठ सोमनाथभाइ रूपजीभाइ तरफथी सं. १६७४ चैत्र सुदि ८ स्थापना करी छे. પોઠિયો પાછળથી ૧૯૭૪ માં બનેલો છે. મહાદેવના મંદિરમાં પહેલાં કલબની સ્થાપના રાજ્યના સત્તાધિકારી વહીવટદાર વગેરેએ કરી હતી. તે પડાલી વગેરે જગ્યામાં હાલ શેઠ મગનલાલ કંકુચંદ તરફથી ચાલતી બોર્ડીંગના વિદ્યાર્થીઓ રહે છે અને ત્યાંજ તેઓનું રસોડું છે.

કાલિકામાતાનું મંદિર—ગાયકવાડ તરફથી નિમાયલા કાઠિયાવાડ ( ૧૮૮૫ ) ના વિઠોબા દિવાનજીએ વિ. સં. ૧૮૮૫ માં કાશીપરાની દક્ષિણ દિશાએ તથા હાલની પાંજરાપોળની ઉત્તર દિશાએ કાલિકામાતાનું મંદિર બંધાવ્યું છે. દેવળમાં કાલિકાની મૂર્તિ છે. તેની દક્ષિણી બ્રાહ્મણ પૂજા કરે છે. નવરાત્રમાં હિંદુ સ્ત્રીઓ ત્યાં ગરબા ગાય છે. મહુડીના રસ્તે જતાં પહેલું ખારા કુવાનું ખેતર છે તેના કુવામાંથી અગર ખેતરમાંથી કાલિકાની મૂર્તિ તથા વરાહસ્વરૂપની મૂર્તિ વિ. સં. ૧૮૫૦ લગભગમાં નીકળી હતી. દિવાનજીએ દેવળ બંધાવી તેમાં માતાજીની મૂર્ત્તિ સ્થાપી. મેંણાવાડની પાસે એક શ્રી મહાવીર ભગવાનનું મોટું દેરાસર હતું. તે ખંડીએર થવાથી તે દેવળના ઘણાખરા પત્થરોનો માતાનું દેવળ બાંધવામાં ઉપયોગ કર્યો. શ્રી કેશરીયાજીના દેવળમાં પણ તે ખંડિએર મંદિરના પત્થરો ખપમાં આવ્યા. દેવળમાં રંગ મંડપ અને આગળ છુટી જગ્યા છે. વીશહજાર ઉપર રૂપૈયા ખર્ચીને દેવળ બંધાવવામાં આવ્યું હોય એમ જણાય છે. સરકાર તરફથી વાર્ષિક વર્ષાસન રૂા. ૧૭૫ આશરે મળે છે. આ દેવળ પહેલા સયાજીરાવ ગાયકવાડના દિવાન વિઠુબા હતા તેમણે ૧૮૮૫ માં બંધાવ્યું હતું.

દોલતરામ કવિના દાદા ભગવાનદાસજીએ વિઠુબા દિવાનની તથા કાલીકાની કવિતા રચી છે તે અમને તેમણે બતાવી હતી.

**વરાહસ્વરૂપનું મંદિર**—શેઠ લલ્લુભાઇ કરમચંદના બંગલા પાસે, લાલ દરવાજાની લગોલગ વરાહ સ્વરૂપની મૂર્તિનું મંદિર છે. એક મૂર્તિમાં વિષ્ણુના દશ અવતારોનું આલેખન છે. આરસપાષાણની મૂર્તિ છે અને તે પૈસા વગેરેથી ખખડાવતાં ધાતુની પેઠે ખખડે છે. વિ. સં. ૧૮૯૦ લગભગમાં તે દેવળ નાનું બાંધવામાં આવ્યું હતું. પાછળથી જીર્ણ થવાથી વિ. સં. ૧૯૭૬ માં વડોદરા ગાયકવાડના દિવાન શ્રીયુત મનુભાઈ તેમની માતાજી સાથે વિજાપુરમાં આવ્યા હતા, ત્યારે તેમણે સરકારના ખર્ચે નવું દેરૂં બાંધવા હુકમ આપ્યો હતો, તે પ્રમાણે હાલ બંધાય છે. આ સાલમાં પ્રાયઃ પ્રતિષ્ઠા થશે. વરાહ સ્વરૂપના મંદિરનો જીર્ણોદ્ધાર કરવામાં કંસારા સાકરચંદ નથુભાઈ, આગેવાનીભર્યો ભાગ લે છે.

**મહાલક્ષ્મીનું દેવળ**--લાલ દરવાજા પાસે શ્રીમાલીવાડામાં પ્રવેશતાં પ્રથમ જમણા હાથે પહેલાં મહાલક્ષ્મીમાતાની નાની દેરી હતી. વિ. સં. ૧૮૯૦ લગભગમાં તે નાની દેરી બાંધી હતી. વિ. સં. ૧૯૭૮ માં કંસારા શેઠ સાકરચંદ નથુભાઈ વગેરેએ ટીપ કરીને મધ્યમ ઘાટનું દેવળ બંધાવ્યું છે. માતાના મંદિરના ફરતી પડાળીઓ છે તે ધર્મશાળા તરીકે ખપમાં આવે છે. પહેલાં અંગ્રેજી શાળા ત્યાં બેસતી હતી. હાલ ત્યાં દુકાનોની ગોઠવણ કરી છે. મંદિર ખાતે બે ખેતર તથા એક દુકાન અને સરકાર તરફથી વાર્ષિક રૂા. ૩૨-૯-૦ વર્ષાસન મળે છે.

**ખોડીયાર માતા**—શ્રીમાલીવાડામાં-ખોડિયાર દેવીની મૂર્તિ છે. હિંદુઓએ ઓટલાપર તે મૂર્તિ બેસાડી છે.

**સ્વામીનારાયણનું મંદિર**—નવા કાશીપુરામાં સ્વામીનારાયણનું મંદિર છે. વિ. સં. ૧૯૨૫ લગભગમાં તે બનેલું છે. ત્યાં સ્વામીનારાયણ પંથના સાધુઓ ઉતરે છે. ત્યાં સ્વામીનારાયણની ચિતરેલી મૂર્તિ છે. તેની આગળ તેમના ભક્તો સાંજરે આરતી ઉતારે છે. સુતાર વર્ગના ઘણા લોકો તથા બીજી જાતના લોકો સ્વામીનારાયણના પંથમાં છે.

રાધાકૃષ્ણનું મંદિર ( રામજી મંદિર )—વિ. સં. ૧૯૦૬ લગભગનું દેશીવાડામાં રાધાકૃષ્ણનું મંદિર બંધાવેલું છે. તેમાં કૃષ્ણ અને રાધાજીની મૂર્તિ છે. ઝીલણી એકાદશી આવે છે ત્યારે ઠાકોરજીને ઉત્સવપૂર્વક ઝીલાવવા માટે વૈષ્ણવો લઈ જાય છે. સોનીઓ તે મંદિરના મુખ્ય આગેવાનો છે.

રણછોડજીનું મંદિર—બારોટ દામોદરદાસ મ્હોબતસીંગજીએ વિક્રમ સંવત્ ૧૮૫૯ લગભગમાં ભાટવાડામાં હવેલીના આકારે બંધાવ્યું છે. તેમાં ચાર ભુજાવાળી કૃષ્ણની મૂર્તિ છે. મંદિર બંધાવવામાં આશરે રૂા. ૫૦૦૦.) ખર્ચ થયા છે. તેની સારવારને માટે દશ બાર ખેતર તથા દશ બાર આંબા વગેરે શામળદાસના વંશવાળાઓએ મૂક્યા છે.

[બારોટ દામોદરદાસ મહોબતસિંઘ—નો જન્મ ૧૮૧૦ લગભગમાં થયો હતો. તેઓ વિદ્વાન્ હતા. તેઓ વૃજભાષામાં કવિતા સારી રીતે કરતા હતા. એમણે ઇડર રાજ્યમાં દીવાનગીરીનું કામ કર્યું હતું અને ઇડર રાજ્ય તરફથી તેમને સુરપૂર નામનું ગામ બક્ષિસ મળ્યું હતું. તેમજ પાલખી તથા હાથી તેમને આપવામાં આવ્યો હતો. દામોદરદાસના પુત્ર મોહનલાલ વ્રજભાષાના સારા કવિ હતા અને તેઓ અપુત્ર હોવાથી વિક્રમ સંવત્ ૧૯૨૭ ની સાલમાં ઇડર નરેશે તે ગામ ખાલસા કર્યું હતું. તે ગાયકવાડ સરકાર તરફથી વિજાપુર તાલુકાનો ઇજારો પોતાને ઘેર લાવ્યા હતા. દામોદરદાસની હયાતીમાં ઇડરના રાજા તેમને ત્યાં આવતા હતા અને દશ પંદર દિવસ તેમને ત્યાં રહેતા હતા. તેવી તેમની જાહોજલાલી હતી. દામોદર મહોબતસિંગે માલોસણના રસ્તે એક ગાઉ પર એક કુવો બંધાવ્યો છે તે મુસાફરોને પાણી પીવા માટે બંધાવ્યો છે તેના નિભાવમાટે ગોર રામશંકર વલ્લભને ત્યાં બે ખેતર ધર્માદા મૂક્યાં છે તેની ઉપજમાંથી ઉન્હાળામાં પાણીની પરબ બેસાડવામાં આવે છે.]

બાદાણિ ભાટવાળાનું મંદિર:—શ્રી ચિંતામણિ પાર્શ્વનાથજીના દહેરાસરની પાસે બાદાણીવાળાનું મંદિર છે. તેમાં રામ

**શ્રાવિકા દિવાળી બ્હેનનો ચબુતરો**—જૈન શ્રાવિકા દેશા-ચણ દિવાળીબાઇએ વેરાવાસણમાં ચબૂતરો કરાવ્યો છે તે પર નીચે પ્રમાણે લેખ છે. "દેશાઇ અમથાલાલ સાંકળચંદની વિધવા ઓરત દિવાળી બાઇએ એક ચબુતરો બંધાવી, કાયમ રકમ કબુતરોને અનાજ માટે આપી છે તે પાસે એક ઓરડો ચોપાડવાળો બંધાવી સાર્વજનિક ધર્માદા મૂકયો છે." દિવાળી બાઇએ જૈન વિદ્યાશાળામાં જૈન વિદ્યાર્થિઓને ભણાવવા મદદ કરી હતી. પાઠશાળામાં એક ઓરડો માલ સહિત બંધાવ્યો છે. ઇત્યાદિ અનેકધર્મકાર્યમાં સહાય કરી છે.

વેરાવાસણમાં પહેલાં દેશાઇઓનું જોર હતું અને તેઓ ઘણા સુખી હતા—વતનદાર હતા. હાલતો કેટલાક બ્રાહ્મણો વ્યાપારમાં વળગવાથી શેઠ લલ્લુભાઇ ગિરધર તથા વિઠ્ઠલભાઇ તથા પુરૂષોત્તમ સેવારામ વગેરે ધનવંત થયા છે. શેઠ, લલ્લુભાઇ ગિરધરભાઇ હાલ સરકારી જાહેર શુભ ખાતામાં ધનની મદત આપી સ્વનામની યાદી ચિરંજીવ કરે છે.

**ચોટાનો ચબુતરો**—ચોટા વચ્ચોવચ્ચ ચબુતરો છે તે પર વિ. સં. ૧૮૯૮નો લેખ છે. તે મહાજને બંધાવ્યો છે. તેનો મહાજન વહીવટ કરે છે. કબુતરોને દાણા નાખવા માટે તે બંધાવેલ છે. તેને કોઇ નુકશાન કરે તેને ગધેડે ગાળ પાળીયાપર લખી છે, હાલમાં તે પર દાણા નાખવાને માટે ચડવાની એક લોઢાની નિસરણી કરાવી છે. દોશી નથુભાઇ મંછાચંદ, મંછારામ લવજી વગેરે તેનો વહીવટ કરતા હતા, તથા મંછારામ મૂલચંદ તેનો વહીવટ કરતા હતા. હાલ માલીવાડાના આગેવાન જૈનો તેનો વહીવટ કરે છે. ચબુતરાખાતે ચોટા ઘણા રૂપીયા છે, હાલમાં અમારા ઉપદેશથી તેની મરામત કરાવવામાં આવી છે, વેરાવાસણમાં દીવાળીબાઇએ ચબુતરો કરાવ્યો છે સાથમાં પણ કબુતરોને દાણા નંખાય છે, એ રીતે દોશીવાડાના લીમડે, પાંજરાપોળમાં, અને ભાટવાડામાં અનાજ નખાય છે તથા પાંજરાપોળમાં અને ભાટવાડામાં કુતરામાટે રોટલા નખાય છે.

**જોડાં ડોશીની પાંજરાપોળ**—વિ. સં. ૧૯૪૦ માં ડો

હાથીભાઈ મલુકચંદ, દોશી ભવાન મૂલચંદ, મલુકચંદ વીરચંદ વગેરેએ આગેવાનીભર્યો ભાગ લેઈ ખોડાંઢોરોની પાંજરાપોળ બંધાવી હતી. શેઠ ઉમેદચંદ ઝવેર કાંટાવાળાએ વિ. ૧૯૦૫ થી ૧૯૨૫ સુધી પાંજરાપોળનો કારભાર કર્યો હતો. વિ. સં. ૧૯૨૫થી વિ. ૧૯૭૧ સુધી કોટડિયા શેઠ હાથીભાઇ વખતચંદે પાંજરાપોળનો કારભાર કર્યો હતો. વિ. સં. ૧૯૬૭માં દુષ્કાળ પડવાથી શેઠ મગનલાલ કંકુચંદ તથા કોટડિયા મંગળભાઈએ આ લેખકની પાસે આવી મુંબઈ ટીપ કરવા સદુપદેશની પ્રાર્થના કરી હતી, તેથી ત્યાં લાલબાગમાં તથા ઝવેરીબજારમાં ફંડ એકઠું કર્યું હતું. તેમાંથી પાંજરાપોળમાં મકાન વિગેરેમાં સુધારો કરવામાં આવ્યો છે. સંવત્ ૧૯૭૧ થી તે સં. ૧૯૭૪ સુધી કોટડિયા મંગલભાઈ મગનલાલે પાંજરાપોળનો વહીવટ કર્યો. પાંજરાપોળની જગ્યા અસલ એક દોશી જૈનની હતી. તેણે જગ્યા તથા રૂપૈયા આપ્યા. અને શેઠ હાથીભાઈ મલુકચંદ વગેરેએ બંધાવવા માંડી.

લાલ દરવાજાની પાસે સંગપુર મહુડીના રસ્તાપર પાંજરાપોળનું ભવ્ય મકાન છે. અંદર એક કુવો છે તથા મોટું ચોગાન છે. ચારે તરફ ફરતી પડાલીઓ છે. મંગળભાઇના મૃત્યુ પછી સં. ૧૯૭૪ ની સાલથી જૈનમહાજન કમિટી નીમવામાં આવી છે તેના પ્રમુખ શા. કેશવલાલ ખુશાલદાસ છે. મહેતાજી તરીકે એક બ્રાહ્મણ પગારદાર છે. ખોડાં પશુઓ ગાયો, પંખીઓ, હરણીયાં, સસલાં વગેરેને સારી સહાય મળે છે દોશીવાડાના જૈનો મુખ્યત્વે કમિટી દ્વારા તેનો વહીવટ કરે છે. નોકરોથી કામ લેવામાં આવે છે. પાંજરાપોળના અંગે ખેતરો તથા દુકાનો જૈનો તરફથી આપવામાં આવી છે. વહીવટ એકંદર સારીરીતે ચાલે છે.

જૂની ખોડાં ઢોરાંની ધર્મશાળા—દેવરામ કાશીરામની હવેલીના સામી અઢારમા સૈકાની ખોડાં ઢોરોની ધર્મશાળા હતી. દયા પોરવાડ શ્રાવિકા ઉગરી ભંડારેણે અઢારમા સૈકામાં ખોડાં ઢોરાંની ધર્મશાળા બંધાવી હતી. સંવત્ ૧૮૫૦ લગભગમાં વેરાવાસણમાં પેસતાં ડાબી તરફ જગ્યા પડેલી છે તે જગ્યામાં ઉગરી ભંડારેણ શ્રાવિકાએ ધર્મશાળા બંધાવી હતી. હાલ તે

જગ્યાએ ધર્મશાળા પડી ગઈ છે તે લહુડી પોશાળ ગચ્છના જૈનોના તાબે છે. ઘાંચી કુંભાર મોળી વગેરેમાં ઉગરી શ્રાવિકાએ પાળીએ પળાવી હતી તે ઘણીખરી હાલ સુધી પળે છે. જૂની ખોડાંઢોરોની ધર્મશાળાની જગ્યાએ હાલતો લોકોએ ઘરો બંધાવ્યાં છે.

**રામબાગ**—વિજાપુરથી ગામ ગવાડાના માર્ગે રામબાગ પ્રસિદ્ધ છે. કેટલાક દશા પોરવાડ વૈષ્ણવો અને બારોટોની મદદથી રામબાગનું મંદિર કરવામાં આવ્યું છે. વિ. સં. ૧૯૨૦–૨૫ લગભગમાં તૈયાર થયું છે. જૂનું મંદિર પાડીને વૈષ્ણવોએ નવું મંદિર રાધાકૃષ્ણનું બંધાવ્યું. વિ. ૧૯૬૮માં અને વિ. ૧૯૭૮માં બીજું મંદિર કર્યું છે અને વૈષ્ણવ દેશાઈઓએ ત્યાં રાધાકૃષ્ણની મૂર્તિ જુના મંદિરમાંથી લાવીને પધરાવી છે. રામબાગના મંદિરખાતે આઠ દશ ખેતરો છે. ત્યાં પહેલાં વૈષ્ણવ સાધુ રહેતા હતા. વૈષ્ણવ સાધુ કૃષ્ણદાસજીએ તે મંદિર બંધાવવાનો ઉપદેશ દીધો હતો. તેની પાસેનું ખેતર અમદાવાદના શેઠ હઠીસંગ કેશરીસંગે વેચાતું લઈ મહાજન ખાતે મૂકયું છે. મહાજન તરફથી માળી વાવતો હતો પાછળથી તેણે માલીક બની અન્યને વેચી દીધું.

**શંકરાચાર્યનો મઠ**—રામબાગની પાસે શંકરાચાર્યનો વિશાળ મઠ છે. હાલ તેનો વહીવટ બ્રાહ્મણ મગનલાલ ખુશાલ કરેછે.

## ધર્મશાળાઓ.

**જ્ઞાતિની ધર્મશાળાઓ**—મકરાણી દરવાજા પાસે ભટ્ટ મેવાડા બ્રાહ્મણોની ધર્મશાળા વિ. સં. ૧૯૨૦ લગભગમાં બંધાવવામાં આવી છે. પંડ્યા રૂગ્દેવે તે બંધાવી છે. તે મધ્યે એકલિંગજી મહાદેવનું દેવળ છે. તેમણે મેવાડા જ્ઞાતિને અર્પણ કર્યું છે.

ગોરાદેવીના કુવા પાસે શુકલ બ્રાહ્મણ વર્ગની ધર્મશાળા વિ. સં. ૧૯૪૦ લગભગમાં બંધાવેલી હતી પણ તે પડી ગઈ છે. શ્રીમાળીવાડામાં સુતારોની વાડી છે. વેરાવાસણના નાકે હજામ વર્ગની નાતવાડી છે. તળાવથી આગળ જતાં દેવપરાના માર્ગમાં બારોટાણી સતીની છત્રી છે. ત્યાં બારોટ હાથી ગિરધરની પાછળ તેમની સ્રી સતી થયાં હતાં.

**મુસાફરો માટે ધર્મશાળા**—વિ. સં. ૧૯૯૦ માં શેઠ

ચુનીલાલ નરસીંહ મણીયારે પોતાના પિતાના સ્મરણાર્થે મુસાફરોને ઉતરવા માટે ધર્મશાળા બંધાવી છે. સ્ટેશનની નજીક હોવાથી આસપાસના ગામોના મુસાફરોને રાતવાસો રહેવા માટે તેનો સારો ઉપયોગ થાય છે,

**મહે(મસે)શ્વર મહાદેવ**—વિજાપુરથી એક ગાઉપર આગલોડ જતાં મસિયા મહાદેવનું દેવળ છે. ત્રણસે વર્ષનું જૂનું છે. દેવળ પાસે બારોટ વાલા મહોલ્લે બંધાવેલી વાવ છે. પાસે ફરતી ધર્મશાળા છે. ગાયકવાડ સરકાર તરફથી દેવળ ખાતે વર્ષાસન અપાય છે. પહેલાં ત્યાં સારો બગીચો હતો. કૃષ્ણ જન્માષ્ટમીના દિવસે ત્યાં આજુબાજુના ગામોના લોકોનો મેળો ભરાય છે. ત્યાં બાવાઓ રહે છે. હાલમાં ત્યાં ગિરનારી નામનો અતીત-બાવો રહે છે.

**વાવ, વાવડી:**—અમદાવાદની ભાગોળે વાવડી નામનું ક્ષેત્ર છે તેમાં વાવડી છે. હાલ જે ખુલ્લો જણાય છે તે વાવનો સાતમો કોઠો છે, એમ લોકો કહે છે. બાકીના કોઠા ઉત્તર દિશા તરફ છે; તે પૂરી દેવામાં આવ્યા છે, તે,-તે તરફના માર્ગને દેખતાં. જણાય છે. ચુનીલાલ મણિયારની ધર્મશાળા પાસે એક આંબલી હતી ત્યાં સુધી વાવ લંબાતી હતી ત્યાં તે પૂરી દીધેલી છે. ત્યાં હાલ પત્થરની ચાટ પડેલી છે. સોલંકી રાજાઓ અગર વાઘેલાનાં વખતની તે વાવ હતી એમ વૃદ્ધ સંપ્રદાયથી સંભળાય છે.

બીજી એક વિજલદેવ પરમારના વખતની વાવ હતી, જે વિજલદેવ પરમારે કરાવી હતી. પહાડાના રસ્તે શેખુચા પીરના કબ્રસ્તાનથી દક્ષિણ દિશાનું ખેતર છે તે ખેતરમાં વાવ છે. અહીંના વૃદ્ધ જીવતા શેઠ સૂરજમલ કહે છે કે મારી પચ્ચીસ વર્ષની ઉમરે તે જગો ખોદી હતી ત્યારે ત્યાં વાવ હતી, એમ નજરે જોયું હતું પણ પાછી તે પૂરી દેવામાં આવી હતી. વિજલદેવ પરમાર રાજાની રાણીઓ, તે વાવમાં સ્નાન કરતી હતી એમ વૃદ્ધ લોકો કહે છે; તેના પણ સાત કોઠા હતા.

**કુંડ તળાવ**—વિજાપુરની ઉગમણી દિશાએ એક મોટું તળાવ છે અને તેની વચ્ચોવચ્ચ એક પ્રાચીન કુંડ છે. તે રત્નાદિત્ય રાજા કે જે ચાવડા વંશનો હતો તેણે બંધાવ્યો હતો એવો કુંડપર

સથવારાઓના ઘરોથી આથમણી દિશાએ નવેસર ઇ૦ સન. ૧૯૦૭-૮ની સાલમાં બાંધવામાં આવી છે. તેનું ખર્ચ આશરે રૂ ૧૫૦૦૦) થયું છે. પહેલાં છોકરાઓની શાળા પટવાવાડમાં પાડેચીઆના મકાનમાં હતી. તે પૂર્વે મકરાણી દરવાજે કૃપાશંકરમના ડહેલામાં હતી અને તે પૂર્વે ભટ્ટ મેવાડાબ્રાહ્મણોની ધર્મશાળામાં હતી, અને તે પહેલાં હાલમાં જ્યાં બાદરવાડી છે ત્યાં હતી. આશરે સંવત્ ૧૯૩૦-૩૫માં ગુજરાતી સરકારી શાળા સ્થાપવામાં આવી હતી. તે પહેલાં જૂની પદ્ધતિની યા ગામઠી ધનેશ્વર પંડ્યા અને ચકલ પંડ્યાની નિશાળો હતી. હાલમાં અમથારામ બ્રાહ્મણ એક નાના છોકરાઓની ગામઠી નિશાળ ચલાવે છે.

કન્યાશાળા—વિજાપુરમાં કન્યાશાળા વિક્રમ સંવત્ ૧૯૪૦ લગભગમાં સ્થાપવામાં આવી છે. હાલ તે પટવાપોળમાં છે.

ઉર્દુશાળા—સદરહુ શાળા ગુજરાતી છોકરાઓની શાળાની સાથેજ સ્થાપવામાં આવી હતી, હાલ તે મગન દેસાઇના માઢમાં છે. પહેલાં મુસલમાન બાળકોને કાજી લોકો જૂનીપદ્ધતિ પ્રમાણે કેળવણી આપતા.

ઉર્દુ કન્યાશાળા—સદરહુ શાળા વહોરાવાડમાં છે.

અંત્યજશાળા—ઢેડાઓની નિશાળ સ્ટેશન જતાં સુમનવાહામાં છે. સંવત્ ૧૯૬૮ની સાલમાં તે શાળા સ્થાપી હતી. ત્યાં ઢેડ ભંગી વિગેરેનાં બાળકો ભણે છે.

બોર્ડીંગ—શેઠ મગનલાલ કંકુચંદની બોર્ડીંગ સં. ૧૯૭૨ ની સાલમાં સ્થાપવામાં આવી છે. સરકારની સત્તા વિના શેઠ મગનલાલ કંકુચંદ તરફથી સદરહુ સંસ્થા સ્વતંત્ર ચાલે છે. તેમાં આશરે વીસથી પચીસ વિદ્યાર્થીઓ અભ્યાસ કરવા રહે છે. તે બોર્ડીંગ અંગ્રેજી શાળાના અંગે છે.

પોષ્ટ ઓફીસ—હાથીવાડામાં એક પોષ્ટ ઓફીસ છે. તે સંવત્ ૧૯૨૫ માં શરૂ કરવામાં આવી છે. તેનું મકાન જૈનદેરાસરનું છે.

સ્ટેશન—અત્ર વિ૦ સંવત્ ૧૯૫૭ માં આગગાડીનું સાધન

ફાર્બસ સાહેબે રાસમાળા લખી તેમાં ભગવાનદાસે સારી મદદ કરી હતી દલપત કાવ્યના બીજા ભાગનાં પત્ર ૯૭–૯૮–૯૯ સુધી પ્રશ્નોત્તર ગુર્જરી કાવ્ય છે તેમાં ભગવાનદાસનું નામ છે. ગવરમેન્ટ ઓફીસોમાં તથા રાજારજવાડાઓમાં ભગવાનદાસને ખુરશીની બેઠકનું માન હતું. દલપત કાવ્ય અં. ૮ પત્ર ૯૯ માં આ હકીકત જણાવી છે; તે ઈડર રાજ્યના કવિ હતા. તેમને ઇડર નરેશ કેશરીસિંહ તરફથી ખુરશીનું માન તા. ૫–૧૦–૧૮૯૫ માં એનાયત કરવામાં આવ્યું હતું. વિજાપુરમાં કાલિકાનું દેવળ બંધાવ્યું હતું તેમાં તેમણે દિવાનજી તથા કાલિકા વગેરેની સ્તુતિ કરી છે. એમના ચિરંજીવી મંગલજી ઇડર રાજ્યમાં રાજકવિ તરીકે હતા. મહારાજા જુવાનસિંહજી, કેસરીસિંહજી તથા પ્રતાપસિંહજી સુધી હયાત હતા–તેમણે વ્રજભાષામાં કેશરીસિંહની કવિતાઓ કરી છે. તેમના પુત્ર કવિરાજ દોલતરામ છે. તે ગુજરાતી ભાષામાં તથા વ્રજભાષામાં કવિતા કરે છે. શ્રી સયાજીરાવ ગાયકવાડ કવિઓની યાદીમાં તેમની યાદી કરી છે. કોરોનેશન બાદશાહી દરબાર નામના પુસ્તકમાં તથા રત્નગ્રંથી વગેરેમાં તેમની કવિતાઓ છપાઈ છે.

બારોટ કવિ જેઠાભાઇ ખુશાલભાઇ—એ સારા પ્રભાવશાળી કવિ ગણાય છે. વિ. સં. ૧૯૪૧ માં તે ૪૧ વર્ષની ઉંમરે મરણ પામ્યા હતા. ગિરધરભાઈ સને ૧૮૭૯ માં જન્મ્યા હતા, અને વિ. સં. ૧૯૪૧ માં મરણ પામ્યા. બંને સારા વ્રજભાષાના કવિ હતા અને તે બંનેની રાજા રજવાડા વિગેરેમાં સારી પ્રતિષ્ઠા હતી. સુથરામપુરના રાણા પ્રતાપસિંહ તરફથી તે બંનેને ગામ તલાદરું વિ. સં. ૧૯૩૯ માં ઇનામમાં મળ્યું હતું અને હાથીના સિરપાવ સાથે સોનાનું કડું મળ્યું હતું. પહેલાં કોઈપણ માણસો રાજ રજવાડાઓમાં રાજાની પરવાનગી સિવાય કડું પહેરી શકતા નહોતા—ગિરધર કવિને તથા જેઠા કવિને માલપુરના રાવળ તરફથી ગણેશખાંટનું મુવાડું ઉર્ફે ખુવાણપુરા સંવત્ ૧૯૨૩ માં બક્ષિસ કર્યું હતું. તેના વંશજો હજી સુધી

તે ખાયા કરે છે; જેઠા કવિના ભાઈ પ્રલ્હાદજી પણ હાલ હયાત છે. અને તેઓ પણ કવિતા બનાવી શકયા છે.

જેઠા કવિ અને ગિરધર કવિ બંને ભેગા મળીને કાવ્યેન્દુચંદ્રિકા તથા પ્રતાપબિન્દુચંદ્રિકા વિ૦ પુસ્તકો તથા બીજી છૂટક કવિતાઓ રચી છે. કવિ દામોદર મંહાબતસિંગે સંકટવિમોચન નામે ગ્રન્થ લખ્યો છે. યતિશ્રી રત્નવિજયજી પાસે તેમણે તથા જેઠા અને ગિરધર કવિએ અભ્યાસ કર્યો હતો, વ્રજભાષામાં તેમણે કાવ્યો લખ્યાં છે. રત્નવિજય શિષ્ય યતિશ્રી અમૃતવિજયજીએ વ્રજભાષા તથા સંસ્કૃત અને ગુર્જર ભાષામાં કાવ્યો લખ્યાં છે.

**બ્રહ્મભટ્ટ વ્રજલાલ કવિ**—આ કવિએ ૧ અન્યોક્તિ ઉલ્લાસ તથા ૨ બોધવિલાસ, ૩ ભજનાવલિ, ૪ રસિકાનંદ, ૫ વ્રજભાષામાં નામ માલા છે તેની ટીકા, તથા વ્રજભાષામાં ૬ અનેકાર્થ કોષ છે તેની ટીકા તથા રૂપદીપક પિંગલ ગ્રન્થ કે જેનો ભુજમાં વ્રજભાષાના કવિયો અભ્યાસ કરે છે તેની ટીકા કરી છે. તથા ૭ ચમત્કારચંદ્રિકા કે જે વ્રજભાષામાં સાહિત્ય ગ્રંથ છે તેની ટીકા કરી છે. તથા વજાંગબાવની ઈત્યાદિ ગ્રન્થો રચ્યા છે. વ્રજલાલ કવિની ૭૨ બહોંતેર વર્ષની ઉમર છે. હાલ હયાત છે. તેમણે વિજાપુરના કવિરાજ યતિ શ્રી અમૃતવિજયજી પાસે તથા બારોટ કવિ જેઠાભાઈ ખુશાલભાઈ પાસે તથા કચ્છભુજના પ્રાણલાલ કવિ પાસે અભ્યાસ કર્યો હતો. જેઠાલાલ કવિએ મણિરત્નમાલા તથા પ્રતાપ યશઈન્દુ ચંદ્રિકા તથા ગોપાલસાગર તથા શિવ વિનોદ આદિ ગ્રન્થ રચ્યા છે. દામોદર કવિએ સંકટ વિમોચન તથા રામચંદ્રિકા ગ્રન્થ વ્રજભાષામાં લખ્યા છે.

[ બારોટ કવિયોએ પૂર્વે વિજાપુરની ઉન્નતિ વધારી હતી. હાલમાં બારોટોની આજીવિકાનું સાધન એકલી કવિતા રહી નથી. પૂર્વની પેઠે રાજાઓ ઠાકોરો હવે કવિયોનું સન્માન કરતા નથી, તેથી કાવ્યની કિંમત ઘટી છે અને તે ઉપર આજીવિકા નહીં ચાલવાથી ઘણાખરા બારોટોએ વ્યાપાર વગેરે પ્રવૃત્તિયોને આદરી છે. કેટલાકોએ હોટલો ઉઘાડી છે. કેટલાક મુંબઈ, કલકત્તા તરફ નોકરી વ્યાપારાર્થે જવા લાગ્યા છે. ]

ભાદાણીવાડાવાળા અચા બારોટે તળાવની આથમણી દિશાએ અચા કુવો નામે મોટો કુવો બંધાવ્યો છે.

ઈડર રાજ તરફથી વિજાપુરના બારોટ હાથી ગિરધરને સં. ૧૮૫૯ માં અહમદનગરના રાજા કર્ણસિંહ તરફથી ગામ સાતેળ ઈનામમાં મળ્યું હતું. વિ. ૧૮૫૧ માં બારોટ ફત્તેહસિંહ તારાચંદને ઈડરના રાજા ગંભીરસિંહ તરફથી ચિત્રોડી ગામ ઈનામમાં મળ્યું હતું. ફતેહસિંગે લાડોલના રસ્તે ધર્માદી કિયાળી બંધાવી છે. બારોટ જયકરણ મંગલજીને ઈડરના રાજાએ છાપી ગામ બક્ષીસ કર્યું હતું. બાયડના રાજા અમરસિંહ તરફથી વિ. ૧૮૯૫ માં બારોટ અમુલેખ મહોકમને બોરટીંમા ગામ બક્ષીસ મળ્યું હતું, ઈડરના રાજા ગંભીરસિંહ તરફથી બારોટ વાસજી ગગલને કુંબોઇ ગામ બક્ષીસમાં મળ્યું હતું. અહમદનગરના રાજા તરફથી બારોટ બ્હાલા ગગલને સેથોલી ગામ બક્ષીસમાં મળ્યુ હતું. ઈડર અને મોડાસા તરફથી બારોટ જેઠા કુલજીને વાસણું અને ગલસુંદર* એ બે ગામ બક્ષીસમાં મળ્યાં હતાં. બારોટ અનુભાઇ જેઠાભાઇને સુનપર રાજ્ય તરફથી માલીગામ અને માલપુર રાઓળ તરફથી રાસાપુર ગામ બક્ષીસમાં મળ્યાં હતાં જે હજી કાયમ છે. બારોટ અનુભાઈ જેઠાભાઇએ દેહ ત્યાગ્યો ત્યારે તેમની સ્રી રતિબા તળાવ-પર સતી થયાં હતાં. ઓગણીમા સૈકામાં તળાવપર બે છત્રીયો છે તે પૈકી એક અનુબારોટની છત્રી છે અને એક રતિબાની છે. બારોટ જશુભાઇ ગિરધરભાઇને પોળોના રાવજી તરફથી અર્ધુ અળસામડા ગામ બક્ષીસમાં મળ્યું છે તે હાલ કાયમ છે. ઇડર-અહમદનગર મોડાસા અને બાયડ તરફથી બારોટોને મળેલાં ઈનામી ગામોને સં. ૧૯૫૯ માં ઈડરના રાજા પ્રતાપસિંહે ખાલસા કર્યાં છે.

ચિંતામણજીના દહેરા પાસે પડી ગયેલ હવેલી છે તે બારોટ માધુસિંહજીની હવેલી કહેવાય છે. તેઓ લક્ષાધિપતિ હતા.

વિજાપુરમાં બારોટ કવિયોમાં હાલ વિદ્યમાન કવિ તરીકે બારોટ દોલતરામ મંગલજી છે. કવિ વ્રજલાલભાઇ દલછોડભાઈ, મંગળદાસ ચતુર્ભુજ, કવિ ઈશ્વરલાલ ગોવર્ધન, કવિ રૂગનાથભાઇ

અંતિમ સંસ્કાર કરવામાં આવ્યો ત્યાં સંઘ તરફથી આ દેરી બંધાવવામાં આવી છે.

## ગોરાદે કુવાનો લેખ.

વિજાપુરથી ઉગમણી દિશાએ ગોરાદે કુવો છે.

श्री गणेशाय नमः । नृपविक्रमार्क राज्य समयातीत सं. १९१७ सालमध्ये श्री विजापुरना पूर्वदिशाना दरवाजे तळावे जाता मार्ग पर शेठ वहेचर मीरचंदनी भार्या शेठाणी नहान्कुंवर ज्ञाते वीसाश्रीमाली तेमणे कुवो नवो बंधाव्यो छे. प्रथम ते ठेकाणे गोरादेकुइ हती ते पडी गएली हती. पडी गएली कूइ तथा खेतर नं. १ एक कूइ थकी पूर्व दिशानुं मोरानु तथा खेतर नं. १ तथा उत्तर दिशानु मोराने जमले खेतर नं. २ कुई सुद्धां ग्रभराम नंदावे येनाण लईने कूइ ते ठेकाणे नवो कुवो शाहुकार लोकोने जल पीवा सारुं बंधाव्यो छे तथा हवाडो गायो विगेरे ढोरने जल पीवा सारु बंधाव्यो छे. वि. संवत् १९१७ ना अषाढ सुदि २ वार बुध.

श्री गणेशाय नमः अथ श्री मन्नृपाधिक विक्रमार्क राज्य समयातीत वि. सं. १९२४ वर्षे शालिवाहन शाके १७९० प्रवर्त्तमाने आश्विन मास मध्ये श्री विजापुरना पूर्व दिशाना दरवाजे तलाव उपर जातां शेठश्री वेचरभाइ मीरचंदनी भार्या शेठाणी बाइ नान्कुंवर ज्ञाते विसाश्रीमाली विश्राम स्थान पत्थर बन्ध बंधाव्यो छे. प्रथम प्रमोप वि. संवत् १९१७ नी साल मध्ये शाहुकार महाजन लोकोने जल पीवा मारुं गोरा देवीनो कुवो हवाडा सुद्धां बंधाव्यो छे. ने पासे पश्चिमदिशानी मोरा विश्रामस्थान बंधाव्यो छे ने उपर थी मार्गनी विगरया छे. सं. १९२४ आसो वदि ६ ने गुरु.

સુતારવાડાનો આદ—સુતારવાડામાં પેસતાં સરદારપુરા મીયાંની હવેલીની જગ્યા કહેવાય છે. તેનો કસાઈ ચોરાની અરજી-

માંથી એક શિલાલેખ મળી આવ્યો છે. તે મહેલ્લો (માઢ) બનાવ્યો તેની તેમાં તારીખ છે. તેથી સત્તરમા સૈકામાં તે મહેલ્લો બનાવ્યો લાગે છે. સૂતારવાડામાં અને પટવાપોળમાં થઈ હુંબડ વાણીયાનાં દોઢસો બસો ઘર હતાં. સૂરજમલ્લ શેઠ કહે છે કે મેં બાળપણમાં હુંબડનાં પન્નર ઘર તો દેખેલાં હતાં. તેમની ઉમર હાલ સીત્તેર વર્ષ ઉપરની છે. સૂતારવાડામાં હુંબડ જૈનોનું એક ઘર દેરાસર છે, તે કુબા દોશીના કેશરીયાજીના દેરાસર પાસે અને અરનાથના દેરાસરની વચ્ચે દક્ષિણ દિશામાં ઠેઠ નજીક આવ્યું છે. હુંબડ દેરાસર ખાતે દુકાનો પણ છે. પીંજારાની મસ્જીદ જે જૂની હતી તે પહેલાં હુંબડ વાણીયાનું દેરાસર તથા પૌષધશાળા હતી. એમ વૃદ્ધ લોકો કહે છે. વહોરા ફકીર મહમદ વગેરે તેને પીબરી શ્રાવિકાની પૌષધશાળા જણાવે છે. હુંબડોનું જૈન દેરાસર ત્યાં કઈ સાલથી હતું અને કયા સુલ્તાનના સમયમાં તુટયું તેનો ચોક્કસ પુરાવો મળતો નથી, પણ ઓરંગજેબના વખતમાં મુસલમાનોએ તોડયું (ભાંગ્યું) હોય એમ અનુમાન ઉપર આવવું પડે છે. સત્તરમા સૈકામાં સુતારવાડો વસ્યો તે પૂર્વે ત્યાં વસતિ નહોતી તેમજ ત્યાં સરદારપુરા વસાવ્યું તેથી ત્યાં પૂર્વે ઘર નહોતાં એમ સિદ્ધ થાય છે. મરાઠાનું રાજ્ય સ્થિર થતાં ત્યાં કુબા દોશીએ સંવત્ ૧૮૬૬માં દેરાસર કરાવ્યું તે પહેલાં ત્યાં દેરાસર નહોતું. સૂરજમલ્લ શેઠ રહે છે તે હવેલી કહેવાય છે અને તેની પાછળ પોષ્ટ ઑફીસની ઉત્તરની જગ્યા હાલ છે તે પણ સરદારપુરના મીંયાની છે. એમ લોકો કહે છે. સરદારપુરાના માઢના શિલાલેખથી સિદ્ધ થાય છે કે ગામની પાસે પુરાં વસાવવાનો પહેલાં રિવાજ હતો. હાલ માણસાના ઠાકોર રાઓલ શ્રી તખતસિંહજીએ પોતાના મહેલની નજીક પચ્ચાસ સાઠ ઘરનું તખતપરૂ વસાવ્યું છે તેમ, તે વખતનું આ પરૂ–માઢ વસાવ્યો લાગે છે.

મેંણાવાડો—શેખુશા પીરની કબ્ર પાસે પહાડાના રસ્તા ઉપર વિંજવાસણ માતા પાસે મેંણાવાડ છે તે મેંણાઓને સં. ૧૮૯૦ની સાલ લગભગમાં ચોકી કરવા માટે મહાજને વસાવ્યા હતા. મેંણા-

વાડ પાસે અને શેખુશા પીરની ઉત્તર દિશાએ લીંમડા પાસે શ્રી મહાવીર ભગવાનનું બાવન જિનાલયનું દેરાસર હતું તથા ગંજીના ખેતર લગભગમાં બીજું એક ચિંતામણિ પાર્શ્વનાથનું મંદિર હતું. અલ્લાઉદ્દીનના સમયમાં બે દહેરાં તોડવામાં આવ્યાં. એમ કિંવદંતી છે. કેટલાક એમ કહે છે કે બાદશાહ અહમદશાહ તથા મહમદ બેગડાના વખતમાં તોડવામાં આવ્યાં. હિન્દુ મંદિરો પણ તેજ વખતમાં તુટેલાં હોય એમ જણાય છે. હિન્દુ તથા જૈન મંદિરોના થાંભલા તથા કુંભીઓનાં કેટલાંક અવશેષો જૂની કચેરીના કોટમાં જણાય છે. તથા શેખુશા પીરની કબ્રની આસપાસની દિવાલમાં તથા કસાઇ ચોરાના બારણાના આગળ તથા મકરાણી દરવાજાના બાળની પાસે તથા જસમાબીબીના રોઝા પાસે તથા પીંજારાની મસ્જીદમાં વિગેરે ઠેકાણે કંઇ કંઇ માલુમ પડે છે. હાલનાં જૈન તથા હિંદુ મંદિરો વિક્રમ સંવત્ ૧૮૫૦ ની સાલ પહેલાનાં નથી. જૂનું વિજાપુર જેમ જેમ તૂટવા લાગ્યુ અને નવું વિજાપુર આબાદ થવા લાગ્યું તેમ તેમ હિંદુઓ, જૈનો વગેરે નવા વિજાપુરમાં વસવા લાગ્યા. નવું વિજાપુર લગભગ વિક્રમ સંવત્ ૧૪૮૦ માં મુસલમાનોથી વસાવા લાગ્યું અને તે પછી હિંદુઓ વિક્રમ સંવત્ ૧૬૧૦ લગભગમાં ત્યાં આવવા લાગ્યા. વિક્રમસંવત્ ૧૬૩૫ લગભગમાં ટોડરમલે નવાવિજાપુરનું બજાર કાઢયું. વિક્રમસંવત ૧૭૧૦ લગભગના અરસામાં ભાટવાડો વસ્યો તેથી વીસ વરસ પહેલાં ભાદાણીવાડો વસ્યો હતો. જૈનો વિક્રમસંવત્ ૧૭૧૦ માં નવાવિજાપુરમાં વસવા આવ્યા. કેટલાક જૈનો વિક્રમસંવત ૧૭૫૦-૬૦ માં પણ આવ્યા; અને તેઓ મુસલમાનોનાં ઘરો વેચાતાં લઇ સાંથ વિગેરેમાં વસ્યા, અને સંવત્ ૧૭૧૦-૨૦ લગભગમાં નવા ઉપાશ્રય ( નવા વિજાપુરમા ) બંધાવા લાગ્યા.

વેરાવાસણુ સંવત ૧૭૮૪ લગભગથી વસવા માંડયું તે પરા તરીકે વસ્યું હતું. વખત જતાં વસ્તી વધી. દોશીવાડો તથા શ્રીમાળીવાડો પણ તેજ અરસામાં વસ્યાં. જૂના વિજાપુરમાં દોશી લોકો પાંજરાપોળ પાસે રહેતા હતા તે પણ છેવટે અહીં આવી વસ્યા. નવી પાંજરાપોળની જગ્યાએ નાગરોનાં ઘર હતાં અને તે

એ વાસ કર્યો. દાદા ફકીર મહમદ સાહેબના પહેલાં વિજાપુરમાં એક સૈકા લગભગમાં મુસલમાનની વસ્તિ થઇ હોય એમ અનુમાન થાય છે. ઈ. સ. ૧૨૯૭ માં અલાઉદ્દીન બાદશાહે કરણઘેલાને હરાવી ગુજરાત લીધું તે પહેલાં સિદ્ધરાજના અને કુમારપાળના વખતમાં મુસલમાનો પાટણ અને ખંભાત વિગેરે સ્થળે વસવા લાગ્યા હતા. એથી તે પછી કુમારપાળ પછી બીજારાજાઓના વખતમાં વિજાપુરમાં તેઓ વસ્યા હોય એમ અનુમાન થાય છે.

**મુસલમાન કોમ અને મુસલમાન ધર્મ**—અરબસ્તાનમાં મહમદ પેગંબર સાહેબે મુસલમાન ધર્મનો-**દીનધર્મનો** પ્રચાર કરવા માંડ્યો. સાતમા સૈકા પછી ચાર પાંચ સૈકામાં તો એશિયાના મોટા ભાગમાં તે ધર્મ ફેલાયો અને આફ્રિકામાં ફેલાઇ ગયો, તથા યુરોપમાં સ્પેન સુધી મુસલમાનીધર્મ વ્યાપ્ત થવા લાગ્યો. મુસલમાની ધર્મમાં અનેક પેગંબરો થઇ ગયા છે, તેમાં છેલ્લા પયગંબર મહમદ પયગંબર સાહેબ છે, તેમના વખતમાં તેમની મારફત અલ્લા તરફથી કુરાન શરીફ ઉતર્યું એમ માનવામાં આવે છે. કુરાનની ટીકાના અનેક ગ્રન્થો થયા છે. અરબસ્તાનમાં મહમદ પેગંબર સાહેબ જન્મ્યા તે વખતે ત્યાં આર્યોનો મૂર્તિપૂજક ધર્મ હતો. જૈનોની તેમ વૈદિક આર્યોની ત્યાં દેવમૂર્તિયો હતી, "અલ્લા-ખુદા, પરમેશ્વર-નિરંજન નિરાકાર અનંત નૂરમય એક છે અને તેણે જગત્ બનાવ્યું છે. તે પોતાની ભક્તિ કરનારાઓને જહન્નત ( સ્વર્ગ ) આપે છે અને એક દિવસ કયામતનો દિવસ આવશે ત્યારે દુનિયા જગત્ બળી ભસ્મ થઈ જશે અને તે દિવસે ખુદા અલ્લા, સર્વ મનુષ્યોને પાછા ઉભા કરશે અને દરેક મનુષ્ય વગેરેનો ન્યાય કરી તે કરણીના અનુસારે તેઓને જહન્નતમાં અને દોઝખમાં નાંખશે. માટે અલ્લાખુદાની ભકિત કરવી અને શયતાનના વશમાં ન આવવું. નમાઝ પઢવી. રોજાં રાખવાં, ફકીરો વગેરેને ખાવા પીવા આપવું, ઈત્યાદિ તેમની માન્યતા છે. "પરમેશ્વર-અલ્લાનો આકાર નથી માટે અલ્લાની મૂર્તિ બનાવવી નહીં." મૂર્તિમાં પરમેશ્વર પેસતો નથી એવી તે ધર્મની માન્યતા છે તેથી તેઓ મૂર્તિને માનતા નથી.

**કસાઈના ચોરાની મસ્જીદ**—દોશીવાડાથી સ્ટેશન તરફ જતાં કસાઈવાડાના ચોરાની મસ્જીદ આવે છે. મકાન મોટું છે. પાસે એક લીંબડો છે. મસ્જીદનું મકાન જૂનું છે. વિજાપુરમાં કસાઈના ચોરે એક **તાજીયો** થાય છે, તથા એક **મુમનવાડામાં તાજીયો** થાય છે. મુમનવાડામાં પાંત્રીસ વરસથી તાજીયો થાય છે. કસ્બાતી ચોરે તાજીયો થાય છે. પહેલાં એક તાજીયો સરકારના ખરચથી કરવામાં આવતો હતો તે હવે બંધ થયો છે. **પીંજારાની મસ્જીદ** પાસે ઘાંચી-ના ઘર પાસે એક કબરસ્તાન છે. **શાહેર મંડીના** મકાન પાસે ઓર-ડીમાં એક **અહમદ સૈયદ** અને એક **ઇજ્જુદ્દીન સૈયદની** કબર છે. **મકરાણી** દરવાજા પાસે ત્રણ કબર છે. તેમાં એક ગંઝપીરની છે અને બીજી **ગેબનશાહની** છે. **દેવરામ** કાશીની હવેલીમાં ગુલમહ-મદમીયાં અને બીજા જાનમહમદમીયાંની કબર છે. મેણાવાડ પાસે **શેખુ** સૈયદ પીરની કબર છે અને આગળ જતાં **રામપરાને** રસ્તે **અબુવલ** શાહ પીરની કબર છે. **લાડોલના** માર્ગે હવાડા પાસે **પાંચ પીરની** કબર છે. ગવાડાના માર્ગે જતાં ટેકરાપર બાલાપી-રની કબર છે અને બીજી **મીરાં** દાતારની કબર છે. ખલુસા ગામ જતાં વચમાં બાવા દરાજની કબર છે. રણાસણના માર્ગે વચમાં **મોટી મકતુ** સાહેબની કબર છે. **મોટા** કબરસ્તાનમાં દાદા ફકીર મહમદ સાહેબની કબર છે તે પ્રાચીન કબર છે. માદનાના ખેતરથી દક્ષિણે જે કબર છે તે **અંગારશાહની** કબર છે. વોરાવાડના નાકે **મોટી પરબડી** પાસે કબર છે તે **ગેબનશાહની** કબર છે. નાની વો-રાવાડમાં **મસ્તાનની** કબર છે તે ઉપર **રોઝો** સંવત ૧૯૬૮ ની સા-લમાં બંધાવવામાં આવ્યો છે. **મસ્તાન** પણ ૧૯૬૮ની સાલમાં મર-ણ પામ્યા હતા. **સૈયદની** મસ્જીદમાં **મારૂફ** મીયાંની કબર છે. જા-જનવાડામાં કબર છે. છીપરીયામાં **મીરજાન** સૈયદની કબર છે. મુમ-નવાડામાં ઉલલસર પીરની કબર છે. **કાજીની મસ્જીદ** સોળસોની સાલમાં બની હતી. દાદા ફકીરમહમદના ગુરૂ **સૈયદ** હુદ સાહેબ હતા. તેમણે પાટણથી દાદા ફકીર મહમદ સાહેબને અહીં મોકલ્યા.

જુના વિજાપુરમાં વિજલદેવ રાજાએ મુસલમાનોને વસવા દીધા નહોતા. તેથી તેઓ વિજાપુરના કોટની પાસે આથમણી દિશા

એ વાસ કર્યો. દાદા ફકીર મહમદ સાહેબના પહેલાં વિજાપુરમાં એક સૈકા લગભગમાં મુસલમાનની વસ્તિ થઇ હોય એમ અનુમાન થાય છે. ઈ. સ. ૧૨૯૭ માં અલાઉદ્દીન બાદશાહે કરણઘેલાંને હરાવી ગુજરાત લીધું તે પહેલાં સિદ્ધરાજના અને કુમારપાળના વખતમાં મુસલમાનો પાટણ અને ખંભાત વિગેરે સ્થળે વસવા લાગ્યા હતા. એથી તે પછી કુમારપાળ પછી બીજારાજાઓના વખતમાં વિજાપુરમાં તેઓ વસ્યા હોય એમ અનુમાન થાય છે.

**મુસલમાન કોમ અને મુસલમાન ધર્મ**—અરબસ્તાનમાં મહમદ પેગંબર સાહેબે મુસલમાન ધર્મનો-**દીનધર્મનો** પ્રચાર કરવા માંડ્યો. સાતમા સૈકા પછી ચાર પાંચ સૈકામાં તો એશિયાના મોટા ભાગમાં તે ધર્મ ફેલાયો અને આફ્રિકામાં ફેલાઇ ગયો, તથા યુરોપમાં સ્પેન સુધી મુસલમાનીધર્મ વ્યાપ્ત થવા લાગ્યો. મુસલમાની ધર્મમાં અનેક પેગંબરો થઇ ગયા છે, તેમાં છેલ્લા પયગંબર મહમદ પયગંબર સાહેબ છે, તેમના વખતમાં તેમની મારફત અલ્લા તરફથી કુરાન શરીફ ઉતર્યું એમ માનવામાં આવે છે. કુરાનની ટીકાના અનેક ગ્રન્થો થયા છે. અરબસ્તાનમાં મહમદ પેગંબર સાહેબ જન્મ્યા તે વખતે ત્યાં આર્યોનો મૂર્તિપૂજક ધર્મ હતો. જૈનોની તેમ વૈદિક આર્યોની ત્યાં દેવમૂર્તિયો હતી, "અલ્લા-ખુદા, પરમેશ્વર-નિરંજન નિરાકાર અનંત નૂરમય એક છે અને તેણે જગત્ બનાવ્યું છે. તે પોતાની ભક્તિ કરનારાઓને જહન્નત ( સ્વર્ગ ) આપે છે અને એક દિવસ કયામતનો દિવસ આવશે ત્યારે દુનિયા જગત્ બળી ભસ્મ થઇ જશે અને તે દિવસે ખુદા અલ્લા, સર્વ મનુષ્યોને પાછા ઉભા કરશે અને દરેક મનુષ્ય વગેરેનો ન્યાય કરી તે કરણીના અનુસારે તેઓને જહન્નતમાં અને દોઝખમાં નાંખશે. માટે અલ્લાખુદાની ભકિત કરવી અને શયતાનના વશમાં ન આવવું. નમાઝ પઢવી. રોજાં રાખવાં, ફકીરો વગેરેને ખાવા પીવા આપવું, ઈત્યાદિ તેમની માન્યતા છે. "પરમેશ્વર-અલ્લાનો આકાર નથી માટે અલ્લાની મૂર્તિ બનાવવી નહીં." મૂર્તિમાં પરમેશ્વર પેસતો નથી એવી તે ધર્મની માન્યતા છે તેથી તેઓ મૂર્તિને માનતા નથી.

મનુષ્ય વગેરેનો પુનર્જન્મ નથી. ચોરાશી લક્ષજીવયોનિની માન્ય-
તાને તેઓ સ્વીકારતા નથી. મક્કાને કાશી જેવું પવિત્ર તીર્થ ગણે
છે. તેઓ ગમે તે ધર્મના ફકીરોને માને છે અને તેઓને અન્ન વસ્ત્ર
આપે છે. એક અલ્લાને તેઓ ઇશ્વર માને છે, વૈદિક હિંદુઓની
પેઠે વર્ણના ચાર વિભાગ અને સ્પર્શ્યાસ્પર્શ્યની માન્યતાને તેઓ
સ્વીકારતા નથી. કુરાનને ન માનનારાને તેઓ કાફર માને છે અને
મૂર્તિયોને ભાંગી નાંખવામાં પાપ દોષ માનતા નથી, તેથી
અરબસ્તાન મક્કા વગેરેમાંથી મૂર્તિયોનો તેમણે નાશ કરી દીધો.
તેમનામાં ધર્મનું ઝનૂન તથા આકીન વિશેષ હોય છે તેથી હિં-
દુઓ વગેરેની સાથે યુદ્ધ કરવામાં તેઓની કોમ એકદમ એક થઇ
જાય છે. "ધર્મને માટે જે મરે તે શહીદ થાય છે અને તેને અવશ્ય
જહન્નત–સ્વર્ગ મળે છે." એમ તેઓ માને છે. ભૂંડ વિના તેઓ
બકરી, ગાય, ઉંટ વગેરેની કુરબાની કરે છે. શ્રાદ્ધની ક્રિયાને
તેઓ માનતા નથી. તેઓ પોતાનાં સગાં વ્હાલાંની કબ્રો પાસે
બેસીને કુરાનનો કેટલોક ભાગ વાંચીને મરેલાઓ માટે ખુદાની
પાસે દુવા માગે છે અને મરેલાંઓના ગુન્હાઓ માફ કરાવવા
ખુદાને પ્રાર્થના કરે છે. અરબસ્તાનમાંથી મુસલ્માનો હિંદમાં ધીમે
ધીમે વ્યાપાર વગેરે નિમિત્તે આવવા લાગ્યા. ઇરાનને જીતી
તેઓએ પારસી લોકોને મુસલ્માની ધર્મમાં લીધા અને જે પારસી-
ઓએ મુસલ્માની ધર્મ ન સ્વીકાર્યો, તેઓ હિંદમાં સુરત
જીલ્લામાં સંજાણમાં આવી વસ્યા. સર્વવર્ણના મનુષ્યો ભેદભાવ
વિના મુસલ્માન બની શકે છે, અને એક ગરીબ પણ બાદશાહની
કન્યા પરણી શકે છે, એટલા સુધીતેમાં એકાત્મબંધુભાવ સ્વીકાર્યો
છે, તેથી મુસલ્માનોમાં એકસંપી છે, અને એક લોહીનો ધર્મપ્રેમ
રહે છે. ધર્માન્ધ જુસ્સાથી તેઓમાં કોમીસંપ જે વર્તે છે તેમાં
હવે કંઇક વિચાર પરિવર્તન થવા લાગ્યું છે. હિંદુસ્થાનપર
મુસલ્માનોનું પહેલું આક્રમણ ઇ. સ. ૬૬૪ માં થયું. તે
વખતે મુસલ્માનો મુલતાનથી પાછા ફર્યા. બીજું આક્રમણ ઈ.
સ. ૭૧૧ માં થયું તે વખતે તેમણે સિંધુ દેશપર પોતાની
સત્તા સ્થાપી; પરંતુ થોડા વખત પછીથી રજપુતોએ તેઓને

પાછા હાંકી કાઢ્યા. ત્યારબાદ એક હજારની સાલમાં મહમદગિઝનીએ આક્રમણ ( ચઢાઈ ) કર્યું, તેણે સૌરાષ્ટ્રમાંનું પ્રભાસપાટણનું સોમનાથ મહાદેવનું મંદિર લૂટયું તે પાછા ગયો. ઇ. સ. ૧૧૯૩ માં દિલ્હીના પ્રદેશમાં મુસલ્માનોની સત્તા સ્થાપિત થઈ. તથા ઇ. સ. ૧૨૯૭ માં ગુજરાતમાં-પાટણમાં અલ્લાઉદીનની સત્તા સ્થાપિત થઇ. ઈ. સ. ૧૩૧૫ લગભગમાં દક્ષિણમાં અને ચૌદમા સૈકામાં બંગાલા વગેરે પર મુસલ્માન બાદશાહોની સત્તા સ્થાપિત થઇ. ઇ. સ. ૧૮૫૭ માં હિંદની બાદશાહત તેઓના હાથમાંથી ગઈ અને નિઝામ, પાલણપુર, ભોપાલ, રાધનપુર, જુનાગઢ વગેરે કેટલાંક સંસ્થાનો તેઓની સત્તામાં રહ્યાં. ઈ. સ. ૧૮૫૭ માં હિંદમાં બ્રિટીશ શહેનશાહતની સ્થાપના થઈ અને મુસલ્માનોની બાદશાહી નષ્ટ થઈ. મુસલ્માનોમાં શીયા અને સુન્ની બે પંથ છે. તેમાં પેટા પંથો સેંકડો છે પણ સર્વે કુરાન શરીફને પાક માને છે. અરબસ્તાન વગેરેમાંથી મુસલ્માનો પચ્ચાસ સાઠ લાખ આવ્યા હતા. તેઓએ આર્ય હિંદુઓને સત્તા વગેરેનાં બળે કરી વટલાવ્યા અને હાલ તેઓ સાત કરોડની સંખ્યાવાળા થયા. તેઓ મસ્જીદો, રોજા બનાવે છે. મહોરમના તાજીયાઓને બનાવે છે. તેઓમાં બંધુભાવ, સંપ, આદીન વગેરે ગુણો મુખ્યપણે વર્તે છે. વિજાપુરમાં મુસલ્માનો તેરમા સૈકામાં આવ્યા મુસલ્માનો મોટા ભાગે સિપાઇનો ધંધો કરે છે. વ્હોરાઓ વ્યાપાર કરે છે. મુસલ્માનો પણ વ્યાપાર કરવા લાગ્યા છે તેઓ બને છે ત્યાં સુધી હિંદુઓની સાથે સલાહ શાંતિથી વર્તે છે. વિજાપુરમાં વિ. સં. ૧૮૨૧ માં દામાજીરાવ ગાયકવાડે હિંદુમરાઠી રાજ્યની સ્થાપના કરી. હિંદુઓ પણ મુસલમાનોની સાથે સલાહ સંપથી વર્તે છે. વિ. સં. ૧૮૨૦ માં દામાજીરાવ ગાયકવાડે વીસનગરના બાબી પર ચઢાઈ કરી તેને કાઢી મૂકયો, તેની પાસે સમી, રાધનપુર અને પાટણ નજીકનાં સાડા ત્રણ ગામ રહેવા દીધાં. ઈ. સ. ૧૭૬૦ માં મરાઠી રાજ્યસત્તા પૂર્ણ કલાએ પહોંચી, તેથી મુસલ્માનોનું જોર કમી થયું. તે બ્રિટીશ રાજ્યની પ્રજા તરીકે થયા.

મુસલ્માનોમાં એક બીજાનું ખાવામાં કોઇ અભડાઇ જતું

નથી. સુન્નતની ક્રિયા પછી પકકો મુસલ્માન થાય છે અને તેની સાથે મુસલ્માન ધર્મ પ્રમાણે મુસલ્માનો કન્યા પરણાવી શકે છે. મુસલ્માનોમાં ધાર્મિક, વ્યાવહારિક કાવ્યના અનેક ગ્રન્થો છે. તેઓમાં સૈયદની જાતિ બ્રાહ્મણ જેવી ઉંચી ગણાય છે.

## વૈદિક પૌરાણુક હિંદુઓ અને વૈદિક પૌરાણિક હિંદુ ધર્મ.

હિંદુસ્થાન અર્થાત્ આર્ય ભારત દેશમાં જે ધર્મોને જે મહાત્માઓએ તીર્થંકરોએ અને ઋષિઓએ સ્થાપન કર્યા તે હિંદુ ધર્મો ગણાય છે. ઋગ્વેદ, યજુર્વેદ, શામવેદ, અને અથર્વ વેદ એ ચાર વેદો છે, તે પર શતપથ, બ્રાહ્મણભાગ, કલ્પ વગેરેની ઋષિઓએ-બ્રાહ્મણોએ રચના કરી. ભરત, અંગિરા, વાયુ બ્રહ્મા વગેરે ઋષિઓએ ચાર વેદની રચના કરી. શતપથ આરણ્યક, આશ્વાલયન વગેરેને બ્રાહ્મણોએ રચ્યા. કેટલાકો વેદોને પૌરૂષેય અર્થાત ઋષિઓએ બનાવેલા માને છે અને જૈમિની ભટ્ટ વગેરે કહે છે કે વેદોનો કોઈ રચનાર ઈશ્વર નથી. વેદો અનાદિ કાલના છે. જૈમિની વગેરે વેદના કર્મ કાંડ ભાગને માને છે તે કર્મકાંડ ભાગ યજ્ઞાદિ કર્મવાળો હોવાથી તેને પૂર્વમિમાંસા કહે છે, ઉત્તર મિમાંસામાં જ્ઞાનકાંડની મુખ્ય માન્યતા છે ઉપનિષદો વેદાંત ગ્રન્થોને ઉત્તર મિમાંસામાં ગણવામાં આવે છે. વેદ પછી શતપથ કલ્પસૂત્રો નિઘંટુની રચના થઈ, ત્યારબાદ ઉપનિષદોની રચના થઈ. સ્મૃતિયો, પુરાણો પાછળથી રચાયાં. સનાતન હિંદુઓ બ્રહ્મા, વિષ્ણુ મહેશ્વર, નવગ્રહ, દશદિક્પાલ, દેવીઓ, દેવો, સ્વર્ગ, નરક, શ્રાદ્ધ પુનર્જન્મ, વૈકુંઠ, મૂર્તિપૂજા-કર્મવાદ, અવતારવાદ, ચાર વર્ણ વિભાગ, સ્પર્શાસ્પર્શી, પુણ્ય, પાપ, બંધ, મોક્ષ, ગૃહસ્થધર્મ, ત્યાગ, ધર્મ, ચાર આશ્રમ વગેરેને સ્વીકારે છે, ચાર વેદો, દશ અઠ્ઠાવીશ એકસો આઠ ઉપનિષદો, સ્મૃતિયો, પુરાણો મૂર્તિપૂજા, શ્રાદ્ધ વગેરેને માને છે તે સનાતન વૈદિકશ્રૌતસ્માર્ત હિંદુઓ ગણાય છે.

સનાતન હિંદુધર્મના ત્રણ ભેદ છે. વૈદિક પૌરાણિક હિંદુધર્મ ૨ જૈનધર્મ ૩ બૌદ્ધધર્મ એ ત્રણની ઉત્પત્તિ હિંદમાં

થએલી છે અને એ ત્રણ ધર્મના પ્રકાશક તથા પાલક આર્ય સનાતન હિંદુઓ છે. વેદો, દશ ઉપનિષદો, બ્રહ્મસૂત્ર અને ભગવદ્‌ગીતાપર જે પોતાના મતની ટીકા કરી તેને સિદ્ધ કરે તેને સમ્પ્રદાય કહે છે, શંકરાચાર્યે બ્રહ્મસૂત્ર, દશ ઉપનિષદો અને બ્રહ્મસૂત્રપર ટીકા કરી કેવલાદ્વૈતસિદ્ધાન્તની સ્થાપના વિક્રમના આઠમાં સૈકામાં કરી છે. શંકરાચાર્યનાં સિદ્ધાંતમાં કેવલ એક બ્રહ્મજ સત્ય છે, એમ સ્વીકાર્યું છે. વિશ્વાદિરૂપ માયા અસત છે. જગતનો કર્તા કોઈ ઈશ્વર નથી, તે વિવર્તવાદને માને છે. બ્રહ્મા વિષ્ણુ મહેશ્વર વગેરે દેવો જગતના કર્તા ઔપચારિકવિવર્તવાદદષ્ટિએ છે, અર્થાત્ વસ્તુતઃ જગત્ નથી અને જગતનો કર્તા ઈશ્વર નથી. તે છતાં ઔપચારિક વિવર્તવાદદષ્ટિએ વ્યવહારમાં સર્વે સત્ય છે એમ માની સર્વ શાસ્ત્રો સ્વર્ગ નરકાદિને વ્યવહારે સત્ય જણાવ્યાં છે. શંકરાચાર્ય પછી રામાનુજ આચાર્ય બારમા સૈકામાં થયા. તેમણે બ્રહ્મસૂત્ર ગીતાપર અને ઉપનિષદોપર ટીકા કરી. રામાનુજસંપ્રદાય વિશિષ્ટાદ્વૈત તરીકે પ્રવર્તાવ્યો. શંકરાચાર્યે જગત્, જીવો, માયાને અસત્ માની હતી, તેનો રામાનુજે સત તરીકે સ્વીકાર કર્યો. રામાનુજનો વૈષ્ણવસંપ્રદાય ધર્મ કહેવાય છે, તે જગતકર્તા ઈશ્વરને માને છે, અનંત જીવોને સત્ માને છે. માયા સત્ છે. કર્મ સત છે. સ્વર્ગ નરક પૃથ્વી સર્વે સત છે. જીવોનો અને માયાનો ઉપરી ઇશ્વર છે. ઈશ્વરમાંથી સત્ અંશો જે પ્રગટે છે તે જીવો છે અને ઈશ્વરમાંથી જે અસત અંશો નીકળે છે તે પંચભૂત, માયા કર્મ વગેરે અસત્ છે. ઈશ્વરમાંથી સર્વકાલે જગત, માયા, જીવો નીકળે છે અને મહાપ્રલયમાં તે પાછા ઇશ્વરમાં લીન થઈ જાય છે. પુનઃ તે પ્રગટે છે ને પુનઃ તે ઇશ્વરમાં લીન થઈ જાય છે. ઈશ્વરની ભક્તિ કરે છે તેને સ્વર્ગ મળે છે અને પાપ-અધર્મ કરે છે તેને નરક મળે છે. ઇત્યાદિ માન્યતાઓને તેઓ સિદ્ધાંતતરીકે સ્વીકારે છે તેઓ મુખ્ય દેવો તરીકે વિષ્ણુ-હરિ-રામને માને છે. રામાનુજમાંથી રામાનંદ

સંપ્રદાય નીકળ્યો છે. વિ. સં. પન્નરમા સૈકા લગભગમાં ત્રીજો વલ્લભાચાર્યનો શુદ્ધાદ્વૈત માન્યતાવાળો સંપ્રદાય નીકળ્યો છે. તેમાં જગત્, જીવો, જડ પદાર્થો આદિ સર્વ છે, તે શુદ્ધ બ્રહ્મરૂપ છે. ઈશ્વર તેજ જગત્ છે. ઈશ્વર તેજ જીવો છે, ઈશ્વર તેજ કર્મ માયા છે અને જગત્ જીવો જડ પદાર્થો સર્વે હરિ અર્થાત્ ઈશ્વર રૂપ છે એમ સ્વીકારે છે. हरिरेव जगज्जगदेव हरिर्हरितो जगतो नहि भिन्नतनु रितियस्य मतिः परमार्थगतिःसनरो भवसागर मुद्धरति ॥ એ પ્રમાણે માન્યતા છે. વલ્લભાચાર્યના આચાર્યો ગોસાંઇ ગોસ્વામી ગણાય છે, તે ઘર માંડી રહે છે. કૃષ્ણ-વાસુદેવ-હરિ તેજ જગતના કર્તા હર્તા અને વારંવાર અવતાર લેનાર છે એમ તે માને છે. શંકરાચાર્ય, રામાનુજ, વલ્લભાચાર્ય, નિંબાર્ક વગેરે ઇશ્વર વારંવાર ભક્તોના રક્ષણાર્થે અવતાર ધારણ કરે છે એમ માને છે. વૈષ્ણવ સંપ્રદાયવાળા વિષ્ણુનેજ માને છે શંકરાચાર્ય સંપ્રદાયવાળા બ્રહ્મા, વિષ્ણુ મહેશ્વર દેવીઓ વગેરે સર્વને બ્રહ્મના રૂપક તરીકે માને છે. નૈયાયિક દર્શન, સાંખ્ય દર્શન, વૈશેષિક દર્શન, ઉત્તર મિમાંસા અર્થાત્ વેદાંતદર્શન, પાતંજલદર્શન, બૌદ્ધ દર્શન અને જૈનદર્શન એ પ્રમાણે ષટ્ દર્શન અને આઠદર્શન છે. તેમાંથી વૈદિક હિંદુઓ, બૌદ્ધ અને જૈન દર્શન વિનાનાં ષટ્ દર્શનને માને છે. સનાતન હિંદુઓ સાંખ્ય દર્શનને માને છે. સાંખ્યો જગતકર્ત્તાતરીકે પ્રકૃતિને માને છે, અને ઈશ્વરને જગત્કર્ત્તા તરીકે માનતા નથી, એમ કપિલઋષિ પ્રતિપાદન કરે છે. પૂર્વમિંમાસા અર્થાત્ પૂર્વકાલીન વૈદિક દર્શન મતવાળાઓ જગત્નો કર્ત્તા ઈશ્વર છે એમ માનતા નથી, તેમજ ઇશ્વર છે એમ પણ માનતા નથી. અનાદિ કાળથી સનાતન વેદો છે. વેદોનો રચનાર ઇશ્વર નથી. વેદોના મંત્ર પ્રમાણે યજ્ઞાદિક કર્મો કરવાં જોઇએ અને તેથી સ્વર્ગની પ્રાપ્તિ થાય છે એમ તે દર્શન સ્વીકારે છે. નૈયાયિક અને વૈશેષિક દર્શનમાં જગત્નો કર્ત્તા ઇશ્વર છે એમ પ્રતિપાદન કર્યું છે. વેદાન્તદર્શનમાં દશ ઉપનિષદો વગેરે ઉપનિષદોનું તત્ત્વ-

જ્ઞાન છે. શંકરાચાર્ય, રામાનુજ આચાર્ય, વલ્લભાચાર્ય, નિંબાર્કાચાર્ય અને દયાનંદી આર્યસમાજીઓ, વગેરે આચાર્યો પરસ્પર ભિન્ન ભિન્ન તત્ત્વ માન્યતાઓને માને છે અને દશ ઉપનિષદ્ વગેરેની શ્રુતિયોના તથા બ્રહ્મસૂત્રના તેમજ ગીતાના શ્લોકોના પોતાની માન્યતા પ્રમાણે પરસ્પર વિરૂદ્ધ ભિન્ન ભિન્ન અર્થ કરે છે, તેથી કયો અર્થ તત્ત્વ સત્ય છે અને કયા આચાર્યે સત્ય અર્થ કર્યો ? તેના નિશ્ચય માટે પરસ્પર આચાર્યો વિદ્વાનો વિવાદો કરી થાકી જાય છે અને એક નિશ્ચય પર આવી શકતા નથી અને પોતપોતાની માન્યતાને પુષ્ટ કરે છે. એ પ્રમાણે અનેક શતકોથી ચાલ્યા કરે છે. પૌરાણિક દેવદેવીઓને સનાતની સર્વસંપ્રદાયવાળાઓ માને છે, પૂજે છે. વલ્લભાચાર્યના સંપ્રદાયીઓ ભાગવત પુરાણને મુખ્ય માને છે, રામાનુજસંપ્રદાયમાંથી ઓગણીસમા સૈકામાં ગુજરાત અમદાવાદમાં સ્વામીનારાયણ પંથ નીકળેલ છે તે રામાનુજ સંપ્રદાયની માન્યતા તથા તેઓના આચાર તથા તેઓનાં માનેલા પુરાણો વગેરેને કબૂલ કરે છે, બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્યો તથા ગરોડાઓ યજ્ઞોપવીતને (જનોઇને) પહેરે છે. ગંગા વગેરે નદીઓને તીર્થ માને છે, પીંપળાને પૂજે છે, યજ્ઞને કરે છે. હાલના યજ્ઞોમાં બકરા વગેરેનો હોમ પ્રાયઃ ઘણાખરા દેશોમાં થતો નથી. બંગાલમાં ચૈતન્યસ્વામી પંથ, લીંગાયતગ, રાધાસંપ્રદાય, શાક્તપંથ, વામમાર્ગ તથા હિંદુ કબીર વગેરેનો હિંદુ ધર્મમાં સમાવેશ થાય છે. બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શુદ્ર એ ચાર પ્રકારે હિંદુઓ છે. શીખોનો પણ હિંદુઓમાં સમાવેશ થાય છે. હિંદુઓમાં મુખ્ય ચાર વર્ણ છે, પણ હાલ હિંદુસ્થાનમાં ચારે વર્ણમાં સેંકડો ઉપભેદો પડેલા છે, શંકરાચાર્ય, રામાનુજ, રામાનંદ, ઉદાસીન વગેરે સંપ્રદાયના સર્વે બાવન લાખ સાધુ બાવા સંન્યાસીઓ છે. ગુરખા વગેરે જાતિયોનો હિંદુધર્મમાં સમાવેશ થાય છે. બ્રાહ્મણોમાં ઘણી જાતિયો છે. ગુજરાત, માળવા, સૌરાષ્ટ્ર, કચ્છ અને મારવાડના બ્રાહ્મણો માંસ દારૂને વાપરતા નથી. બંગાલમાં વિહાર, મિથિલા, દક્ષિણ, તેલંગ, સિંધ વગે-

બનાવી શક્ત પ્રજા બનાવવામાં તેઓની કાળજી ભરી પ્રવૃત્તિ વિશેષ છે. તેઓના પ્રયાસથી હિંદુઓ મુસલ્માન તથા ખ્રીસ્તિ થતા અટક્યા છે. પચ્ચીસ વર્ષ પૂર્વે આર્યસમાજમાં ધર્મનો જે જુસ્સો હતો તેટલો હાલમાં નથી તોપણ તેઓ પુરૂષાર્થ કરે છે. સનાતનીઓની સાથે મૂર્તિપૂજા, શ્રાદ્ધ, વિધવાવિવાહ વગેરે બાબતો માટે તેઓ શાસ્ત્રાર્થ કરવા સદા તત્પર રહે છે. હાલ ગાંધીજીની પ્રવૃત્તિ બાદ તેઓએ હિંદુઓનું સંગઠન કરવા સનાતનીઓની સાથે રહી પ્રવૃત્તિ કરવા માંડી છે. અનેક ધર્મવાળા હિંદુઓ, મુખ્યતયા વેદશ્રુતિ, ઉપનિષદોને સ્વીકારે છે, જૈન ધર્મશાસ્ત્રોની દૃષ્ટિએ તે અગણિત વર્ષ ઉપરાંતના બનેલા છે. નવમા સુવિધિનાથ અને શીતલનાથ તીર્થંકરના કાળ વચ્ચે તે વેદોની ઉત્પતિ થઈ છે એમ જૈનો માને છે. સનાતની વૈદિકો દશ હજાર વર્ષ અથવા દશ હજાર વર્ષ પૂર્વે વેદો રચાયા, એમ માને છે. યુરોપીયન પંડિતો છેવટમાં છેવટ પાંચ હજાર વર્ષની પૂર્વે વેદો થયા એમ માનતા નથી. જૈનો પૂર્વે ભરતના રચેલા વેદોને માનતા હતા, અને પાછળથી તેમાં અસત્યનું મિશ્રણ થયું એમ માને છે. પશુ આદિની હિંસા કરવાનું જેમાં લખ્યું છે તેવા યજ્ઞોને પરમેશ્વર કહેતાજ નથી એમ જૈનો માને છે. હિંદુઓ આશરે ત્રેવીશ કરોડ છે. તેઓમાં હવે કંઈ ધર્મ જુસ્સાની ચળવળ થઈ છે છતાં તેઓ મુસલ્માન અને ખ્રીસ્તિયોની પેઠે ખૂબ ચળવળ કરવામાં હજી પાછળ છે. ચારે વર્ણ વિભાગથી તેઓએ સ્વરાજ્ય આજ સુધી કર્યું છે અને કરવાને લાયક છે.

ગુજરાત, સોરાષ્ટ્ર, માળવા, મારવાડ, મેવાડ વગેરે દેશોના વૈદિક હિંદુઓપર જૈન ધર્મની ઘણી અસર થઈ છે.

વિજાપુરમાં અઢારે વર્ણના હિંદુઓ છે. બ્રાહ્મણોમાં પંડિત ગિરિજાશંકર હાલ વિદ્વાન્ છે શાસ્ત્રી રવિદત્ત તથા મગનલાલ પુરાણી તથા શાસ્ત્રી સદારામ વગેરે ચાર પાંચ વિદ્વાનો છે. મેવાડી બ્રાહ્મણોની વસ્તી વિશેષ છે. વિજાપુરમાં શુકલ બ્રાહ્મણોનાં ઘર થોડાં છે. બ્રાહ્મણોનાં બસે ત્રણસેના આશરે ઘર છે. બારોટોનાં ત્રણસેના આશરે ઘર છે. વૈષ્ણવ નાગર વણિકોનાં પાંચ ઘર છે. સોનીઓનાં ઘર પંદર

ચાલીશ વર્ષપર પ્ચાસ હતાં, હાલ પન્નર વીશ ઘર છે. કંસારાનાં ઘર ઘણાં ઘટી ગયાં છે. ટાણુખીઓ ઘણુ ખરા પરાં વસાવીને પરાઓમાં ગયા છે. ભાવસોર, મણિપુર, ગોવિંદપરૂ, આનંદપરૂ ઈત્યાદિ પરાં વિજાપુરમાં ગણાય છે. વિજાપુરમાં હિંદુઓની સંખ્યા વિશેષ છે અને તેઓની અપેક્ષાએ મુસલમાનોની વસતી ત્રીજા ભાગ કરતાં કંઈક ન્યૂન છે; છતાં શક્તિ બળ તોફાન વગેરેમાં બન્ને કોમનું સમતોલપણું છે. હિંદુઓ અને મુસલમાનો ક્વચિત્ કેટલાક અપવાદો સિવાય સંપીને રહે છે અને એક દેશની પ્રજાની માફક પરસ્પર વર્તી શકે છે.

વિજાપુર તાલુકાના પ્રદેશને બારમા તેરમા સૈકાથી દંડાવ્ય કહેવામાં આવે છે. તેનું કારણ એ છે કે પાટણના સોલંકી રાજાઓ, વાઘેલા નૃપ વગેરેને વિજાપુર પ્રદેશના ભિન્ન ઠાકોરો અમુક ઉચ્ચક દંડ ભરતા હતા અને પોતે સ્વતંત્ર રહેતા હતા. મહુડી વગેરે ઠાકોરી ગામો હાલ પણ દંડ તરીકે સરકારને આંકડો ભરે છે. ચાર પાંચ વર્ષે રાજાનું સૈન્ય કર ઉઘરાવવા આવતું હતું ત્યારે લડાઈ થતી. છેવટે કર તરીકેનો દંડ આ પ્રદેશના ઠાકોરો તરફથી રાજાઓ લેતા હતા, તેથી દંડાવ્ય પ્રદેશ તરીકે દેશ પ્રસિદ્ધ થયો હતો અને તે પોતાની સ્વતંત્રતા મોટા ભાગે જાળવી રહ્યો હતો. બાદશાહોના વખતમાં પણ કર-દંડ વસુલ કરતાં ઘણી લડાઈઓ થતી હતી. વિ. સં. ૧૯૫૩ માં પણ પિલવાઈમાં સામાન્ય બાબતમાં ગાયકવાડની સાથે રજપુતોએ રણસંગ્રામનો આરંભ કર્યો હતો. મેવાડા બ્રાહ્મણો મેવાડમાંથી આવ્યા છે. ઔદિચ્ય બ્રાહ્મણો, ગંગા જમનાના કાંઠાથી ઉત્તર દિશામાંથી આવ્યા છે. વિજાપુરમાં પૂર્વે નાગર બ્રાહ્મણોનાં બસે ઘર હતાં તે અહીંથી અન્ય ગામોમાં ગયા. નાગરબ્રાહ્મણો અન્યત્ર બ્રાહ્મણોમાં સર્વથી પ્રાચીન કાલના ગુજરાતના રહેવાશી છે. વાઘેલાના રાજ્ય કાલથી તેઓ રાજ્યદ્વારી કાર્યમાં આગેવાનીભર્યો ભાગ લે છે અને પ્રસંગે કલમ, કડછી અને બરછીનો ઉપયોગ કરે છે. તેઓ બને છે ત્યાંસુધી ભીખ માગતા નથી. હાલમાં નાગર કોમમા ગાયકવાડી રાજ્યમાં રા. રા. દિવાન મનુભાઇ છે. તે નાગરોના હિતમાં ઘણું લક્ષ રાખે છે. પ્રાચીન વિજાપુરના હિંદુઓની વંશપરંપરાના સંતાનો

જ વિજાપુરમાં હાલ વસે છે એવો નિયમ નથી. કેટલાક ગયા અને કેટલાક નવા પણ આવ્યા છે. હિંદુઓની અને તેમાં પણ વૈષ્ણવોની ભકિત વખણાય છે.

## જૈનો અને જૈનધર્મ.

વિજાપુરમાં જૈન મહાજન વણિકોનાં ચારસે પાંચસે ઘર છે. વિજાપુરમાં જૈન મહાજનનું જોર છે. વિજાપુર વસ્યું ત્યારથી જૈનોની વસતિ છે. જૈનો વ્યાપારી સાહુકાર છે. ગાયકવાડ સરકાર તથા દિવાન આવે છે, ત્યારે મહાજનની પેહ્લી છાબડી તે લે છે અને પશ્ચાત ઠાકોરોની લે છે. વૈદિક હિંદુઓ અને જૈનો, બ્રાહ્મણો, બારોટો વગેરે મહાજનમાં ગણાય છે અને તે ગામના સાર્વજનિક શુભકાર્યોમાં આગેવાનીભર્યો ભાગ લે છે. વીજાપુરમાં વીશાઓસવાળ, વીશા-શ્રીમાલી, દશાશ્રીમાલી અને દશાપોરવાડ એ ચાર જાતના વણિકો જૈનધર્મી છે. વીશાઓસવાળ અને વીશાશ્રીમાલીની વસતિ તથા બળ સમાન છે, છતાં કેટલીક બાબતોમાં ઓશવાળો જાહેરમાં વિશેષ ભાગ લે છે. વિજાપુરના ઓશવાળોનું હાલના ગોળ બંધાયા પહેલાં ઘણું જોર હતું. તે રાજયાદિક પ્રકરણોમાં આગેવાની ભર્યો ભાગ લેતા હતા, અને રજપુતોની પેઠે યુદ્ધ કરવામાં પણ અડગ હતા. દોશી સંજ્ઞાવાળા ઓશવાળો ઘણા જબરા છે. તેઓ ઇડર જીલ્લાના મુડેટીના ઠાકોરોની બેતાલીશમી પેઢીએ એક બાપના પુત્ર તરીકે છે, તેથી તેઓમાં ક્ષત્રિય જુસ્સો વિશેષ રહે છે. શતવર્ષ પૂર્વના ઓશવાળ જૈનો ક્ષત્રિયોની પેઠે યુદ્ધ કરતા હતા અને રાજાઓનું પ્રધાનપણું ખાસ કરતા હતા. હાલમાં પણ ઉદેપુર, જોધપુર વગેરે મેવાડ મારવાડના જૈનો ક્ષત્રિયોની પેઠે શસ્ત્રો ધારણ કરે છે, અને રાજ્ય કારોબારમાં ભાગ લે છે. વડનગર, ખેરાળુ તથા આજુબા-જુના ગામોના ઓશવાળોમાં તે ઓશવાળના શેઠ તરીકે ગણાતા હતા, પણ ગામડાના ઓશવાળો પર તેમણે શેઠાઇનો જુલ્મ કર્યો તેથી કેટલાક ગામડાના ઓશવાળો જૂદા પડી ગયા. વિજાપુરના ઓશવાળો અમદાવાદના નગરશેઠીયાઓને ત્યાં કન્યાઓ આપતા હતા તેથી અમદાવાદના ઘણાખરા ઓશવાળ જૈનો, વિજાપુરના ભાણેજાજ હતા. શેઠ દલપતભાઇ ભગુભાઇનું કુટુંબ અમદાવાદના

પ્રસિદ્ધ પ્રતિષ્ઠિત નગરશેઠનું કુટુંબ ગણાય છે, તેમની સાથે વિજાપુરના શેઠ. જનાશા પિતાંબરની બેન ગંગા બેનનું લગ્ન કરવામાં આવ્યું છે. શેઠ દલપતભાઇના પુત્ર લાલભાઇ દલપતભાઇ, મણીભાઇ તથા જગાભાઇશેઠ છે. વિજાપુરમાં પહેલાં અફીણનો વ્યાપાર ધમધોકાર ચાલતો હતો. ઓસવાળોમાં દરેક કાર્યમાં આગેવાની લેવાનો ઉત્સાહ, ધીરજ, સાહસ અને અબીકણ વૃત્તિ મુખ્ય છે. જ્યાં ત્યાં તે પોતાનો માર્ગ કરી પેશી શકે છે. જૈન ધર્મમાં તેઓ ચુસ્ત છે.

## ઓશવાળ જૈન ક્ષત્રિયતાનું દૃષ્ટાંત.

ઇડર જીલ્લામાં લિંખી ગામના ઠાકરડાના દીકરાએ વિજાપુરના દોશી થોભણ દોશી કે જે ઘોડાપર બેસીને જતા હતા તેને ભાલોડું માર્યું, અને તે થોભણ દોશીની આંખમાં વાગ્યું. તેથી વિજાપુરના દોશીઓ શસ્ત્ર સજી ઘોડા પર ચઢ્યા અને વિજાપુરના મુસલમાનોને મહુડી વિગેરેના ઠાકરડાઓને લેઇ લિંખી ગામની સાથે યુદ્ધ કર્યું અને લિંખી ગામ લૂટી બાળી ગધેડે હળ ફેરવ્યું. આ ઉપરથી તેઓ ક્ષત્રિયવંશીનાં ક્ષાત્રકર્મોને પ્રસંગે કરવાની શકિતવાળા છે એમ જણાઇ આવે છે. અમદાવાદના નગર શેઠીયાના કુટુંબીઓ શિસોદીયા વંશના છે. તે પ્રમાણે વિજાપુરના ઓશવાળો પણ ક્ષત્રિયવંશી છે. ઓસવાળોની વસતિ ઘટતી જાય છે, તેથી તેઓએ ચેતવું જોઇએ. વીશા શ્રીમાલિ વણિકો પણ મૂલ જાતિએ પરમાર ચાવડા ચોહાણ વગેરે ક્ષત્રિય જાતના છે. તેઓ દીર્ઘદૃષ્ટિવાળા હોય છે અને વિચાર કરીને દરેક કાર્ય કરે છે. તેમના રીવાજોને તે ચુસ્તપણે વળગી રહે છે. ધર્મમાં ઘણા ચુસ્ત હોય છે. શાહુકારીમાં તે પ્રસિદ્ધ છે. વ્યાપાર વગેરેમાં પ્રમાણિકતાને વળગી રહી પ્રવૃત્તિ કરે છે. ઓશવાળ વણિકોમાં અહીં નાતના પાંચ શેઠ છે અને વીશા શ્રીમાલીની જાતિમાં તથા વિજાપુર શ્રીમાલીની સત્તાવીશના ગોળ તરીકે શેઠ કચરાભાઇ ઘહેલાભાઇ તથા શેઠ મનસુખ લલ્લુભાઇ એ બે શેઠ છે. ઓશવાળના ગોળમાં વિજાપુર, વેડા, પીલવાઇ તથા રીદરોલ એ ચાર ગામ છે. વિ સં. ૧૯૦૭ લગભગમાં વીશા શ્રીમાલીનો ગોળ બંધાયો છે અને ઓશવાળોનો ગોળ પાછળથી બંધાયો છે. વિજાપુર વિશા શ્રીમાળીના સત્તાવીશ ગામોના ગોળના ઘણા વણિક્ શ્રાવકો પુના વગેરે જીલ્લામાં ગયા છે અને ત્યાં તેઓએ બીજો સત્તાવીશનો ગોળ બાંધ્યો.

છે. દશા શ્રીમાલી વણિકો છે તે વીશા શ્રીમાલીવણિકો જ હતા. તથા દશા પોરવાડો છે તે અસલ વીશાપોરવાડો હતા. વસ્તુપાલ રાસ ગ્રન્થમાં લખ્યા પ્રમાણે તેઓ પાટણમાં દશા તરીકે થયા. તેની હકીકત નીચે પ્રમાણે છે. વસ્તુપાલ પ્રધાને તથા તેજપાલે પોતાનાં મા-બાપની પાછળ પાટણમાં જ્ઞાતિ જમાડવા માંડી તેમાં ગુજરાત, સૌરાષ્ટ્ર વગેરેમાં રહેનારી સર્વચોરાશી વણિક જાતિને નોતરી. તે વખતે પાટણની નગરશેઠાઇ વીશા શ્રીમાલીને ત્યાં હતી, નગરશેઠની રજા વિના નાત થતી નહોતી. નગરશેઠ મરી ગયા હતા અને તેનો પુત્ર ન્હાનો હતો, તેથી નાત જમાડવાની રજા લેવામાં તેને બોલાવ્યો નહીં તેથી નગર શેઠાણીને ખોટું લાગ્યું. તેણે પોતાના પુત્રને કહ્યું કે તું નાત ભેગી કર અને મારા પુનર્લગ્નની રજા માગ ! ! નાત જ્યારે એમ કહે કે વિધવાનું લગ્ન નહીં થાય ત્યારે તું કહેજે કે વસ્તુપાળ અને તેજપાળ વિધવાના-પુનર્વિવાહિતના છોકરા છે, તો તેઓને તમો નાત જમાડવાની કેમ રજા આપો છો ? એ પ્રમાણે નાતને ભેગી કરી નગરશેઠના પુત્રે કહ્યું તેથી નાતમાં બે પક્ષ પડ્યા. જે વીશાશ્રીમાળીઓ તથા વીશાપોરવાડો, વસ્તુપાળના પક્ષમાં રહ્યા તે દશાશ્રીમાળી તથા દશાપોરવાડ તથા દશાઓશવાળ ગણાયા. વસ્તુપાળ અને તેજપાળનાં વંશજ નાતિલાઓ દશાપોરવાડોછે. વેરાવાસણમાં રહેનારા દેશાઇઓ દશાપોરવાડ છે, તેમાંથી કેટલાક વૈષ્ણવધર્મ પાળે છે અને કેટલાક જૈનધર્મ પાળે છે. દશાશ્રીમાળી કોટડિયા તથા શેઠ મગનલાલ કંકુચંદ વગેરે છે તે પક્કા જૈનો છે. દશા વિશા શ્રીમાલી વણિકો છે તે સંઘપુર, આગલોડ વગેરે કાંઠાની સત્તાવીશના ગોળમાં છે. દશાપોરવાડો જોટાણા, સોઝા, ઉવારસદ, લીંબોદરા, જોરણુજ, ઉનાવા વગેરે ગામોના ગોળમાં છે. દશાપોરવાડોના ગોળમાં જૈનધર્મી અને વૈષ્ણવધર્મી પોરવાડો છે. ઓશવાળોની તથા વિશાશ્રીમાલીઓની ઉત્પત્તિ મારવાડ પ્રદેશમાં છે. ભિન્નમાલ વગેરેમાંથી વિશાશ્રીમાળીઓ થયા અને ઓશિયા નગરી વગેરેમાંથી ઓસવાળો થયા. લાડ, દશાઓશવાળ, નિમા વાણિયા, કપોલ, પલ્લીવાલ, વીશા શ્રીશ્રીમાલ, કછુબી, ભાવસાર વગેરે જૈનધર્મ પાળે છે.

# जैनधर्म–विश्वधर्म.

જૈનધર્મ આ જગતમાં અનાદિકાલથી છે. જૈનો જગતને અનાદિકાળનું માને છે. પરમેશ્વર પરમાત્માઓને અનાદિકાળથી માને છે. એકેન્દ્રિય, દ્વીન્દ્રિય, ત્રીન્દ્રિય, ચતુરિન્દ્રિય અને પંચેન્દ્રિય જીવોને કર્મ સહિત સંસારીજીવો માને છે. અનાદિકાળથી જીવો છે. અને તેઓની સાથે અષ્ટકર્મ લાગ્યાં છે એમ માને છે. જીવોને પુણ્યયોગે સુખ થાય છે અને પાપયોગે દુઃખ થાય છે. પુણ્ય એ શુભ કર્મ છે અને પાપ એ અશુભકર્મ છે. અત્યંત અશુભકર્મથી નરકમાં જવાય છે અને અત્યંત શુભ કર્મથી સ્વર્ગની પ્રાપ્તિ થાય છે; પુણ્ય સહિત અલ્પપાપથી મનુષ્યની ગતિ પ્રાપ્ત થાય છે. કપટ વગેરેથી તિર્યંચની ગતિ પ્રાપ્ત થાય છે. મનુષ્યની ગતિમાં આત્માની પૂર્ણ શુદ્ધિ થવાથી મોક્ષ મળે છે એમ માને છે, ગૃહસ્થધર્મ અને ત્યાગી સાધુધર્મ : એમ ધર્મના બે ભેદ છે. જેઓ દેવગુરૂ ધર્મની શ્રદ્ધા ધારણ કરે છે પણ વિરતિપણું અંગીકાર કરી શકતા નથી; સર્વજ્ઞ તીર્થંકર પરમાત્માઓનાં તત્ત્વોની શ્રદ્ધા કરે છે, પણ વ્રત પ્રત્યાખ્યાન કરી શકતા નથી તે ચોથા ગુણસ્થાનકવાળા અવિરતિસમ્યગ્દૃષ્ટિ ગુણસ્થાનક વર્તિ ગૃહસ્થ જૈનો છે. ચોથા ગુણસ્થાનકમાં સમ્યગ્દૃષ્ટિ એવા બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર એ ચારે વર્ણના મનુષ્યો વર્તે છે. જેઓ સત્યદેવ ગુરૂધર્મની શ્રદ્ધા ધારણ કરે છે તથા મિથ્યાત્વદૃષ્ટિનો ત્યાગ કરે છે, સર્વજ્ઞ તીર્થંકરોના ઉપદેશેલ આગમોને સત્ય માની તેની શ્રદ્ધા ધારણ કરી ગૃહસ્થશ્રાવકધર્મનાં બારવ્રત વા બારવ્રત પૈકી ગમે તેટલાં વ્રતને ધારણ કરે છે એવા બ્રાહ્મણો ક્ષત્રિયો, વૈશ્યો અને શૂદ્રો વગેરે દેશવિરતિપંચમ ગુણસ્થાનકવર્તિ ગૃહસ્થ જૈનો કહેવાય છે. ચોથા ગુણસ્થાનવાળા અને પાંચમા ગુણસ્થાનકને ધારણ કરનારા ચેટકરાજા, સંપ્રતિરાજા, ખારવેલરાજા, કુમારપાળ રાજા, વસ્તુપાળ, તેજપાળ વગેરેને ધર્મયુદ્ધ કરવાં પડયાં હતાં. દેશભૂમિ, રાજ્ય, કુટુંબ, ધન, જૈનસંઘ તીર્થાદિની રક્ષા માટે ધર્મયુદ્ધો કરવાનો ચારે વર્ણને અધિકાર છે. બિંબિસાર અને શ્રેણિકરાજા, ઉદાયન રાજા, શ્રેણિક અને અજાત શત્રુરાજાઓએ

તથા અન્ય ગૃહસ્થોએ જૈનધર્મ અંગીકાર કરીને ગૃહસ્થાવાસમાં ધર્મયુદ્ધો કર્યાં હતાં. ગૃહસ્થજૈનો, દેશ અર્થાત્ અંશથકી બાર વ્રતોને અંગીકાર કરે છે. જેઓ ત્યાગીનાં પંચમહાવ્રત ગ્રહીને કંચન કામિની વગેરેનો ત્યાગ કરે છે તેઓને ત્યાગી મુનિઓ-સાધુઓ કહેવામાં આવે છે. તેઓ સર્વ વિરતિ મુનિ કહેવાય છે. મુનિયોના ઉપરીને આચાર્ય કહે છે. ત્યાગીધર્મ ગ્રહણ કરનારી સ્ત્રીને સાધ્વી, શ્રમણી-આર્યા કહેવામાં આવે છે અને તેની ઉપરી સાધ્વીને પ્રવર્તિની કહેવામાં આવે છે. જે સાધુઓને અને સાધ્વીઓને આગમો વગેરે ભણાવે છે તે ઉપાધ્યાય કહેવાય છે. પંડિત સાધુઓને પન્ન્યાસ કહે છે. જૈનધર્મ માનનારી ગૃહસ્થ સ્ત્રીવર્ગને શ્રાવિકા સંઘ તરીકે કહેવામાંઆવે છે. જૈન ગૃહસ્થો શ્રાવકસંઘ તરીકે કહેવાય છે, સાધુઓને સાધુસંઘ અને સાધ્વીવર્ગને સાધ્વીસંઘ એમ ચતુર્વિધસંઘ કહેવાય છે. ચતુર્વિધસંઘને તીર્થ કહે છે અને એવા તીર્થનો ઉચ્છેદ થવાનો સમય આવતાં જે કેવલજ્ઞાની અર્હંતો, સંઘરૂપ તીર્થને સ્થાપે છે તે તીર્થંકરો કહેવાય છે. અવસર્પિણી અને ઉત્સર્પિણીના છ છ આરા હોય છે. જે આરાઓમાં આયુષ્ય, બળ, બુદ્ધિ, વર્ણગંધાદિ શરીરાદિકની વૃદ્ધિ થાય છે તેને ઉત્સર્પિણી કહે છે. ઉત્સર્પિણીના છ આરા હોય છે અને તેનો કાળ દશ કોડાકોડિ સાગરોપમનો છે. અવસર્પિણી કાલમાં વર્ણ, ગંધ, રસ વગેરેની પડતી, તથા ધર્મ, બુદ્ધિ, જ્ઞાન, શરીર, આયુષ્ય, બળ, શક્તિ અનુક્રમે ઘટતી જાયછે. દરેક અવસર્પિણીના ત્રીજા આરાના છેડે અને ચોથા આરામાં ચોવીશ તીર્થંકરો થાય છે, પાંચમાઆરા અને છઠ્ઠા આરામાં તીર્થંકર થતા નથી. અવસર્પિણીનો દશ કોડાકોડી સાગરોપમ કાળ અને ઉત્સર્પિણીનો દસ કોડાકોડિ સાગરોપમ કાળ એમ વીશકોડાકોડી સાગરોપમે એક કાલચક્ર થાય છે, એવાં અનંત કાલચક્રોથી એક પુદ્ગલપરાવર્ત થાય છે. ભૂતકાલમાં એવા અનંત પુદ્ગલ પરાવર્ત થયા અને ભવિષ્યમાં અનંત પુદ્ગલ પરાવર્ત થશે. હાલનો કાલ તે અવસર્પિણીકાલ છે. તેમાં ચોવીશ તીર્થંકરો થઈ ગયા. તે પૂર્વે ઉત્સર્પિણીના છ આરાના ચક્રમાં ચોવીશ તીર્થંકરો થયા. આ અવસર્પિણી કાલમાં સાત કુલકર અર્થાત્ સાત

મનુ થયા. ત્રીજા આરાના છેડે શ્રી નાભિરાજાના પુત્ર શ્રી ઋષભદેવ કાશ્યપવંશી પ્રથમતીર્થંકર થયા. તેમણે ગૃહસ્થાવાસમાં પ્રજાને બહોંતેર કળા તથા ચોસઠકળાનું શિક્ષણ આપ્યું. તેમના પુત્ર શત થયા. તેમના પુત્ર ભરત ચક્રી થયા, તેમણે આર્યાવર્તનું રાજ્ય કર્યું માટે તે ભારતદેશ કહેવાય છે. તેમના પુત્ર બાહુબલીએ અફગાનીસ્તાન, ઇરાન, તુર્કસ્તાન વગેરે દેશોનું રાજ્ય કર્યું. તેમણે તેમની પુત્રી બ્રાહ્મીને બ્રાહ્મી લીપી વગેરે અઢાર લિપિયોનું જ્ઞાન આપ્યું. તેમણે દીક્ષા લીધા પૂર્વે પોતાના પુત્રોને ભિન્ન ભિન્ન દેશોનાં રાજ્ય આપ્યાં. તેમના પૌત્ર આનર્તે ગુજરાતપર રાજ્ય કર્યું તેથી તે આનર્ત દેશ કહેવાય છે. શ્રી ઋષભદેવે ત્યાગધર્મની દીક્ષા અંગીકાર કરી, અને વનમાં ત્યાં ત્યાં ધ્યાનસ્થ રહી અયોધ્યા પાસે કેવલજ્ઞાન પ્રાપ્ત કર્યું. દેવોએ અને દેવીઓએ સમવસરણની રચના કરી. ઋષભદેવે સમવસરણમાં બેસી ઉપદેશ દીધો અને ચતુર્વિધ સંઘની સ્થાપના કરી વિશ્વોદ્ધાર કર્યો, તેમના પુત્ર ભરતરાજાએ ચાર વેદોની રચના કરી. તેણે છ ખંડપર રાજ્ય કર્યું. ભરતના નામથી આર્યદેશ છે તે ભારત દેશ કહેવાય છે. શ્રી ઋષભદેવ ભગવાન્ પછી બીજા તીર્થંકર શ્રી અજિતનાથ થયા. તેમના વખતમાં બીજા સગરચક્રવર્તી થયા. સગરચક્રવર્તિના પુત્ર જહ્નુએ ગંગાને દરિયા તરફ વાળી તે માટે ગંગા જાન્હવીના નામે પ્રસિદ્ધ થઇ. ત્રીજા તીર્થંકર સંભવનાથ પશ્ચાત્ અનુક્રમે ૪ અભિનંદન, ૫ સુમતિનાથ ૬ પદ્મપ્રભુ ૭ સુપાર્શ્વનાથ, ૮ ચંદ્રપ્રભુ ૯ સુવિધિનાથ, ૧૦ શીતલનાથ, ૧૧ શ્રેયાંસનાથ, ૧૨ વાસુપૂજ્ય ૧૩ વિમલનાથ ૧૪ અનંતનાથ, ૧૫ ધર્મનાથ, ૧૬ શાંતિનાથ, ૧૭ કુન્થુનાથ ૧૮ અરનાથ, ૧૯ મલ્લિનાથ ૨૦ મુનિ સુવ્રત, ૨૧ નમિનાથ, ૨૨ નેમિનાથ ૨૩ પાર્શ્વનાથ અને ૨૪ ચોવીશમા તીર્થંકર વર્ધમાન શ્રી મહાવીરદેવ, થયા. શાંતિનાથ, કુંથુનાથ, અને અરનાથ એ ત્રણ તીર્થંકરોએ ષટ્ખંડના ચક્રવર્તી થયા બાદ દીક્ષા અંગીકાર કરી કેવળ જ્ઞાન પામી તીર્થંકર થયા. વીશમા તીર્થંકર શ્રી મુનિસુવ્રતના કાલમાં શ્રી રામચંદ્ર અને રાવણ થયા. બાવીશમા તીર્થંકર યદુકુલદિનકર શ્રી

નેમિનાથ તીર્થંકરના કાલમાં પાંચ પાડવો અને કૌરવો તથા મથુરા તથા દ્વારિકામાં શ્રીકૃષ્ણ થયા. શ્રી નેમિનાથ પશ્ચાત્ ચોરાશી હજાર વર્ષે શ્રી ચોવીશમા તીર્થંકર મહાવીર થયા. ભાગવતમાં કથેલા શ્રી કૃષ્ણ કે જે ગોપીઓના સ્વામી હતા તે તો પાંચ હજાર વર્ષ ઉપર થયા, તેથી જૈનોના કૃષ્ણ અને ભાગવતવૈષ્ણવ કૃષ્ણ ભિન્ન હોય એમ સમજાય છે. ચોવીશ તીર્થંકરોના કાલમાં બાર ચક્રવર્તિયો થયા. ૧૧ અગિયાર રૂદ્ર, નવ નારદ, નવ વાસુદેવ અને નવ પ્રતિવાસુદેવ અને નવ બળદેવ થયા. ( ચોવીશ તીર્થંકર, બાર ચક્રવર્તિ, નવ વાસુદેવ, નવ બળદેવ, નવ પ્રતિવાસુદેવ એ ત્રેસઠ શલાકાપુરૂષો કહેવાય છે ) આજ સુધી અનેક તીર્થંકરો થઇ ગયા. ત્રેવીશ તીર્થંકરો બિહાર કાશી વગેરેમાં થયા. બાવીશમા શ્રી નેમિનાથ સૌરાષ્ટ્ર દેશ દ્વારિકાપુરીમાં થયા. તે શૌરીપુરીમાં (મથુરામાં) જન્મ્યા હતા. તે યદુવંશી હતા. તેમણે ભારત દેશમાં જૈનધર્મ પ્રસરાવ્યો, તેમની અને શ્રીપાર્શ્વનાથની વચ્ચે અનેક ધાર્મિકપરિવર્તનો થયાં અને જલપ્રલયો થયા તેથી પૃથ્વી અને દરિયાઓમાં ફેરફાર થઇ ગયો. ત્રેવીશમા તીર્થંકર શ્રીપાર્શ્વનાથ થયા, તે કાશીના રાજા અશ્વસેન અને રાણી વામાદેવીના પુત્ર હતા. તેમનું શતવર્ષનું આયુષ્ય હતું. રાજાની પુત્રી પ્રભાવતી સાથે તે પરણ્યા. પશ્ચાત્ ત્યાગી થયા અને ધ્યાનસ્થ રહ્યા, તેમણે કેવલજ્ઞાન પામ્યા બાદ જૈન ધર્મ પ્રકાશ્યો અને ચતુર્વિધ સંઘનીસ્થાપના કરી. પાર્શ્વનાથ અને શ્રીમહાવીરપ્રભુ વચ્ચે અઢીસેં વર્ષનું આંતરૂ છે. ચોવીશમા તીર્થંકર શ્રી ક્ષત્રિયકુંડનગરમાં થયા. વિહાર મગધદેશમાં વૈશાલીનગરી પાસે ક્ષત્રિયકુંડનગર આવેલું છે, તેમના પિતા સિદ્ધાર્થ રાજા હતા અને તેમની માતા ત્રિશલા રાણી હતી. જન્મ થકી તે મતિજ્ઞાન, શ્રુતજ્ઞાન અને અવધિજ્ઞાન, એ ત્રણ જ્ઞાન વાળા હતા. યુવાવસ્થામાં સિન્ધુસૌવીર દેશની સમરવીર રાજાની પુત્રી યશોદા સાથે લગ્ન કર્યું. તેમને એક પુત્રી પ્રિયદર્શના નામની થઇ તે જમાલી નામના રાજપુત્રની સાથે પરણાવી. શ્રીમહાવીર ભગવાનનાં માત પિતા (પ્રભુના જન્મથી) અઠ્ઠાવીશ વર્ષે મરણ પામી સ્વર્ગ લોકમાં ગયાં, ત્યારે તેમણે મોટાભાઇ નંદિવર્ધનને પુછી ત્યાગી દીક્ષા લેવા ઇચ્છા જણાવી પરંતુ મોટાભાઇના આગ્રહથી બે વર્ષ

સુધી ગૃહસ્થાવાસમાં રહ્યા. સાંવત્સરિકદાન દેઇને તેમણે ત્રીશમા વર્ષે દીક્ષા અંગીકાર કરી. કાર્તિક વદિ દશમે દીક્ષા લીધા પછી તેમણે બાર વર્ષ પર્યંત ધ્યાન ધર્યું અને મનુષ્યો વગેરે તરફથી થતા ઉપસર્ગ પરિષહોને સમભાવે સહન કર્યા. બેંતાલીશમા વર્ષે ઋજુવાલિકા નદીના તીરે શ્યામાક કુટુંબીના ક્ષેત્રમાં સાલવૃક્ષ નીચે બે ઉપવાસ કરી શુક્લધ્યાન ધર્યું તેથી તેમના શુદ્ધાત્મામાં કેવલજ્ઞાન પ્રગટયું તેથી તે લોકાલોક સર્વરૂપી તથા અરૂપી પદાર્થો-તત્ત્વોને સાક્ષાત્ દેખવા લાગ્યા.

પ્રભુ કેવલજ્ઞાન પામ્યા કે તુર્ત સમવસરણની રચના થઈ. તેમના સમવસરણમાં આર્યાવર્તમાં વેદાદિક વિદ્યામાં પારંગત મહાવાદી અગિયાર ગૌતમ (ઈન્દ્રભૂતિ) અગ્નિભૂતિ, વાયુભૂતિ વગેરે આચાર્યબ્રાહ્મણો આવ્યા. તેઓ સંપૂર્ણ ભારતમાં પ્રસિદ્ધ હતા. તેઓની શંકાઓને ભગવાન્ શ્રીમહાવીરદેવે વેદોની શ્રુતિયોને સાપેક્ષપણે સમજાવી દૂર કરી અને અગિયારે એ, શ્રીમહાવીર દેવ પાસે દીક્ષા અંગીકાર કરી. મહાવીર પ્રભુએ ગૌતમાદિ અગિયાર બ્રાહ્મણોને ગણધર સ્થાપ્યા. ન્યાયશાસ્ત્રના રચનાર ગૌતમ ઋષિ તથા અન્ય ગૌતમ ઋષિથી પ્રભુના ગણધર ગૌતમઋષિ જૂદા હતા. પરમાત્મા મહાવીર દેવે જૈન ધર્મનો પ્રકાશ કર્યો અને ચતુર્વિધ સંઘને સ્થાપી દુનિયામાં તીર્થ પ્રવર્તાવ્યું. તેમણે ચૌદ હજાર સાધુઓ કર્યા અને છત્રીશ હજાર સાધ્વીઓ કરી. તેમણે એક લાખને ઓગણસાઠ હજાર બારવ્રતધારી શ્રાવકો બનાવ્યા અને અવિરતિ સમ્યગ્દૃષ્ટિ જૈનો તો કરોડોની સંખ્યામાં બનાવ્યા. તેમણે ત્રણ લાખ અઢાર હજાર બાર વ્રતધારી શ્રાવિકાઓ બનાવી. અગિયાર ગણધરોએ તથા તે ગણધરોના સાધુઓએ કરોડોની સંખ્યામાં શ્રાવકો અને શ્રાવિકાઓ બનાવી. પ્રભુ મહાવીર દેવે આખા હિંદુસ્થાનનાં સર્વ નગરો, પુરો, ગામોમાં ફરી-વિહાર કરી કરોડો મનુષ્યોને ધર્મી બનાવ્યા અને યજ્ઞોમાં હોમાતાં પશુઓને બચાવ્યાં. પશુહિંસાવાળા યજ્ઞોને પાપયજ્ઞો તરીકે જણાવ્યા. હિંદુસ્થાનના શ્રેણિક, ઉદયન, ઉદાયી, ચંડપ્રદ્યોત, ચેટક વગેરે રાજાઓએ પ્રભુનો બોધ સ્વીકાર્યો અને મહાવીર દેવના ભક્ત બન્યા. પ્રભુ મહાવીર દેવના સમકાલીન ગૌતમબુદ્ધ હતા તે

કપિલવસ્તુ નગરના શુદ્ધોદન રાજાના પુત્ર હતા. તેમની માતા માયાદેવી હતી. તેમની સ્ત્રી યશોધરા હતી. રાહુલ પુત્ર હતો, તેમણે વૈરાગ્ય પામી દીક્ષા અંગીકાર કરી અને તેમણે બૌદ્ધધર્મની સ્થાપના કરી. બૌદ્ધધર્મ કરતાં જૈનધર્મ જુદો છે, બન્ને ધર્મમાં કેટલીક યમાદિક બાબતો મળતી આવે છે તેથી જૈનધર્મ અને બૌદ્ધધર્મ એક ગણાતો નથી. ગૌતમ બુદ્ધે પણ પશુ હિંસામય યજ્ઞોનો નિષેધ કર્યો. શ્રી મહાવીરદેવે કેવલજ્ઞાનથી સત્ય તત્ત્વોનો પ્રકાશ કર્યો અને હિંદુસ્તાનમાં અહિંસા, સત્ય, અસત્ય, બ્રહ્મચર્ય વગેરેનો પ્રકાશ કર્યો. ગૃહસ્થ ધર્મથી અને ત્યાગ ધર્મથી આત્માની પૂર્ણ શુદ્ધિ કરવાના યોગોનો પ્રકાશ કર્યો. પ્રભુએ જ્ઞાન, દર્શન, ચારિત્રનું સ્વરૂપ સમજાવ્યું. આત્મજ્ઞાનનો વિશ્વમાં પ્રકાશ કર્યો. પ્રભુ મહાવીરદેવ આષાઢ સુદિ છઠ્ઠે માતાની કુખમાં આવ્યા અને ચૈત્ર સુદિ તેરસની મધ્ય રાત્રીએ જન્મ્યા. પ્રભુ મહાવીર ભગવાને કેવલજ્ઞાન પામીને ત્રીશ વર્ષ સુધી ભારતદેશમાં સર્વ લોકોને ધર્મનો ઉપદેશ દીધો. શુદ્ર ચંડાલ જાતિને પણ ત્યાગ દશાનો અધિકાર જણાવીને ત્યાગી બનાવ્યા. ભારતદેશમાં દયા, સત્ય, સ્તેય, બ્રહ્મચર્ય, અધ્યાત્મજ્ઞાન, યોગજ્ઞાન પ્રગટ કર્યું અને ભારત લોકોનાં હૃદયોને દયાથી ભરી દીધાં. ત્યાગી મહાત્માઓને બનાવી હિંદુસ્તાનથી બાહ્યના દેશોમાં જૈન ધર્મનો પ્રચાર કર્યો. તેમણે કેવલજ્ઞાનથી સત્ય શ્રુતજ્ઞાનનો પ્રકાશ કર્યો કે જેથી મનુષ્યો, મિથ્યા અજ્ઞાનમય શાસ્ત્રોના શ્રુતજ્ઞાનથી બચી આત્માની પૂર્ણ શુદ્ધિ કરી મોક્ષ પામી શકે. સર્વજ્ઞ વીતરાગ મહાવીર પરમાત્માએ તત્ત્વજ્ઞાનનો પ્રકાશ કર્યો. ૧ ધર્માસ્તિકાય, ૨ અધર્માસ્તિકાય, ૩ આકાશાસ્તિકાય, ૪ જીવાસ્તિકાય, ૫ પુદ્‌ગલાસ્તિકાય, ૬ કાલ. એ ષડ્‌દ્રવ્ય અને તેના ગુણપર્યાયનું સ્વરૂપ પ્રકાશ્યું. ૧ જીવતત્ત્વ, ૨ અજીવતત્ત્વ, ૩ પુણ્યતત્ત્વ, ૪ પાપતત્ત્વ, ૫ આસ્રવતત્ત્વ, ૬ સંવરતત્ત્વ, ૭ નિર્જરાતત્ત્વ, ૮ બંધતત્ત્વ, ૯ મોક્ષતત્ત્વ એ નવતત્ત્વનો પ્રકાશ કર્યો. હેય, જ્ઞેય અને ઉપાદેયનું સ્વરૂપ બતાવ્યું. જગત્‌માં ષડ્‌દ્રવ્યમાંના દરેક પદાર્થમાં ઉત્પાદ, વ્યય અને ધ્રૌવ્યનું સ્વરૂપ દર્શાવ્યું. શ્રાવકના બારવ્રતનું તથા સાધુના પંચમહાવ્રતનું સ્વરૂપ જણાવ્યું. ૧ મિથ્યાત્વ, ૨ સાસાસ્વાદન, ૩ મિશ્ર. ૪ સમ્યગ્‌દૃષ્ટિ, ૫

દેશવિરતિ, ૬ સર્વવિરતિ, ૭ અપ્રમત્ત, ૮ અપૂર્વકરણ, ૯ અનિવૃત્તિકરણ, ૧૦ સૂક્ષ્મસંપરાય, ૧૧ ઉપશાંતમોહ, ૧૨ ક્ષીણમોહ, ૧૩ સયોગીકેવલી, ૧૪ અયોગીકેવલી એ ચતુર્દશ ગુણસ્થાનકનું સ્વરૂપ દર્શાવ્યું, તથા નૈગમ, સંગ્રહ, વ્યવહાર, ઋજુસૂત્ર, શબ્દ, સમભિરૂઢ અને એવંભૂત એ સાતનય અને તેના અનેક ભેદોનું સ્વરૂપ દર્શાવ્યું. સોળ સંસ્કારનું સ્વરૂપ દર્શાવ્યું. ૧ स्यात्अस्ति, ૨ स्यान्नास्ति, ૩ स्यात् अस्तिनास्ति, ૪ स्याद् अवक्तव्य, ૫ स्याद्अस्ति अवक्तव्य, ૬ स्यान्नास्ति अवक्तव्य, ૭ स्यात् अस्तिनास्तियुग पद् अवक्तव्य એ સપ્તભંગીના જ્ઞાનનો પ્રકાશ કર્યો. કાલ, સ્વભાવ, નિયતિ, કર્મ, અને ઉદ્યમ એ પાંચ કારણથી દરેક કાર્યની સિદ્ધિ થાય છે એવા જ્ઞાનનો પ્રકાશ કર્યો. ચૌદ રાજલોકનો પ્રકાશ કર્યો, બાર દેવલોકના જ્ઞાનનો પ્રકાશ કર્યો. પાંચ અનુત્તર વિમાનનું સ્વરૂપ દર્શાવ્યું. ભુવનપતિ, વ્યંતર અને જ્યોતિષી દેવોનું અને દેવીઓનું સ્વરૂપ પ્રકાશ્યું. સાતનરકોનું સ્વરૂપ દર્શાવ્યું. મનુષ્ય લોકનું સ્વરૂપ દર્શાવ્યું. આત્માઓ અનંતા છે અને તેઓની સાથે અનાદિ કાલથી અષ્ટ પ્રકારનાં કર્મ લાગ્યાં છે એમ દર્શાવ્યું.

૧ જ્ઞાનાવરણીય, ૨ દર્શનાવરણીય, ૩ વેદનીય, ૪ મોહનીય, ૫ આયુષ્ય, ૬ નામકર્મ, ૭ ગોત્ર અને ૮ અંતરાય, એ આઠકર્મનું સ્વરૂપ જણાવ્યું અને અષ્ટકર્મથી રહિત થએલ આત્મા તેજ પરમાત્મા થાય છે એમ સત્યજ્ઞાન પ્રકાશ્યું. પ્રભુ મહાવીર દેવે અગિયાર ગણધરોને તત્ત્વજ્ઞાનનો તથા મોક્ષમાર્ગનો બોધ કર્યો. તે અગિયાર ગણધરોએ દ્વાદશાંગીની રચના કરી. અગિયાર અંગોને રચ્યાં. તથા તેઓએ ચૌદ પૂર્વની રચના કરી. પશ્ચાત્ બાર ઉપાંગો, છ છેદશાસ્ત્ર, બે મૂલશાસ્ત્ર આગમની રચના થઈ. ભગવાનના શિષ્યોએ દશપયન્નાની રચના કરી. ગણધરોએ દૃષ્ટિવાદની રચના કરી. પશ્ચાત્ સ્થવિર આચાર્યોએ ઉપાંગો વગેરેની રચના કરી. ચોરાશી આગમ તથા પિસ્તાલીશ આગમો તથા અન્ય સ્થવિર આચાર્યો વગેરે કૃત જે શાસ્ત્રો છે તે સર્વમાં પ્રભુ મહાવીર દેવનું જ્ઞાન ભર્યું છે. હાલ પિસ્તાલીશ આગમ વિદ્યમાન છે. તથા હજારો ધર્મગ્રન્થશાસ્ત્રો વિદ્યમાન છે. પ્રભુ મહાવીરદેવે સત્ય શ્રુતજ્ઞાનનો પ્રકાશ કરી

ચતુર્વિધ સંઘરૂપ તીર્થની સ્થાપના કરી. તેમણે છેવટનું થોડું આયુષ્ય બાકી જાણીને છેવટે ત્રણ દિવસ સુધી (પાવાપુરીમાં અઢાર દેશના રાજાઓનો ગણ મળ્યો હતો તેમની આગળ ) અખંડ પ્રવાહે ઉપદેશ દીધો; તેમાંના નવ રાજા લેચ્છવી જાતિના હતા ને નવ મલ્લકી જાતિના ક્ષત્રિય રાજા હતા. છેવટની સભામાં લાખો મનુષ્યો ભગવાનના શરીરની અંતાવસ્થા જાણીને ભેગાં થયાં હતાં. ભગવાને પાપનું અને પુણ્યનું સ્વરૂપ જણાવ્યું અને આત્માની મુક્તિના ઉપાયો જણાવ્યા. આશો વદિ અમાવાસ્યાની એકપ્રહર રાત્રી અવશેષ રહી ત્યારે પ્રભુએ શરીરનો ત્યાગ કર્યો અને તે સિદ્ધસ્થાનમાં સિદ્ધ બુદ્ધ પરમાત્મા તરીકે સાદિ અનંતમા ભાંગે વિરાજમાન થયા. પાવાપુરીમાં હસ્તિપાલ રાજાની શાળામાં પ્રભુએ તેમના ભક્ત હસ્તિપાલનૃપની ભક્તિથી છેલ્લું ચોમાસું કર્યું હતું. ભાવજ્ઞાન પ્રકાશમય પ્રભુના વિરહથી અઢાર રાજાઓએ દિવાઓ પ્રકટાવીને દ્રવ્યોદ્યોત કર્યો. ભારતનો જ્ઞાનસૂર્ય અસ્ત થવાથી ભારતમાં ઘેરઘેર શોક થયો. દેવ દેવી મનુષ્યોએ તેમનો નિર્વાણ મહોત્સવ કર્યો. પાવાપુરીમાં તેમના શરીરની અંતક્રિયા થઇ. હાલ ત્યાં એક મંદિર છે અને તે તળાવ વચ્ચે છે. પ્રભુ મહાવીરના નિર્વાણથી નંદિવર્ધનને ઘણો શોક થયો. પ્રભુની બેન સુદર્શનાએ નંદિવર્ધનને પોતાના ઘેર તેડી શોક નિવાર્યો ત્યારથી ભાઇબીજ થઈ. પ્રભુ નિર્વાણ પામ્યા તે દિવસથી દિવાળીનું પર્વ શરૂ થયું, અને તેમના મરણના દિવસ પછીથી બેસતું વર્ષ શરૂ થયું. વીરસંવત્ હાલ પણ વિક્રમસંવત્‌ની સાથે કાયમ રહ્યો. પ્રભુ મહાવીર દેવે રાગદ્વેષાદિ મોહ શત્રુઓને જીત્યા, બાર વર્ષ સુધી ધ્યાનસમાધિ ધરીને કેવલજ્ઞાન પ્રકટાવ્યું અને ચોત્રીશ અતિશય તથા વાણીના પાંત્રીશ ગુણવડે યુકત થઇને વિશ્વોદ્ધાર કર્યો. જૈન ધર્મ અને મહાસંઘને પ્રગટાવીને પોતાની પાછળના વિશ્વલોકોનું કલ્યાણ કર્યું. આત્માની પૂર્ણ શુદ્ધિ કરવાના જ્ઞાન દર્શન ચારિત્ર માર્ગોને જણાવી મોક્ષનો માર્ગ ખુલ્લો કર્યો. સાત નયોની સાપેક્ષ દૃષ્ટિ જણાવીને વિશ્વમાં પ્રગટેલાં સર્વ દર્શનોનો કદાગ્રહ–મિથ્યાત્વવાદ દૂર કર્યો. પ્રભુ મહાવીરની પશ્ચાત્ હાલ જૈન કોમ શ્વેતાંબર અને દિગંબર એવા બે પક્ષમાં વ્હેંચાઇ ગઈ છે. શ્વેતાંબર અને દિગં-

બર એ બે પક્ષમાં બીજા અવાંતર પક્ષોનો અંતર્ભાવ થાય છે. શ્વેતાંબરો અગિયાર અંગ, બાર ઉપાંગ, દશ પયન્ના, છ છેદશાસ્ત્ર અને બે મૂલ ગ્રંથ તથા ષડાવશ્યક સૂત્ર તથા સ્થવિરોનાં કરેલા પ્રકરણો વગેરેને માને છે. દિગંબરો મૂલ આગમોને માનતા નથી. તેઓ કુંદકુંદાચાર્યાદિ પૂર્વાચાર્યોના ગ્રંથોને માને છે. શ્વેતાંબરો, સ્ત્રીને મુકિત માને છે અને દિગંબરો સ્ત્રીને મુકિત મળતી નથી એમ માને છે. તથા શ્વેતાંબરો કથે છે કે આ કાળમાં સાધુઓ અને સાધ્વીઓ પ્રવર્તે છે. દિગંબરો બિલકુલ નાગા સાધુ હોય તો તેને સાધુ માને છે, તથા દેવની મૂર્તિને લિંગ સહિત માને છે. શ્વેતાંબરો લિંગસહિત મૂર્તિને માનતા નથી, વસ્ત્રાદિ યોગ્ય ઉપાધિવાળા આ કાલમાં સાધુઓ અને સાધ્વીઓ વર્તી શકે છે. આ કાલમાં ઉપાધિસહિત સ્થવિરકલ્પી મુનિયો વર્તે છે અને જિન કલ્પી મુનિવર્ગ હાલ હોઈ શકે નહિ એમ જૈન શ્વેતાંબર પક્ષની માન્યતા છે, તેથી શ્વેતાંબર કોમમાં સાધુઓ અને સાધ્વીઓ વર્તે છે. દિગંબરોને સાધુઓની અને સાધ્વીઓની આવશ્યકતા લાગે છે પણ તેમનો એવો પક્ષ હોવાથી ક્ષુલ્લક બ્રહ્મચારી ભટ્ટારક વગેરેની વ્યવસ્થા કરીને તેમને જૈન ધર્મ પ્રચારકનું કાર્ય સાધવું પડે છે. દિગંબરમાં તેરાપંથી અને વીશાપંથી એવા બે પક્ષ છે. શ્વેતાંબરમાં સનાતન મૂર્તિપૂજક જૈન અને વિ. સં. ૧૫૩૦-૩૨ માં ઢુંઢીયા પંથ નીકળેલ કે જેને હાલમાં પન્નર વર્ષથી સ્થાનકવાસી પન્થ કહેવામાં આવે છે તેવા બે પક્ષ છે. સ્થાનકવાસીઓ મૂર્તિને-પ્રતિમાને માનતા નથી. શ્વેતાંબર અને દિગંબર બંને કોમ મૂર્તિને માને છે. સામાન્ય મતભેદ સિવાય તે બંને કોમને સર્વજ્ઞ મહાવીરનાં પ્રકાશેલાં ષડ્દ્રવ્ય, નવતત્ત્વ, નય, ભંગ, નિક્ષેપ, વગેરે તત્ત્વજ્ઞાન અને આત્મજ્ઞાનની તત્ત્વજ્ઞાન શ્રેણિ એક સરખી રીતે માન્ય છે. બંને કોમમાં આચાર મત ભેદ કંઇ કંઇ બાબતોમાં ઉપર દર્શાવ્યા પ્રમાણે છે.

શ્વેતાંબર કોમની અને દિગંબર કોમની વસતિ સર્વ મળીને બારલાખ પાંત્રીશ હજારના આશરે છે, શ્રી મહાવીર દેવ અને અશોક, ખારવેલ, સંપ્રતિ રાજાના સમયમાં જૈનોની સંખ્યા વીશકરોડ લગભગની હતી. હિંદુસ્થાન તથા અફગાનીસ્થાન,

અર્બસ્થાન, આસામ વગેરે અન્ય દેશોમાં પણ જૈન ધર્મ ફેલાવાથી જૈનોની સંખ્યા વધી હતી. અશોક પહેલો બૌદ્ધ હતો. પણ પાછળથી તે જૈન થયો હતો. ચંદ્રગુપ્ત રાજા જૈન હતો, શંકરાચાર્યની પૂર્વે બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શુદ્ધ એ ચાર વર્ણોમાં જૈન ધર્મ પ્રવર્તતો હતો. તેથી વિ. સં. પાંચમા, છઠ્ઠા, સાતમા સૈકા સુધી દશકરોડ લગભગ જૈનોની સંખ્યા હતી. ગુજરાતની ગાદી સ્થાપનાર વનરાજ ચાવડો શ્રી શીલગુણ સૂરિનો શિષ્ય હતો, તે જૈન ધર્મ માનતો હતો અને શૈવ ધર્મને પણ માન આપતો હતો. તે વખતમાં ગ્વાલીયર તરફના દેશમાં આમરાજા જૈન ધર્મી હતો. તેના વખતમાં જૈનોની સંખ્યા પાંચ સાત કરોડ સુધીની હતી. કુમારપાળ રાજા જૈનધર્મી રાજા થયો. કુમારપાલના ગુરૂ શ્રી હેમચંદ્રાચાર્ય હતા. તેમના વખતમાં જૈનોની સંખ્યા પાંચકરોડ આશરે હતી. તે વખતે પણ થોડા ઘણા પ્રમાણમાં ચારેવર્ણો જૈનધર્મ પાળતી હતી. કુમારપાલ રાજાએ જૈન બ્રાહ્મણોને ભોજક તરીકે વ્યવસ્થાપિત કર્યા. કુમારપાળ રાજા પછી વસ્તુપાળ અને તેજપાલ ગુજરાતના પ્રધાનો થયા. તેમના વખતમાં જૈનોની સંખ્યા ચારકરોડની હતી. તે વખતે પણ શ્વેતાંબર અને દિગંબર જૈનોનું જોર પુષ્કળ હતું. જૈનો ક્ષત્રિય ધર્મ પ્રમાણે યુદ્ધાદિક પ્રવૃત્તિ કરતા. વસ્તુપાલ અને તેજપાલ પછીના કાલમાં તથા રામાનુજ આચાર્ય તથા વલ્લભાચાર્ય પછી તેઓના ઉપદેશથી અને વૈષ્ણવ રાજાઓના જોરથી જૈનોની સંખ્યા ઘટવા લાગી અને જૈન વણિકોને રામાનુજે તથા વલ્લભાચાર્યે વૈષ્ણવ બનાવવા માંડયા, શ્રી હીરવિજયસૂરિના વખતમાં શ્રી અકબરબાદશાહના સમયમાં જૈનોની સંખ્યા એકરોડના આશરે ગણાતી હતી. પશ્ચાત્ ત્રણસે વર્ષમાં ઘટતાં ઘટતાં વિ. સં. ૧૯૦૫ લગભગમાં જૈનોની સંખ્યા વીશલાખ ગણાવા લાગી. પશ્ચાત્ પન્નરલાખ, પશ્ચાત તેરલાખ અને વિ. સં. ૧૯૮૦ સુધીમાં જૈનોની સંખ્યા બારલાખ પાંત્રીશહજાર ગણાય છે, જૈનોની સંખ્યા ઘટવાનાં અનેક કારણો છે. પ્રથમ તો તેઓએ સ્વધર્મમાં ઘણા ખરા વૈદિક પૌરાણિક હિંદુઓના રીવાજ દાખલ કર્યા તથા સાધુઓની સંખ્યા ઘટવા લાગી; તેમજ હિંદુ

સન્યાસીઓ ધર્માચાર્યોની પેઠે જૈન સાધુઓને ધર્મ પ્રચારાર્થે ફરવાની સગવડ બંધ થઇ.

જૈનોની સંખ્યા વધવાનાં કારણોનો ઉપયોગ થતો બંધ થયો, જૈનવણિકકોમ સિવાયની અન્ય કોમોને જૈન ન બનાવવાની વ્યવસ્થા ઘટી ગઇ. મુસલ્માનો જેમ ગમે તેને મુસલ્માન કરી શકે છે અને પોતાની સંખ્યા વધારે છે, તેવો જૈનોનો પૂર્વે માર્ગ હતો તે જૈનોએ બંધ કર્યો, તથા જૈન કોમ વ્યાપારી હોવાથી બીકણ, નામર્દ બનવા લાગી અને પોતાનું ધર્મઝનૂન ભૂલવા લાગી, તે અન્ય કોમોના આક્રમણથી પોતાની જાત ઉપર ઉભી રહી જીવી શકે એવી સ્થિતિના જ્ઞાનથી અજ્ઞાન બનવા લાગી. બ્રાહ્મણોએ સમય સમયના લોકની પ્રકૃતિને અનુસરી ગ્રન્થો રચ્યા, તથા આચારો ગોઠવ્યા અને રાજાઓના અનુકુલવર્તી તેઓને પોતાના ધર્મના વિચાર વાતાવરણમાં સ્થિર કર્યા, બ્રાહ્મણોએ તરવારની વખતે તરવાર ઉપાડી, રાંધવાની વખતે રસોઇયા બન્યા. અજ્ઞાન કાલમાં પુરાણો રચી પુરાણોનાં દેવદેવીઓ પ્રગટ કરી તેવડે તેમણે ધર્મ ચલાવ્યો. તેઓ સમયને માન આપીને આપત્કાલે આપદ્ ધર્મ પ્રમાણે વર્તે છે અને વર્તશે. જોકે તેઓએ પણ મુસલ્માની રાજ્યમાં પોતાની ઘણીખરી વસતિ ખોઇ છે. ભૂલેચૂકે કોઇ મુસલ્માન જો હિંદુના મુખમાં થુંકે તો પછી તે હિંદુ પ્રાયશ્ચિત્ત કરે તોપણ તેને પાછા હિંદુધર્મમાં લેતા નહોતા. હવે હિંદુઓએ પોતાની ભૂલ જોઇ છે અને વટલાઇ ગએલા તથા અન્યધર્મમાં ગએલા હિંદુઓને પાછા પ્રાયશ્ચિત્ત કરાવી હિંદુધર્મમાં દાખલ કરવા માંડ્યા છે. મદન મોહન માળવીઆ, સ્વામી શ્રદ્ધાનંદ તથા શંકરાચાર્યો તથા વૈષ્ણવાચાર્યો જાગ્યા છે. તેઓના જેટલા પણ જૈનહિંદુઓ વણિક્ હોવાથી તે જાગી શકયા નથી. હિંદુઓ કે જે બ્રાહ્મણ વણિકો વગેરે છે તેઓનું જૈનો અનુકરણ કરે છે અને જૈન સાધુઓ તો આ બાબતમાં બિલકુલ અજ્ઞ જેવા છે. તેઓ તો ધર્મની ક્રિયા કરે છે પણ ક્રિયા મતભેદે પરસ્પર મતભેદવાળા સાધુઓની સાથે ઐકયપ્રેમથી વાત કરવામાં પણ સમકિતને ઠેકાણે મિથ્યાત્વ આવી જાય એમ માને છે.

પણ હવે કેટલાક મુનિયો, આચાર્યો તથા જૈન ગૃહસ્થો વર્તમાન પરિસ્થિતિને જાણી ગયા છે. **જૈનશાસ્ત્રોને જૈનકોમમાં પ્રત્યેક વ્યક્તિ જાણશે ત્યારે જૈનોનું બળ વધશે.** જૈનો વર્તમાનમાં આપત્કાલીન સ્થિતિમાં છે પણ તેઓ ફક્ત ખાવું પીવું જીવવું અને કુલાચારે ધર્મની કેટલીક પ્રવૃત્તિ કરવી એટલુંજ સમજી શકે છે, તેથી તેઓમાં ધર્મ ઝનૂન અને ધર્મ પ્રગતિની ચળવળ ઘણી ઓછી રહે છે. કેટલાક જૈનો ઇંગ્રેજી કેળવણી લે છે પણ ધર્મનું પૂર્ણજ્ઞાન ન હોવાથી ધર્મની બાબતમાં નાસ્તિકજેવા બને છે. મુસલ્માનો એક હિંદુ વગેરેને મુસલ્માન કરવા મરી પડે છે તેવું જૈન કોમમાં ધર્માભિમાન નથી. હિંદુઓના ચારે વર્ણના આચાર પાળવાના બહોળા વિચાર છે. જૈનોમાં તો જે રાત્રે ન ખાય અને કંદમૂળ ત્યાગ કરે તેજ જૈન બની શકે તથા ખેતી વગેરે બીજા ધંધા છોડી દે તોજ જૈન બની શકે એવી હાલના જૈનવણિકોના બહોળા ભાગની માન્યતા છે ! ! પણ જૈન શાસ્ત્રોમાં તો ચારે વર્ણો પોતાના ગુણકર્મ પ્રમાણે વર્તતી જૈન બની શકે એવી વિશાળ દૃષ્ટિ છે તેને જૈનકોમ ભૂલવા લાગી છે.જૈન સાધુઓ જેટલા દુનિયામાં અન્યધર્મના સાધુઓ પવિત્ર નથી એમ કટ્ટા આર્યસમાજી લાલા લજપતરાય કે જે સ્વરચિત 'ભારતકા ઇતિહાસ' માં જણાવે છે. જૈનધર્મની વિશ્વમાં ઘણી જરૂર છે. ચિત્રમય જગત નામના ગુજરાતી માસિકમાં એક ફ્રેંચવિદ્વાન્ જણાવે છે કે વિશ્વમાં વિદ્યમાન સર્વધર્મોમાં કોઇ ધર્મને પહેલી ખુરશી આપીએ તો પ્રથમ જૈનધર્મને પહેલી ખુરશી આપવી જોઇએ. મહાત્મા ગાંધીજી અમને અમદાવાદમાં સાબરમતીની પેલીપાર દેશાઇ વ્રજલાલ બારીસ્ટરના બંગલામાં મળ્યા હતા. અમારો તેમણે પગે લાગીને સત્કાર કર્યો હતો. અમારી સાથે તેમણે કેટલીક જૈનધર્મ સંબંધી વાતચિત કરી તેથી તેમને જૈનધર્મના વિચારો અને આચારોપર રૂચિ થઇ અને જૈન ધર્મની પ્રસંશા કરી હતી, તથા તેમણે કહ્યું હતું કે યુરોપ વગેરે સર્વ ખંડમાં જૈન ધર્મનો પ્રચાર થાય તો વિશ્વમાં દયાદિ સદ્ગુણો ખીલે અને વિશ્વમાં શાન્તિ પ્રવર્તે. તેમણે રાજકીય બાબતની ચળવળમાં જૈનધર્મની અહિંસાની માન્યતાને આગળ કરી, તથા તેમણે જૈનસાધુઓની ઘણી પ્રસંશા કરી હતી. લોકમાન્ય તિલકે વડો

દશાની જૈનકોન્ફરન્સમાં ભાષણ આપતી વખતે જણાવ્યું હતું કે "વેદ ધર્મ જેટલો જૈનધર્મ પ્રાચીન છે અને જૈનધર્મના બળથી વૈદિક હિંસાનો નાશ થયો છે" એમ મુક્તકંઠે ભાષણ કર્યું હતું. અનાદિકાળથી જૈનધર્મ જગત્માં વર્ત્યા કરે છે. જર્મન તથા ઇટાલીયન વિદ્વાનો હવે જણાવે છે કે "બુદ્ધધર્મ" થી જૈનધર્મ જુદો છે અને બુદ્ધ પૂર્વે ત્રેવીશમા તીર્થંકર શ્રી પાર્શ્વનાથે પ્રસરાવ્યો હતો; તેની પૂર્વે જૈનધર્મ હતો. મૂળ ચાર વેદમાંના દેવો અને પૌરાણિકકાલના દેવો જુદા પડે છે. મૂલ ચારવેદની શ્રુતિયોમાં રામ કૃષ્ણ વગેરે દશ અવતારની વ્યાખ્યા નથી. અધ્યાત્મજ્ઞાન દૃષ્ટિએ વેદોની શ્રુતિયોમાં આવેલો અગ્નિ તે જ્ઞાન છે. જલ તે શાન્તિ છે, વાયુ તે ધ્યાન છે. આત્મા તે આકાશ છે. પૃથ્વી તે ક્ષમા છે. સંયમ તે યમ છે. પાંચ ઇન્દ્રિય. મન, વાણી, કાયા, બલ, શ્વાસોચ્છ્વાસ, આયુષ્ય અને મન તે અગિયાર રૂદ્રો છે, વિષ્ણુ તે સૂર્ય છે અને તે આત્માના અર્થમાં વપરાયેલ છે. ઇત્યાદિ બાબતોને અમોએ ઈશાવાસ્યોપનિષદ્‌ના વિવેચનમાં સ્પષ્ટ જણાવી છે. જૈનસ્યાદ્વાદ દૃષ્ટિએ વેદોના સમ્યગ્ અર્થ કોઈ ગીતાર્થ કરે તો તે વેદોનો અર્થ સ્યાદ્વાદ દૃષ્ટિએ ગ્રાહ્ય-માન્ય થાય ખરો.

બ્રહ્મસૂત્રમાં નૈકસ્મિન્ એ સૂત્રવડે વ્યાસે જૈનધર્મનું ખંડન કર્યું છે એમ રામાનુજ વગેરે આચાર્યો ટીકામાં જણાવે છે પણ તે તેઓની ભૂલ છે, કારણકે રામાનુજે એક ઇશ્વરમાં સત્ અંશરૂપ જીવો અને અસત્ અંશરૂપ જડપદાર્થો-ભૂતો બન્ને સાથે રહે છે એમ સ્વીકાર્યું છે તો ઉલટો તે સૂત્રવડે તેમનાજ મતમાં વિરોધ આવે છે. તેમજ શંકરાચાર્ય પોતે એક બ્રહ્મને સત્ માને છે અને તે બ્રહ્મમાંથી અસત્ માયા પ્રગટી તો બ્રહ્મમાં સત્ અસત્ બન્ને રહેવાથી નૈકસ્મિન્ સૂત્રવડે તેમની માન્યતામાં વિરોધ આવે છે. વેદાદિક મૂળ પ્રાચીન શાસ્ત્રોમાં કોઇ ઠેકાણે જૈનધર્મનું તથા જૈન તત્ત્વોનું ખંડન કરેલું જણાતું નથી. પ્રાચીન પુરાણોમાં મહાભારતમાં પણ જૈનધર્મનું તથા જૈનતત્ત્વજ્ઞાનનું ખંડન કરવામાં આવ્યું નથી. પાછળથી છઠ્ઠા સાતમા સૈકાથી જૈનતત્ત્વોનું ખંડન કરવાના પ્રયાસો કરેલા જોવામાં આવે છે. કેટલાક શંકરા-

ચાર્યની પાછળ તેમનું જીવનચરિત્ર લખનાર જણાવે છે કે શંકરાચાર્યે જૈનતત્ત્વજ્ઞાનનું ખંડન કર્યું; પણ અમોએ તેમણે ખંડન તરીકે દર્શાવેલો ભાગ વાંચ્યો તેથી તો એમ માલુમ પડયું કે શ્રી શંકરાચાર્યે જૈન તત્ત્વજ્ઞાનનો અભ્યાસ કરેલો નહોતો (આત્મતત્ત્વ દર્શનનામનું પુસ્તક રચીને તેમાં અમોએ તે બાબત દર્શાવી છે) ચાર વેદ અને દશ ઉપનિષદોપર વિવેચન કરીને સમર્થ જૈનાચાર્યો ચાર વેદો અને દશ ઉપનિષદોને જૈન ધર્મના તત્ત્વજ્ઞાનવાળાં છે એમ સાત નયોની અપેક્ષાએ જણાવી શકે તેમ છે. શંકરાચાર્ય, રામાનુજાચાર્ય, વલ્લભાચાર્ય વગેરે આચાર્યોએ પરસ્પરની તત્ત્વ સંબંધીની માન્યતા ભિન્નભિન્ન હોવા છતાં તેઓએ પોતાની માન્યતા અનુકુલ શ્રુતિયોના અર્થ કરીને પોતાની કરી દીધી છે. પ્રભુ સર્વજ્ઞ મહાવીરદેવે જેમ ગૌતમાદિક ગણધરોને શ્રુતિયોનો સમ્યગ્ અર્થ જણાવ્યો, તેમ જૈનાચાર્યો વેદોની શ્રુતિયોનો જૈનતત્ત્વાનુકુલ અર્થ કરી વેદાદિકને જૈન તત્ત્વજ્ઞાનના પોષક-પ્રરૂપક માને અને એવો અર્થ કરી પ્રવર્તે તો તેઓને તે સ્યાદ્વાદદૃષ્ટિની અપેક્ષાએ જૈનોની વૃદ્ધિમાં ઉપયોગી થઇ પડે તેમ છે. ઇશાવાસ્યોપનિષદ્પર અમોએ સ્યાદ્વાદદૃષ્ટિએ ટીકા કરી છે, તે સ્યાદ્વાદદૃષ્ટિથી ગીતાર્થ જૈનો અને સુજ્ઞ બ્રાહ્મણો વાંચશે તો તેઓ જૈન હિંદુ ધર્મ અને વૈદિક હિંદુ ધર્મના પુલ જેવી છે એમ સ્યાદ્વાદદૃષ્ટિનો અનુભવ કરી શકશે. વૈદિક પૌરાણિક હિંદુઓના ધર્મગ્રન્થોથી જૈનધર્મના ગ્રન્થો-શાસ્ત્રો વિશેષ છે. બૌદ્ધ ધર્મથી બીજા નંબરે આખી દુનિયામાં જૈન ધર્મના ગ્રન્થો છે. જૈન શાસ્ત્રોમાં સર્વ દર્શનોના તત્ત્વજ્ઞાનનો મુકાબલો કરવામાં આવ્યો છે. બુદ્ધિવાદમાં જૈનતત્ત્વજ્ઞાનનાં શાસ્ત્રો પ્રબળ ગંભીર અકાટ્ય અખંડય છે. દિગંબરનાં અને શ્વેતાંબરનાં તત્ત્વજ્ઞાનનાં તથા ન્યાયનાં શાસ્ત્રો ખાસ વાંચવાં જોઇએ અને પશ્ચાત્ જૈન તત્ત્વજ્ઞાન સંબંધી અભિપ્રાય જાહેર કરવો જોઇએ.

"**અહિંસા પરમો ધર્મ**" એ જૈન ધર્મનો મુદ્રાલેખ છે. જૈન તત્ત્વજ્ઞાનનું **કર્મનું સ્વરૂપ** ખાસ જાણવું જોઇએ. જૈનશાસ્ત્રોમાં કર્મની મહત્તા જેટલી છે તેટલીજ જગત કર્તૃત્વ ઇશ્વરવાદમાં ઈશ્વરની મહત્તા વર્ણવી છે. જૈનો કહે છે કે સંસારમાં ચોરાશી

લાખ જીવયોનિમાં પરિભ્રમણ કરાવનાર કર્મ છે, ત્યારે જગત્કર્તા ઈશ્વરવાદીઓ કહે છે કે સંસારમાં પરિભ્રમણ કરાવનાર ઇશ્વર છે. કર્મમાં સુખ દુઃખ આપવાની શક્તિ અને એક ભવમાંથી બીજા ભવમાં લેઈ જવાની શક્તિ છે. કર્મનો કર્ત્તા તથા કર્મનો હર્ત્તા આત્મા છે. જ્યાંસુધી રાગદ્વેષરૂપ ભાવકર્મ છે, ત્યાં સુધી જન્મ મરણ છે. જેઓ સર્વથા રાગદ્વેષનો ક્ષય કરીને વીતરાગ થયા છે તેઓને જન્મ-ભવ કરવા પડતા નથી. જ્યાંસુધી રાગદ્વેષરૂપ ભાવ કર્મ છે ત્યાં સુધી આઠકર્મ કાયમ રહે છે. યાવત્ રાગ દ્વેષ છે ત્યાં સુધી મોહ છે અને મોહમાં સત્ત્વગુણ, રજોગુણ અને તમોગુણનો સમાવેશ થાય છે. મોહ પ્રકૃતિ જીતીને આત્મા તે શુદ્ધાત્મા-પરમાત્મા થાય છે. શ્રી શંકરાચાર્ય પણ કહે છે કે જીવ તે શિવ થાય છે, ત્યારે જૈનો કહે છે કે अप्पा सो परमप्पा. आत्मा सः परमात्मा આત્મા તેજ પરમાત્મા, અર્થાત્ જીવ તે સિદ્ધ-પરમાત્મા થાય છે. શંકરાચાર્ય સંસારનું મૂળ માયા કહે છે, અને માયા અસત્ અર્થાત્ જડ છે, તે આત્મા નથી અને સંસારચક્રનું મૂળ માયાથી છે, એમ પંચદશી તથા બ્રહ્મસૂત્ર તથા ભગવદ્ગીતાની ટીકામાં જણાવે છે. તેઓ માયા ઉપર સંસારનો ભાર મૂકે છે. જૈનાચાર્યો જેને કર્મ કહે છે તેને શંકરાચાર્ય માયા કહે છે. શંકરાચાર્ય વસ્તુતઃ જગતનો કર્ત્તા ઈશ્વર છે એમ માનતા નથી. તેમજ જૈનાચાર્યો પણ જગતનો કર્તા ઇશ્વર માનતા નથી. પંચદશી વગેરેમાં શંકરાચાર્યે જગતનો કર્તા ઇશ્વર નથી એમ સ્પષ્ટ દર્શાવ્યું છે. પરંતુ તે વિવર્તવાદની દૃષ્ટિએ ઔપચારિકપણે કર્ત્તાને માને છે એ પ્રમાણે તો જૈનો કર્મ સહિત આત્માને તથા સર્વ જીવોના સમૂહને વૈરાટ્ ઇશ્વર ગણીને તેને ઔપચારિક દૃષ્ટિએ દેહાદિક રૂપ જગતના કર્તા તરીકે સ્વીકારે છે. રામાનુજ આચાર્ય જીવોને સત્ માને છે. જૈનો પણ જીવોને સત્ તરીકે માને છે. શંકરાચાર્ય અને રામાનુજ આચાર્ય બન્ને ત્યાગીઓના ત્યાગધર્મને અને ગૃહસ્થધર્મને સ્વીકારે છે. તે પ્રમાણે જૈનો પણ ત્યાગધર્મ તથા ગૃહસ્થ ધર્મને સ્વીકારે છે. વૈદિક પૌરાણિક હિંદુઓ સોળ સંસ્કાર તથા ચાર વર્ણને ગુણ કર્માનુસારે સ્વીકારે છે. જૈનો પણ જૈન વૈદિક મંત્ર પ્રમાણે સોળ સંસ્કાર અને ચાર વર્ણને ગુણ

કર્માનુસારે સ્વીકારે છે. વૈદિકપૌરાણિક હિંદુઓ યજ્ઞોપવિતને સ્વીકારે છે. જૈનો પણ જૈન વેદમંત્ર વિધિ પ્રમાણે યજ્ઞોપવિત (જિનોપવીત) ને સ્વીકારે છે. વૈદિક હિંદુઓ અને જૈન આચાર્ય હિંદુઓ બન્ને આર્ય દેશના અને આર્ય ધર્મના એક માબાપના પુત્ર છે.

સનાતનવૈદિક પૌરાણિક હિંદુઓનું વૈકુંઠ અને જૈનોએ માનેલાં બાર દેવલોક બન્ને મળતાં આવે છે. આર્યસમાજીઓ કથે છે કે જીવો મુક્તિમાંથી પાછા આવે છે. જૈનો જેને દેવલોક કહે છે તેવીજ આર્યસમાજીની મુકિત છે, તેમાંથી જીવો પાછા આવે છે. વૈદિક આર્યસમાજીઓ શ્રાદ્ધને માનતા નથી, અર્થાત્ મરેલાંની પાછળ શ્રાદ્ધ કરવામાં આવે છે તે મરેલાઓને મળતું નથી. જૈનો પણ એમ માને છે કે મરેલાંઓને માટે શ્રાદ્ધ કરવાથી મૃતપિતૃઓને તૃપ્તિ થતી નથી. વૈદિક આર્યસમાજીઓએ વેદોમાં હિંસામય યજ્ઞ કહ્યો નથી. જેમાં પશુઓની હિંસાનો યજ્ઞ કહ્યો છે તે માંસાહારી પંડિતોએ ઉમેર્યો છે; તે ક્ષેપક-અસત્ય છે એમ માને છે. જૈનો તે માટે અહિંસામય **વીતરાગ શ્રી મહાવીરદેવનાં** ધર્મ **શાસ્ત્રોને** સ્વીકારે છે અને વીતરાગ મહાવીર કથિત દયાદિ ધર્માચારો અને દયાના વિચારો કે જે જે અન્ય શાસ્ત્રોમાં જેટલા જેટલા પ્રમાણમાં છે તેટલા ભાગને સાપેક્ષ માનેછે અને હિંસાદિ પાપકર્મોના આચારોતથા વિચારોવાળા ભાગને,-પુસ્તકને માનતા નથી અને તે પ્રમાણે પ્રવૃત્તિ કરવી તેને મિથ્યા પ્રવૃત્તિ કહે છે, જૈનશાસ્ત્રો જણાવે છે કે રાગદ્વેષાદિ મોહનીય કર્મ, જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય અને અંતરાય, એ ચાર ઘાતિકર્મનો જ્ઞાનધ્યાનસમાધિથી ક્ષય થતાં સર્વવિશ્વનું સંપૂર્ણ પ્રકાશક એવું કેવલજ્ઞાન પ્રગટે છે, તેથી કેવલજ્ઞાની તીર્થંકર મહાવીર આદિ સર્વજ્ઞો આ વિશ્વમાં પ્રગટે છે. તેઓ વીતરાગ હોવાથી તથા સર્વજ્ઞ હોવાથી સર્વથા સત્યધર્મનો પ્રકાશ કરે છે અને તેજ જૈનધર્મ છે. સર્વજ્ઞ કેવલીઓનો ઉપદેશ તે સત્ય જ્ઞાનમયવેદ છે. જ્યારે જ્યારે દુનિયામાંથી સત્ય ધર્મશાસ્ત્રોમાં અસત્યનું મિશ્રણ થાય છે ત્યારે એવા સર્વજ્ઞ તીર્થંકરો પ્રગટે છે તે પુનઃ સત્યધર્મનો પ્રકાશ કરે છે. તેઓનાં વચન તે પ્રત્યક્ષ જ્ઞાનથી ભરેલાં હોવાથી તે આગમ-સિદ્ધાંત તરીકે હોવાથી જૈનોને તે વેદો

રૂપ થાય છે અને તેથી તેના પૂર્વ સમયની ભાષાલિપિ ગ્રન્થો વગેરેની પણ ઉપયોગિતા રહેતી નથી. વર્તમાનમાં જે ભાષા હોય છે અને જેથી પંડિતો બાલો વગેરે સમજી શકે છે તે ભાષામાં સર્વજ્ઞ તીર્થંકર ઉપદેશ આપે છે. સર્વજ્ઞ વીતરાગ શ્રી મહાવીરપ્રભુએ કેવલજ્ઞાન પ્રગટાવ્યું, અને તેથી સર્વે જાણ્યું અને સર્વ દેખ્યું તે પ્રમાણે ઉપદેશ દીધો. તેથી તેઓનાં વચનો તે વેદો–આગમો સિદ્ધાંતરૂપ થયાં છે. જ્યારે તેઓની વાણીરૂપ શ્રુતજ્ઞાન ટળી જશે એટલે તે પછી ઉત્સર્પિણીના ત્રીજા આરાના છેડે પહેલા પદ્મનાભ (કે જે શ્રેણિકબિંબીસારરાજા હતા તે) તીર્થંકર તરીકે થશે. જૈમિની આદિ વૈદિક ઋષિયો કહે છે કે સર્વથા રાગદ્વેષ નહીં ટળવાથી મનુષ્ય સર્વજ્ઞ થઈ શકતો નથી. માટે વેદો પ્રમાણે વર્તવું જોઇએ. ભરત, અંગિરા, વાયુ વગેરેના હૃદયમાં પરમેશ્વરે સત્યજ્ઞાન પ્રકાશ્યું અને તેમણે વેદો રચ્યા. જૈનો કહે છે કે જ્યારે ભરત, વાયુ, અંગિરાના હૃદય શુદ્ધ થયાં ત્યારે સત્ય વેદો અર્થાત્ સત્યજ્ઞાનનો પ્રકાશ થયો, તો રૂષભાદિક ચોવીશ તીર્થંકરોએ જ્ઞાનધ્યાન સમાધિયોગ આદર્યો, સર્વરાગ દ્વેષાદિક દોષોનો નાશ કર્યો તેથી તેમના શુદ્ધ આત્મામાં વિશ્વનું જ્ઞાન અર્થાત્ સંપૂર્ણ કેવલજ્ઞાન પ્રગટ્યું, અને તેઓનાં વચનો તે વેદશ્રુતિયો રૂપે અર્થાત્ આગમો રૂપે થયાં તે જૈનશાસ્રો છે, એમ માનવામાં યુક્તિ અનુભવની સમાનતા છે. સર્વજ્ઞ વીતરાગ વચનો તેજ આપ્તવાક્યો છે એમ જૈનો સ્વીકારે છે. જૈનશાસ્રોમાં જૈનતત્ત્વોને અનેકતર્કબુદ્ધિથી સંગત કરીને તેઓની સિદ્ધ કરવામાં આવી છે.

જૈન શાસ્રો–અસંખ્ય સૂર્યચંદ્ર ગ્રહ નક્ષત્રોને માને છે, તેમાં નવગ્રહને મુખ્ય માને છે. સનાતનવૈદિક હિંદુઓ, નવગ્રહને જ માને છે. જૈનો અઠ્યાસી ગ્રહ માને છે. સૂર્યચંદ્ર અસંખ્ય છે એમ જૈનો માને છે તેને હાલનું અમેરિકા વગેરેનું ખગોળશાસ્ર પુષ્ટિ આપે છે. સનાતન વૈદિકો, આત્માને નિત્ય માને છે ત્યારે બૌદ્ધો આત્માને અનિત્ય માને છે. જૈનો શરીરની અપેક્ષાએ આત્માને અનિત્ય માને છે અને આત્માની અપેક્ષાએ આત્માને નિત્ય માને છે. જૈનો અનંત આત્માઓ–જીવો માને છે. નૈયાયિક વૈદિકો, વૈશેષિકો તથા

સાંખ્યો, આત્માઓને અનંત માને છે. આર્યસમાજીઓ અનંત આત્માઓ છે અને પ્રતિશરીર ભિન્ન ભિન્ન છે એમ માને છે. રામાનુજીઓ અનંત આત્માઓને માને છે અને શંકરાચાર્ય એક આત્માને માને છે. મુસલ્માનો અને ખ્રીસ્તિયો તથા બૌદ્ધો, અનંત-જીવોને માને છે. જ્યારે રામાનુજ, વલ્લભાચાર્ય, આર્યસમાજીઓ, બૌદ્ધો, ખ્રીસ્તિયો, મુસલ્માનો અને જૈનો પૃથ્વી વગેરે પંચભૂત, સાગર પૃથ્વી વગેરેને સત્ માને છે ત્યારે શંકરાચાર્ય પૃથ્વી વગેરેને અસત્ માને છે. જૈનો અને વૈદિકહિંદુઓ આત્માને અરૂપી અમૂર્ત માને છે. જૈનો સિદ્ધ પરમેશ્વરને નિરાકાર માને છે. શંકરાચાર્ય તથા નૈયાયિકો આત્માને નિરાકાર માને છે. મુસલ્માનો પ્રભુને નિરાકાર માને છે અને રામાનુજ તથા વલ્લભાચાર્યવાળા પરમેશ્વરને સાકાર માને છે. શંકરાચાર્ય તથા જૈનો, મુક્તિ પામેલો આત્મા પાછો આવતો નથી એમ માને છે, ત્યારે આર્યસમાજીઓ વૈષ્ણવો મુક્તિ અર્થાત્ મુક્તિ વૈકુંઠમાંથી જીવ પાછો આવે છે એમ માને છે. એ રીતે દર્શનધર્મોની ભિન્નભિન્ન માન્યતા છે. "દુનિયાના સર્વલોકોની દેવગુરૂ ધર્મ સંબંધી એક માન્યતા કદિ થઈ નથી અને ભવિષ્યમાં થનાર નથી. સનાતન હિંદુઓ પ્રલયને માને છે અને મહાપ્રલયને એવો માને છે કે ચૌદ બ્રહ્માંડ ત્રણ લોક-સૂર્ય-ચંદ્ર પૃથ્વીસાગર વગેરેનો તથા જીવોનો એક વખત સર્વથા નાશ થઈ જાય છે. તેમાંનું કંઈપણ સ્થૂલ રહેતું નથી. તે સર્વે ઈશ્વરમાં સૂક્ષ્મરૂપે સમાઈ જાય છે તે મહાપ્રલય છે. પાછું ઈશ્વરમાંથી અવ્યક્ત એવું જગત્ ધીમે ધીમે સ્થૂલ પ્રગટી દેખાય છે એવા રૂપે અસંખ્ય અનંત વર્ષે પ્રગટે છે તે સર્ગ છે. ઈશ્વર પોતાની ઈચ્છાથી મહાપ્રલય તથા સર્ગ કરે છે.

જૈન શાસ્ત્રો જણાવે છે કે ચૌદ રાજલોક, ત્રણલોક આ દેખાતી પૃથ્વી, સાગરચંદ્ર સૂર્યવાળી સૃષ્ટિનો સર્વથા નાશ થતો નથી. અનાદિકાલથી અનંતકાલ પર્યંત આ જગત્ વર્તે છે, તેનો મૂલ દ્રવ્યરૂપે સર્વથા નાશ થતો નથી અને સર્વ વસ્તુઓ ઈશ્વરમાં લીન થઈ જતી નથી. જગત્‌ના સર્વ પદાર્થોમાં પર્યાયોનો ઉત્પાદ વ્યય થયા કરે છે તેથી સર્વ જગત્ પર્યાયદૃષ્ટિ પરિવર્તન અર્થાત્ ફેરફારને પામે છે પણ મૂલરૂપે તેનો નાશ થતો નથી, તેથી મનુષ્યની

જાતિ વગેરે પ્રાણીઓ, પૃથ્વી, સાગર, સૂર્ય, ચંદ્રનો મૂલરૂપે કદિ નાશ થયો નથી, અને થવાનો નથી. પરમાત્મા છે તે રાગદ્વેષરહિત છે. રાગદ્વેષરહિત એવા પરમેશ્વરને સર્વ દુનિયાનો સર્વથા નાશ કરવાની ઇચ્છા પૂર્વે થઇ નથી અને અનંતકાલ પર્યંત ભવિષ્યમાં થવાની નથી. મૂલચાર વેદોની શ્રુતિયોમાં જગત્નો મહાપ્રલય થવાની વ્યાખ્યા નથી તથા કોઇ શ્રુતિમાંથી એવો અર્થ નીકળતો નથી. આર્યસમાજીઓ પણ મહાપ્રલયને સ્વીકારતા નથી, કારણ કે મૂલ વેદોમાં મહા પ્રલયની વ્યાખ્યા નથી. સામાન્ય જળપ્રલયો વગેરે તો થયા કરે છે અને એવા પ્રલયોને તો જૈનશાસ્ત્રો પણ સ્વીકારે છે. ભગવદ્ગીતાના તેરમા અધ્યાયમાં તથા ઉપનિષદોમાં જગત્ને તથા ઇશ્વરને અનાદિ જણાવ્યું છે. જેથી કોઇ પુરૂષની અર્થાત્ ઇશ્વરની અનાદિ સિદ્ધિ થઇ તેથી મહાપ્રલય અને તેની પછી જગત્ ઉત્પત્તિ થઇ એવો અર્થ નીકળી શકે નહીં. ભગવદ્ગીતાના તેરમા અધ્યાયમાં પુરૂષ અર્થાત્ પરમેશ્વર અને પ્રકૃતિ અર્થાત્ જગતને અનાદિ-(કોઇથી ન ઉત્પન્ન થએલ) જણાવ્યું છે. ખ્રીસ્તિયો પવિત્ર બાઇબલના આધારે કથે છે કે જગત્ને બન્યાં સાત હજાર વર્ષ થયાં છે અને ઇશ્વરે છ દિવસમાં જગત્ રચ્યું. આવી તેમની વાર્તા હવે ભૂસ્તર શાસ્ત્રીઓને ઠંડા પ્રહરની ગપ જેવો લાગે છે. ભૂસ્તર શાસ્ત્રીઓ કહે છે કે પૃથ્વીનું ઉપરનું પડ બંધાતાં કરોડો વર્ષ થયાં છે તો જગત્ની તો વાતજ શી કહેવી ? ! અલબત્ત જગત્ અનાદિ છે અને પૃથ્વીના પડ ઉપર પડ બંધાય છે તે ઉપર જલ ફરી વળે છે, પાછું પડ બંધાય છે. શ્રી ઋષભદેવજીના વખતમાં પૃથ્વીપર જે પડ હતું તેના ઉપર ઘણાં પડો થયાં છે એમ અનુમાનથી કહી શકાય તેમ છે. જ્યાં જલ હતું ત્યાં પૃથ્વી થઇ છે અને જ્યાં પૃથ્વી હતી ત્યાં દરિયા થયા છે. ખાડાને ઠેકાણે ટેકરા થયા છે. અનંત ઉત્સર્પિણીઓનાં અને અનંતી અવસર્પિણીઓના અનંત આરાઓમાં આ પૃથ્વીપર અસંખ્ય જલપ્રલય આદિથી અસંખ્ય ફેરફારો થયા છે અને થશે, એમ જૈનશાસ્ત્રો જણાવે છે.

આર્યજૈનો શ્રી ઋષભદેવ ભગવાનના વખતથી ભારતમાં વાસ કરતા આવ્યા છે. તે અન્ય ખંડમાંથી આવેલી પ્રજા નથી.

વૈદિક સનાતન આર્યહિંદુઓ અને આર્ય જૈન હિંદુઓ સર્વ આર્ય માબાપોનાં સંતાનો છે અને તેઓના ધર્મો છે તે ભારતમાં પ્રગટેલા ધર્મો છે એમ જૈન શાસ્ત્રોના આધારે જણાય છે. ચોવીશમા તીર્થંકર શ્રી મહાવીર દેવ સર્વજ્ઞ હતા, તેમણે ઋષભાદિક તીર્થંકરોનાં ચરિત્રો કહ્યાં છે. તેમણે જે ઈતિહાસ કહ્યો છે તેવોજ કેવલજ્ઞાનથી શ્રી પાર્શ્વનાથે કથ્યો છે અને તેવોજ શ્રી નેમિનાથે પણ કેવલજ્ઞાનથી કથ્યો છે. સર્વ તીર્થંકરો કેવલજ્ઞાનીઓ હોવાથી તેઓ એક સરખું સત્ય જાણી શકે છે. જે શ્રી ઋષભદેવે જાણ્યું તે બાકીના ત્રેવીશ તીર્થંકરોએ જાણ્યું. જે ત્રેવીશ તીર્થંકરોએ જાણ્યું તે કેવલજ્ઞાનથી શ્રી મહાવીર દેવે જાણ્યું, તેથી સર્વજ્ઞ મહાવીરને પ્રાચીન વેદાદિક શાસ્ત્રનો આધાર લેવાની જરૂર રહેજ નહી. કારણ કે જે સર્વજ્ઞ હોય છે તેને પુસ્તકોની મદદ લેવાની જરૂર પડતી નથી તેમણે જે તત્ત્વજ્ઞાન અને જૈન ધર્મ પ્રકાશ્યો છે તે તેમની પૂર્વે અનંત ઉત્સર્પિણીઓ અને અવસર્પિણીઓમાં થએલા સર્વજ્ઞ તીર્થંકરોએ પ્રકાશ્યો હતો; તેથી તીર્થંકરોના પ્રવાહની અપેક્ષાએ જૈનધર્મ તથા તત્ત્વજ્ઞાન અનાદિ છે; અને એક તીર્થંકરના શાસનની અપેક્ષાએ તેનાથી તીર્થ પ્રગટે છે તે અપેક્ષાએ આદિ છે.

હિંદના રાજકીય ચળવળના નેતા લાલા લજપતરાય સ્વકૃત "ભારતકા ઈતિહાસ" માં લખે છે કે જૈનો માને છે કે "તેમનો ધર્મ શ્રીપાર્શ્વનાથથી નીકળ્યો અને તેમની પાછળ થનાર મહાવીરે તેમાં સુધારો વધારો કર્યો" લાલા લજપતરાયને જૈનધર્મના ઈતિહાસનું જ્ઞાન નથી. જૈનો, પાર્શ્વનાથથી જૈન ધર્મ પ્રગટ્યો એમ માનતા નથી. કોઈ અજ્ઞાન જૈનની સાથે તેમને વાતચિત થઈ હશે અને તે ઉપરથી તેમણે એમ લખ્યું હશે. પણ એવું તેમનું લખવું જૈનશાસ્ત્રોથી વિરૂદ્ધ છે. કારણ કે આ અવસર્પિણી કાલમાં શ્રી ઋષભદેવથી જૈન ધર્મ પ્રગટ્યો તેને અસંખ્ય કાલ થયો. શ્રી પાર્શ્વનાથ જેવા સર્વજ્ઞ કેવલજ્ઞાની હતા તેવા ચોવીશમા તીર્થંકર મહાવીર દેવ થયા, તેથી તેમણે જૈનધર્મમાં સુધારો કર્યો નથી પણ તેમણે કેવલજ્ઞાનથી જૈન તત્ત્વનો-જૈનધર્મનો વિશેષ પ્રકાશ કર્યો. લાલાજી કહે છે કે— જૈનોથી ભારતની પડતી થઈ, પણ લાલાજીએ એ કહેતાં ઈર્ષ્યાથી જૈનોને હલકા પાડવા લખ્યું છે. જૈનોથી ભારતની ઉન્નતિ થઈ છે

અને થવાની છે. લાલાજીને શું દયા ગમતી નથી ? શું હિંસા ગમે છે ? ધર્મયુદ્ધની તો જૈનોએ મન ઇ કરી નથી આજુ બાજુનું તેમનું વાતાવરણ હિંસાના વિચારકેનું હોય તેથી એમ તેમણે અનુમાન કરી લખ્યું છે લાલાજી લખે છે કે " જૈનો મનુષ્યો પ્રતિ નિર્દય હોય છે" લાલાજીનું આવું લખાણ પણ મિથ્યા—અસત્ છે. જૈન શેઠીયા જગડુશા વગેરેએ દુષ્કાલો વગેરે પ્રસંગોમાં ભૂખ્યાં મનુષ્યોની જેટલી દયા કરી છે તેટલી ઇતિહાસના પૃષ્ઠે અન્યોની દેખવામાં આવતી નથી. જૈનો, ગરીબ, લૂલાં, લંગડાં, અનાથ, મનુષ્યો પશુઓ પંખીઓ વગેરેની જેટલી દયા કરે છે તેટલી તેઓની સંખ્યા પ્રમાણમાં અન્યોએ કરી નથી. લાલજીના પિતા ઢુંઢીયા હતા તેથી તેમની વૃત્તિને તે જૈનસમાજ પર ઘટાવે છે તે યોગ્ય નથી. વિ. સં. ૧૯૬૩ માં અમદાવાદમાં અમે હતા, તે વખતે સુરત કોંગ્રેસમાં જવા લાલાજી નીકળ્યા હતા તે અમદાવાદમાં ઠર્યા હતા. શેઠ લલ્લુભાઈ રાયજીની સાથે તે અમારાં દર્શન કરવા ચારસેં મનુષ્યો સહિત આવ્યા હતા તેમને અમોએ મનુષ્યોનું કલ્યાણ કરવાનો સદુપદેશ આપ્યો હતો. તેમણે છેવટે જૈનોની ઉદારતા તથા અહિંસાનાં વખાણ કર્યાં હતાં. તથા તેમણે કહ્યું હતું કે " આપના જેવા સાધુઓથી હિંદનો ઉદ્ધાર થવાનો છે. " જૈન શાસ્ત્રોમાં મનુષ્યોના દયા કરવાનું જણાવ્યું છે. પશુ પંખી કરતાં મનુષ્યોની દયા કરવામાં અનંતગણું વિશેષ ફલ છે એમ જૈનશાસ્ત્રો પોકાર કરીને કહે છે. જૈનોની ગળથુથીમાં સર્વ જીવોની દયા કરવાનું વાતાવરણ હોય છે જ. જૈનોની અહિંસા માટે સર્વ લોકો એકમત જાહેર કરે છે. *લાલા લજપતરાય અને એક ગામડાનો જૈન બન્નેની મનુષ્યો પ્રતિની દયાની પરીક્ષા કોઇ લે તો તેમાંથી જૈનજ પ્રથમ નંબરે આવશે. કોઇપણ જૈન રાજાના વખતમાં ભારતનું રાજ્ય અન્ય દેશીના હાથમાં ગયું નથી. કારણ કે તે ધર્મયુદ્ધથી પાછા પડતા નથી અને સદા સાવચેત રહે છે. શ્રીમાન્ સયાજીરાવ ગાયકવાડન કડી પ્રાંતના સુબા રા. રા ગોવિંદજી માઈ હાથીભાઇ કૃત ગુજરાતના

* જૈનધર્મ અને લાલાલજપતરાય નામનું પુસ્તક અમોએ રચ્યું છે, તેમાં લાલાજીના જૈન ધર્મસંબંધી સાત આક્ષેપોને વિસ્તારથી પ્રત્યુત્તર આપ્યો છે માટે વિશેષ ખુલાસા માટે જજ્ઞાસુઓએ તે છપાવેલો ગ્રન્થ વાંચવો (૧૯૮૧ મૂ.પ. રૂ

પ્રાચીન ઇતિહાસમાં તેઓ લખે છે કે, "ગુજરાતની પડતી જૈનોથી થઇ" પણ તે મિથ્યા છે. જૈનોએ ગુજરાતના ચડતીમાં જેટલો ભાગ આપ્યો છે તેટલો અન્યોએ તેઓની સંખ્યાના પ્રમાણમાં આપ્યો જ નથી. ગાંધીજી અહિંસાત્મક અસહકારવાદી છે. તેમણે અહિંસાની દૃષ્ટિએ હિંદમાં જેટલું દયાબળ પ્રગટાવ્યું છે તેટલું અન્ય હિંદીએ પ્રગટાવ્યું નથી. રા. રા. ગોવિંદજીભાઇ એમ જાણતા હશે કે જૈનો ધર્મયુદ્ધની મનાઇ કરનારા છે. પણ જાણવું કે કુમારપાલ, વસ્તુપાલ, તેજપાલ જેવા અનેક જૈનધર્મ પાળનારાઓએ ધર્મયુદ્ધો કર્યાં છે અને તેઓએ ગુજરાતનું શૌર્ય દેખાડયું છે. શ્રી મહાવીરદેવના મામા ચેટકરાજાએ બાર વર્ષ સુધી યુદ્ધ કર્યું હતું. તે બારવ્રતધારી શ્રાવક હતા; તો જૈન શાસ્ત્રોના આધારે ચાલનારા જૈનો, કઇ વખત યુદ્ધથી પાછા હઠ્યા છે? તે ઇતિહાસથી જણાવો તો ખરા! આમ્રદેવ ઉદયન વગેરેએ ગુજરાતનું રાજ્ય સ્થિર રાખવામાં લડાઇથી પાછું પગલું ભર્યું નહોતું. ઇતિહાસ વાંચો અને ક્ષત્રિયોનાં ચરિત્રો વાંચો અને અમારી સાથે ખુલાસો કરશો તો અમો સારી રીતે સમાધાન કરી શકીશું. હાલના વૈષ્ણવ વ્યાપારી વણિકોના જેવા જૈન વ્યાપારી વણિકોના વિચારોને દેખી. રા. રા. ગોવિંદજીભાઇ તથા લાલા લજપતરાય, જૈનોથી ભારત-ગુજરાતની પડતી થયાની કલ્પના કરે તે બિલકુલ અયોગ્ય-અસ્થાને છે. હાલના પર-દેશી સરકારના ગુલામ બનેલા રજપુતોને દેખી પૂર્વના રજપુતો વિષે તેવી કલ્પના કરવી તે જેમ અયોગ્ય છે તેમ જૈન વણિકોની કલ્પનાથી પૂર્વના જૈનોપર દેશ રાજ્યની પડતીના હેતુભૂતનું આળ મૂકવું તે જૈનશાસ્ત્રોને અને જૈનોને ઉતારી પાડવા જેવું છે. ચાહે તે ધર્મનો વ્યાપારીવર્ગ, યુરોપ એશિયામાં હોય પણ તે યુદ્ધના વિચારોમાં મન્દ હોય તેથી શાસ્ત્રોને દોષ લાગી શકે નહીં. અમો લાલાજી અને રા. રા. ગોવિંદજીભાઇને પુછીએ છીએ કે જર્મનીમાં ક્યાં જૈનો હતા? તુર્કસ્તાન હિંસક હતું તે કેમ નબળું પડયું? રોમનો કેમ નબળા પડ્યા? ચીન કેમ નબળું પડયું? તે તે સર્વને પણ સમજાઈ જાય છે. માટે લ. લ. જી વગેરેએ વિચારવું જોઇએ કે હિંદુ રાજાઓમાં અને હિંદુઓમાં નબળાઇ વધી. તથા

દિલ્હીના બાદશાહોનું રાજ્ય ગયું તે કંઇ જૈનોના વિચારથી નહીં, પણ તેઓનામાં કુસંપ, ફૂટ, અવ્યવસ્થા, મોજશોખ, અન્યાય, જૂલ્મ, ધર્માંધતા વગેરે દુર્ગુણ દોષોજ કારણીભૂત હતા. ગુજરાતનું રાજ્ય કરણઘેલાના વખતમાં માધવરાવ નાગરબ્રાહ્મણદિવાનની ફૂટથી અને કરણઘેલાની વ્યભિચારવૃત્તિથી તથા ગુજરાતીઓના ઐક્યના અભાવે ગયું. તેમાં કંઇ જૈનોની કસૂર નહોતી." જૈનોથી ગુજરાતની પડતી થઈ, કારણ કે તે "દયા માનનારા હતા" એમ કહી જૈનોને હલકા પાડવા પ્રયત્ન કરવો તે વ્યાજબી નથી. હિંદુઓ રાજ્યાદિક કારણે ધર્મયુદ્ધોને માને છે અને શું જૈનો તેવા પ્રસંગે ધર્મયુદ્ધને નથી માનતા ? જૈન શાસ્ત્રો તો ગૃહસ્થ જૈનોને હિંદુઓની પેઠે ધર્મયુદ્ધમાં ચરિતાનુવાદ દૃષ્ટિએ દૃષ્ટાંતરૂપ છે તો નાહક જૈનોને હલકા પાડવા તે અયોગ્ય છે. ગુજરાતની રાજ્યગાદીના સ્થાપનારા જૈનો છે. તત્કાલે જૈન વણિકો જો રાજ્યગાદીના પ્રધાનપદે હોત તો ગુજરાતનું રાજ્ય જાત નહિ. ધોળકામાં રાજ્ય સ્થપાવનાર તથા ધર્મયુદ્ધ કરનાર મંત્રી વસ્તુપાલ અને તેજપાલ હતા. તે ઘણા બહાદૂર હતા. રા. રા. ગોવિંદજીભાઈ જ્યારે કડી પ્રાંતમાં સુબા હતા, ત્યારે તે અમારાં દર્શન કરવા મ્હેસાણામાં આવ્યા હતા, તે વખતે તેમણે ધર્મસંબંધી અનેક પ્રશ્નો પુછયા હતા, તેથી તેમને સંતોષ થયો હતો, અને તેમણે ત્યાગી વર્ગની આવશ્યકતા સ્વીકારી હતી. તેમણે લાયબ્રેરી વગેરે કેળવણીના પ્રચારકાર્યમાં કડી પ્રાંતમાં સારી સહાય આપી હતી અને નિરભિમાન વૃત્તિથી લોકોમાં ભેળાતા હતા, તથા માતા-દેવીઓની આગળ પાડા, બકરાં આદિ મરાતાં હતાં તે હુકમ કાઢી બંધ કરાવ્યાં હતા. તે લાડોલમાં તથા વડોદરામાં દર્શનાર્થે આવ્યા હતા. અમારી સાથે તેમને પ્રેમ વર્તે છે; તેમણે કડી પ્રાંત વગેરે ચાર પ્રાંત સર્વ સંગ્રહ પુસ્તક લખ્યા છે તેમણે કડી પ્રાંત સર્વ સંગ્રહ પત્ર ૧૫૩ માં નં. ૫ પ્રમાણે જૈનશાસ્ત્રો વાંચ્યા વિના લખ્યું છે કે "જૈનધર્મ બુદ્ધધર્મની પહેલાં સુમારે બસેં વર્ષ પર પાર્શ્વનાથ મહાત્માએ સ્થાપન કર્યો હતો. ઇ સ પૂર્વે ૫૯૯ માં પટણા પાસે વયશી ગામમાં મહાવીર નામનો ક્ષત્રિયકુમાર જન્મ્યો હતો " જૈન ઇતિહાસના અભ્યાસ વિના રા. રા. ગોવિંદજીભાઈ, જેમ લાલાજીએ

લખી માર્યું તેમ લખ્યું છે. જૈનધર્મના આદ્ય સ્થાપક શ્રી ઋષભદેવ પ્રથમ તીર્થંકર હતા, અને પાર્શ્વનાથ તો ત્રેવીશમા તીર્થંકર હતા. પાર્શ્વનાથે જૈનધર્મની સ્થાપના કરી હતી, પણ આદ્ય જૈનધર્મના સ્થાપક તરીકે તે નહોતા, તથા મહાવીર વર્ધમાન પ્રભુ પટણા પાસે વંથલી ગામમાં જન્મ્યા નહોતા પણ તે ક્ષત્રિયકુંડ નગરમાં જન્મ્યા હતા. ઇતિહાસ લખનારાઓએ ઐતિહાસિક જ્ઞાન લીધા પછીજ કોઇ ધર્મને અન્યાય ન થાય તેવી રીતે ઇતિહાસ લખવો જોઇએ. રા રા ગોવિંદજીભાઇ લખે છે કે "સ્ત્રીને મોક્ષ ન મળી શકે એમ શ્વેતાંબરી માને છે પણ દિગંબરીની માન્યતા એથી ઉલટી છે!" તે એ પ્રમાણે લખે છે તે શ્વેતાંબર તથા દિગંબર શાસ્ત્રોથી વિરૂદ્ધ છે, કારણ કે શ્વેતાંબર શાસ્ત્રો, સ્ત્રીને મોક્ષ મળે છે એમ માને છે અને દિગંબરો સ્ત્રીની મુક્તિ માનતા નથી. તેઓ લખે છે કે "ઢુંઢીયાના દેરામાં મૂર્તિ બિલકુલ હોતી નથી." પણ રા. સાહેબે જરા સૂક્ષ્મ તપાસ કરી હોત તો ઢુંઢીયા જૈનો, દેરાસર કરાવતા નથી અને માનતા નથી એમ માલુમ પડત. વળી પત્ર ૧૫૪ માં જીવદયા સંબંધી લખતાં સુબાજી લખે છે કે "કેટલા ધાર્મિક જૈનો માંકડ વગેરેને પોષણ મળે એટલા માટે અમુક રકમ આપી માંકડવાળા ખાટલામાં પાસુ ન ફેરવે તેવી શરતે કોઇ માણસને સુવાડે છે!!" કેટલું અસત્ય !!! સુબાજી આવું જે લખે છે તે જૈનશાસ્ત્રોથી અને જૈનોની માન્યતાથી તથા પ્રવૃત્તિથી બિલકુલ વિરૂદ્ધ અને અસત્ય છે, ગમે તેવો ગૃહસ્થ જૈન તથા ત્યાગી જૈન એવી ગાંડી, અસત્ય કલ્પિત દયાને માન આપી શકેજ નહીં. રા રા સુબાજી સાથે તત્સંબંધી પત્રવ્યવહાર થયો હતો. તેમણે પોતાની ભૂલ કબૂલ કરી બીજી આવૃત્તિમાં ઉપરની બાબત કાઢી નાખવા કહ્યું હતું. તેથી અમો ગોવિંદજીભાઇને ધન્યવાદ આપીએ છીએ. કડી પ્રાંતમાં તે પ્રથમ નંબરના સુબા હતા. જર્મન વગેરે દેશના યુરોપિયન વિદ્વાનોએ પહેલાં બાૈદ્ધધર્મની શાખા તરીકે જૈનધર્મને જણાવ્યો હતો પણ હવે પ્રોફેસર હર્મન. જેકોબી, ડૉ. સ્વાલી વગેરેએ સ્પષ્ટ જણાવ્યું છે કે 'જૈન ધર્મ અને બાૈદ્ધ ધર્મ બન્ને ભિન્ન તથા ભિન્નભિન્ન તત્ત્વોની માન્યતાવાળા સ્વતંત્ર ધર્મ છે.

વૈદિક ધર્મથી પણ જૈનધર્મ ભિન્ન અને સ્વતંત્રધર્મ છે.' મારી બાલ્યાવસ્થામાં મ્હને જૈન સાધુઓનો પરિચય થયો હતો અને તેઓપર મારી શ્રદ્ધા બેઠી હતી. અમારા પિતાજી શિવધર્મી હતા અને માતાજી વૈષ્ણવ હતાં, મારી વિદ્યાર્થી તરીકેની બાલ્યાવસ્થામાં કેટલાકોએ કહ્યું હતું કે જૈનસાધુઓ ઝાડે જાય છે ત્યારે વિષ્ટા ફેંદે છે તથા તે જલથી ગુદાનું પ્રક્ષાલન કરતા નથી ! અમોએ એ બાબતની તપાસ કરી તો માલુમ પડયું કે સાધુઓ વિષ્ટા ફેંદતા નથી તેમજ તરપણીમાં ભરેલા જલથી ગુદાનું પ્રક્ષાલન કરે છે. આ ઉપરથી તે વખતેજ મારી ખાત્રી થઇ કે મનુષ્યો ધર્મભેદે એકબીજાની જૂઠી- અસત્ય વાતો ઉડાવવામાં બાકી રાખતા નથી, તથા શરમાતા નથી. મ્હને બાલ્યાવસ્થામાં કેટલાક બ્રાહ્મણ માસ્તરોએ કહ્યું હતું કે,-જ્યારે બારવર્ષનો દુકાળ પડયો ત્યારે ગૌતમઋષિએ દરરોજ જવ વાવી, લણીને ચોરાશી હજાર ઋષિયોને જીવાડયા. બાર દુકાળી ગયા પછી ઋષિયોએ ગૌતમઋષિને હલકો પાડવા એક ગાય બનાવી અને ગૌતમઋષિના ખેતરમાં મૂકી. ગૌતમ ઋષિએ ગાયને એક શળી મારી, તેથી ગાય મરી ગઇ ! આથી ગૌતમઋષિને ગાયની હત્યા ચોંટી તેથી તેમણે જૈનધર્મ સ્થાપન કરી ઋષિયોને ભડાવ્યા. તેમની આ વાત કલ્પિત છે. મેં હિંદુધર્મનાં ઘણાં પુસ્તકો વાંચ્યાં પણ તેમાંથી આ વાત નીકળી શકી નથી. આવી બાબતોને કેટલાક બ્રાહ્મણ વિદ્વાનો કદાપિ પુરાણોમાં ઉમેરે તોપણ તે ગપ્પાં તરીકે માની શકાય. અન્ય ધર્મને હલકો અસત્ય પાડવાની આતો કલ્પના જ છે. કેટલાકો કહે છે કે-हस्तिना ताड्यमानोऽपि न गच्छेत् जैनमन्दिरम्. न वदेत् यावनीभाषां, प्राणैः कण्ठगतैरपि ॥ હાથી મારમાર કરતો સ્હામો આવે અને સામું જૈન મંદિર આવે તો મરી જવું પણ જૈન મંદિરમાં ન જવું. તથા ઉર્દુ, ઇંગ્લીશ, ફારશી વગેરે યાવની ભાષાને કંઠમાં પ્રાણ આવે છતે પણ બોલવી નહીં-તેમનો આ શ્લોક મ્હને ઈર્ષ્યા-દ્વેષ-તિરસ્કારથી ભરેલો લાગ્યો પણ એમાં કંઈ સત્ય લાગ્યું નહીં. મારો સ્વભાવ સત્યશોધક હોવાથી જાતે તપાસ કરતાં અને મધ્યસ્થ બુદ્ધિથી સત્યનો વિચાર કરતાં જણાઇ આવ્યું કે એવી કાલ્પનિક બાબતોમાં કંઇપણ

સત્ય નથી અને સત્યની શોધ કરવામાં વિશેષ પ્રવૃત્તિ કરી. એક બ્રાહ્મણ માસ્તરે મ્હને કહ્યું હતું કે પાટણમાં હેમચંદ્રાચાર્યને અને જૈનોને શ્રી શંકરાચાર્યે જલમાં ડૂબાડી દીધા તેથી ત્યાં લાખા ખાડ થઈ, એવી તેમની વાત સાંભળી મનમાં વિચાર થયો કે આખા પાટણમાં જલનો દરિયો આવે અને તેમાં પાટણના સર્વ હિંદુઓ ન ડુબી જાય, અને જૈનોજ ડૂબી જાય એ સસલાના સિંગડા જેવી જૂઠી વાત છે, એવી વાતોને સત્ય બુદ્ધિથી તોળતાં મ્હને જરાપણ સત્ય લાગ્યું નહિ. પરસ્પર ધર્મના આચાર્યો પોતપોતાનું મહત્વ વધારવા એવાં ગપ્પાં માર્યા કરે છે, અને એવી સર્વ ધર્મમાં પોતપોતાની બડાઇની અને ગપ્પાંની વાતો ભરેલી હોય છે તેથી પરીક્ષકો એવી વાતો ઉપર કંઇ લક્ષ આપતા નથી. તેથી એવી વાતોમાં સત્યતત્વ ન માનીને ધર્મનાં તત્ત્વોનો ઉંડો અભ્યાસ કરવા માંડયો, એટલું પ્રસંગોપાત્ત અત્ર જણાવ્યું છે.

હિંદ વગેરે દેશના ઇતિહાસ લખનારાઓએ ચારે તરફથી સત્ય હકીકત મેળવવા ખૂબ પ્રયત્ન કરવો જોઇએ. હાલમાં વડોદરા ગાયકવાડી ગુજરાતી શાળાઓમાં પ્રાણલાલ ટી. મુન્શીકૃત હિંદનો ઇતિહાસ ચાલે છે. તેમાં પૃષ્ટ ૨૯ માં શ્રી મહાવીરદેવ સંબંધી ઇતિહાસ લખતાં પ્રાણલાલ, જૈન તીર્થંકરના ચરિતને અજ્ઞાનથી વા તિરસ્કારથી નીચે પ્રમાણે લખે છે.

"આ સાધુ ઈ. સ. પૂર્વે સુમારે ૫૨૮ માં થઇ ગયો. તે વખતે મગધદેશમાં બિંબિસાર ( શ્રેણિક ) રાજા રાજ્ય કરતો હતો. જૈન સાધુ મહાવીર, બિંબીસારની રાણીનો સગો થતો હતો, મહાવીરનું મૂળ નામ વર્ધમાન હતું, અને તે વૈશાલીના એક અમીરનું બાળક હતું. પરંતુ તેણે પોતાના અમીરપદથી કંટાળી પાર્શ્વનાથના પંથના સાધુઓમાં પ્રવેશ કર્યો. એ પંથના નિયમોથી પણ અસંતોષ થવાથી પોતાની ચાલીશ વર્ષની ઉંમરે ધર્મ સુધારક બનીને તેણે નવો પંથ કાઢ્યો અને પછી ત્રીશ વર્ષ સુધી મગધ અને દક્ષિણ બિહારના જુદા જુદા ભાગોમાં [illegible] પોતાનો મત પ્રવર્તાવ્યો [illegible] જૈનધર્મ કહેવાય છે.

રા. પ્રાણલાલ ટી. મુન્શીએ જૈનધર્મનાં શાસ્ત્રોમાંથી એક પણ ઐતિહાસિક પુસ્તક વાંચ્યું હોય એમ લાગતું નથી. તેમજ તીર્થંકર અને જૈન સાધુઓમાં શો તફાવત છે તે પણ જાણી શકતા નથી. તો જૈનધર્મના છેલ્લા તીર્થંકર મહાવીર પ્રભુ સંબંધી શું લખી શકે ? મહાવીર પ્રભુ માટે હુંકારાથી ગમે તેમ લખવું તે એક ભાષાશાસ્ત્રી માટે જરા શરમાવનારા ગણાય. આંધળો જેમ હાથીની પરીક્ષા કરે તેવું તેમનું પુરાવા વગરનું લખાણ છે. મહાવીર સાધુ નહોતા પણ તે તીર્થંકર દેવ હતા. તે વૈશાલીના અમીરનું બાળક નહોતું પણ ક્ષત્રિયકુંડ નગરના સિદ્ધાર્થ રાજાના મહાવીર પુત્ર હતા. પ્રભુ મહાવીર દેવે જ્ઞાન વૈરાગ્યથી દીક્ષા અંગીકાર કરી હતી પણ કંટાળીને નહિ. તેમજ તે તીર્થંકર હોવાથી તેમણે પોતાની મેળે ચારિત્ર દીક્ષા અંગીકાર કરી હતી પણ પાર્શ્વનાથના સાધુઓપાસે દીક્ષા ગ્રહી નહોતી અને તેઓમાં ભળ્યા નહોતા. જે તીર્થંકર જે કાલે થાય છે તેમાં પૂર્વે થએલ તીર્થંકરના સાધુઓ ભળે છે. તેથી મહાવીરદેવના શાસનમાં શ્રી પાર્શ્વનાથના તે વખતના સાધુઓ ભળ્યા. શ્રી મહાવીર પ્રભુ કેવળજ્ઞાની થયા હતા. તીર્થંકર કેવળજ્ઞાની સર્વજ્ઞ બની તીર્થની સ્થાપના કરે છે. એ કંઈ સાધુ નહોતા પણ તીર્થંકર હતા તેથી તેમણે ધર્મમાં સુધારો કર્યો નહોતો. (સામાન્ય સાધુ સુધારો કરી શકે છે) પણ મહાવીર પ્રભુ તો સર્વજ્ઞ હતા અને જૈનધર્મ શ્રુત. જ્ઞાન સંઘતીર્થ સ્થાપવા માટે તીર્થંકર થયા હતા તેથી તેમણે જૈન ધર્મ અને ચતુર્વિધ સંઘને સ્થાપન કર્યો. તેમણે હિંદના ઘણા દેશોમાં વિહાર કર્યો હતો. કલ્પસૂત્ર વગેરે જૈનશાસ્ત્રોમાંથી તેમનું જીવન ચરિત્ર વાંચીને ઇતિહાસ લખ્યો હોત તો તેમનું લખાણ અસત્ય થાત નહિ. વડોદરા વગેરે દેશી રાજ્યોને અને બ્રિટીશ રાજ્યના કેળવણી ખાતાને જૈનસંઘે જણાવવું જોઈએ કે જૈનધર્મ સંબંધી હકીકતોવાળાં પુસ્તકો શાળાઓમાં દાખલ કરતાં પૂર્વે જૈનવિદ્વાનોને બતાવી પરીક્ષા કરાવી દાખલ કરવાં કે જેથી કોઇના ધર્મને અન્યાય ન આપી શકાય અને કોઈ ધર્મવાળાની લાગણી ન દુઃખાય.

" भारतका धार्मिक इतिहास " ગ્રન્થ હિંદીભાષામાં વૈશ્યનિવા-

શ્રી પંડિત શિવશંકર મિશ્રે લખ્યો છે. તેમાં પત્ર ૧૨૦માં જૈનધર્મ સંબંધી વિચાર લખતાં તે સ્વધર્માભિમાન અન્ધશ્રદ્ધાથી જૈનધર્મને અન્યાય આપી શક્યો નથી—તોપણ જૈન શાસ્ત્રોનું અવલોકન કર્યા સિવાય તેણે કેટલીક ગપ્પ વાત લખી છે. તે લખે છે કે "यह धर्म अति प्राचीन वेदकालहीमें स्थापित हुवा हो ऐसा प्रतीत होता है." પંડિતજીને ખબર નથી કે હાલના જે વેદો છે તે તો જૈનશાસ્ત્રની દૃષ્ટિએ તીર્થંકર નવમા સુવિધિનાથ પાછીથી રચાયા છે,તે પહેલાં ભરતચક્રવર્તીએ ચાર વેદો રચ્યા હતા, તેનું વર્ણન શ્રી વિજયાનંદસૂરિ કૃત તત્ત્વ નિર્ણય પ્રાસાદમાંથી જોઇ લેવું. પંડિત શિવશંકર લખે છે કે " પટના નગરમાં કોકવેંક રાજાએ દીક્ષા ગ્રહી ત્યાગી બની જૈન ધર્મ ચલાવ્યો" પરંતુ આ લખાણમાં પંડિતજીની અજ્ઞાનતા છે. કારણકે શ્વેતાંબર શાસ્ત્રોમાં અગર દિગંબર શાસ્ત્રોમાં કોંકવેકે જૈનધર્મ પ્રકાશિત કર્યો એવી વાત આવતીજ નથી. શ્રીમહાવીર પ્રભુનો ભકત શ્રાવકકોણિકરાજા થયો તે અજાતશત્રુ કહેવાય છે. તે જૈનધર્મ પાળતો હતો પણ જૈનધર્મના છેલ્લા પ્રકાશક તો શ્રી મહાવીરપ્રભુ અરિહંત દેવ હતા. તેણે લખ્યું છે કે 'અરિહંતને જૈનધર્મ ચલાવ્યા" પણ તે જાણતો નથી કે અરિહંત તે કંઇ તીર્થંકરનું નામ નથી, પણ અરિહંત તે તીર્થંકરનું ઉંચામાં ઉંચુ વિશેષણ છે અરિહંત વિશેષણને તેણે પુરૂષ માની જૈનધર્મનો પ્રકાશ તેણે કર્યો એવું લખ્યું છે. તેથી તે જૈનધર્મના પ્રકાશક ચોવીશ તીર્થંકર તેજ અરિહંત વિશેષણવાળા છે એટલું પણ ન સમજી શકયો. તેથી જૈનધર્મનું સત્ય સ્વરૂપ જાણી શકયોજ નહિ એમ કહેવું યથાયોગ્ય છે. તે લખે છે કે ઇ.સ. પૂર્વે ૧૫૬૭માં અરિહંત નિર્વાણ પામ્યા અને એના બાદ "એકવીસ તીર્થંકર થયા." આ પ્રમાણે તેણે લખ્યું છે તે મિથ્યા છે. ઇ.સ. પૂર્વે ૧૫૬૭ મ.અરિહંત નામનો કોઇ થયો નથી. શ્રી પાર્શ્વનાથ તીર્થંકર ત્રેવીશમા થયા. તે તો ઇ. સ. પૂર્વે સાતસે વર્ષપર થયા અને તે પહેલાં શ્રી નેમિનાથ તીર્થંકર થયા તે તો લગભગ ચોરાશી હજાર વર્ષ ઉપર થયા તેથી શિવશંકર પંડિતે કોઇ ગ્રન્થ જોયા વિના અને સાક્ષી આપ્યા વિના આધાર યાને પ્રમાણ વિના ગપ્પ મારી છે તે બિલકુલ અપ્રમાણિક—જૂઠ છે. તે લખે છે કે—" શ્રી મહાવીર દેવે ઓંકારનો

મંત્ર કાયમ રાખ્યો અને તેને મળતો નવકાર મંત્ર પ્રસિદ્ધ કર્યો." આ તેનું લખવું અસત્ય છે. જૈન ભરતરાજાના વેદોમાં ૐકાર મંત્ર છે અને આ અવસર્પિણીમાં શ્રી ઋષભદેવથી ૐકારમંત્ર પ્રગટ્યો છે એમ તેણે જાણવું જોઈએ. જૈન તીર્થંકરો સર્વજ્ઞ હતા તેથી તેઓએ અન્ય દર્શનીશંખોમાંથી ૐકારમંત્ર લીધો નથી. શિવશંકર લખે છે કે "મહાવીરે ચંચલચિત્તવાદી ગોશાળાને પોતાના પક્ષમાં લીધો અને તેની મારફત જૈનધર્મનો પ્રચાર કરાવ્યો." ઇત્યાદિ લખવું શિવશંકરનું અસત્ય કપોલ કલ્પિત છે, કારણકે ગોશાલક તો શ્રી મહાવીર પ્રભુનો પ્રતિપક્ષી હતો. વાંચો ભગવતી સૂત્રમાં ગોશાલક શતકમાં ગોશાલાનો મત. પંડિત શિવશંકર કહે છે કે "દિગંબર સાધુ બુદ્ધને માને છે અને અરિહંતને માનતા નથી" આ લખવું બધું જૂઠું છે, શ્વેતાંબર અને દિગંબર સાધુઓ તથા ગૃહસ્થ જૈનો ચોવીશ તીર્થંકરને અરિહંત માને છે અને બૌદ્ધ લોકો બુદ્ધને માને છે. સામાન્ય વિદ્વાનો પણ આ બાબત જાણે છે કે જેને પંડિત શિવશંકર જાણતા નથી! અથવા જાણી જોઈ-અસત્ય લખી પોતાના આત્માનો દ્રોહ કરે છે. તે લખે છે કે "શ્વેતાંબર દિગંબરના સાતસેં ભેદ છે" પણ તે તેનું લખવું અસત્ય છે. સાતનયના સાતસેં ભેદ થાય છે પણ જૈન ધર્મના સાતસેં ભેદ નથી. તે લખે છે કે "બ્રાહ્મણધર્મ પર જૈનધર્મનો સારો પ્રભાવ પડ્યો, અને તેથી તેઓએ વિષ્ણુના ચોવીશ અવતાર માની મૂર્તિપૂજા શરૂ કીધી." પંડિત શિવશંકરે ભારતકા ધાર્મિક ઇતિહાસમાં વિચિત્રરૂપે ઢુંઢક વા તેરાપંથી સાધુની છબી પડાવી તેને આદિનાથ તીર્થંકરનું નામ આપ્યું છે. તેથી તે આદિનાથની સત્ય મૂર્તિથી અજ્ઞાત છે, એમ વાચકો સહેલાઈથી જાણી શકશે. આવી રીતે અન્ય ધર્મી બીજા અનેક ઇતિહાસકારોએ જૈનધર્મ સંબંધી સ્વરૂપ લખતાં અનેક ભૂલો કરી છે, તેઓની ભૂલોનો ઉત્તર પણ ઉપર મુજબ જાણવો. આર્યસમાજના નેતા સ્વામીશ્રી દયાનંદ સરસ્વતીએ જૈન તત્ત્વો વગેરેનું બરાબર સ્વરૂપ જાણ્યું નહોતું તેથી તેણે 'સત્યાર્થ પ્રકાશ' ગ્રન્થના બારમા ઉલ્લાસમાં જૈનોનાં શાસ્ત્રોનું મંતવ્ય ખંડન કરતાં અનેક ભૂલો કરી છે, અને તેમણે કરેલા ખંડનનો ઉત્તર શ્રીમદ્

આત્મારામજી વગેરે મહાવિદ્વાનોએ અજ્ઞાન 'તિમિર ભાસ્કર,' 'દયાનંદ મુખ ચપેટિકા' વગેરે ગ્રન્થો રચીને તેમાં પ્રત્યુત્તર આપ્યો છે. વિશેષ જિજ્ઞાસુઓએ તે ગ્રન્થો વાંચી જોવા.

જૈનોએ, જૈન ગીતાર્થ અને ઐતિહાસિકસાક્ષરસૂરિયો વગેરે શ્રદ્ધાળુજૈનોએ લખેલો ઈતિહાસ પ્રમાણિક માનવો, પણ વૈદિક આદિ અન્ય દર્શન ધર્મીઓએ લખેલો જૈન ધર્મનો ઇતિહાસ વા જૈનધર્મ સંબંધી તેઓએ દર્શાવેલા વિચારોને માન્ય ન કરવા. કારણકે આ કાળમાં રાગદ્વેષથી ભરેલા દરેક ધર્મના વિદ્વાનો પ્રાયઃ અન્ય ધર્મના ઇતિહાસને ગમે તે રીતે જૂઠો કલ્પિત ઠરાવી પોતાના ધર્મની સર્વે ઐતિહાસિક વગેરે બાબતોને સત્ય ઠરાવવા પ્રયત્ન કરે છે. તેથી અન્યધર્મી–પક્ષપાતી વિદ્વાનો પાસેથી પોતાનાં તત્ત્વોને તથા ઇતિહાસની ખરી હકીકત જાણવા શ્રદ્ધા રાખવી તે વ્યર્થ છે.

વૈદિક પૌરાણિક હિન્દુ ઇતિહાસકારોએ "જૈનો અને બૌદ્ધના લીધે હિંદનું રાજ્ય ગયું તથા હિંદની પડતી થઈ" એવું લખવામાં લાલા લજપતરાય વગેરેએ બાકી રાખ્યું નથી. તેઓ સ્વધર્માન્ધ હોવાથી જૈનોને હલકા પાડવા તથા જૈન ધર્મપરથી જૈનોની શ્રદ્ધા ઉઠાડવા અસત્ય પ્રયત્ન કર્યો છે. જૈનોથી અને બૌદ્ધોથી હિંદની ઉન્નતિ થઈ છે. જૈનોએ ભારત આર્યદેશને આર્યદેશ તરીકે હજુ સુધી રાખ્યો છે અને જૈનોના પ્રતાપે યજ્ઞાદિક હિંસાઓ ટળી છે અને વૈષ્ણવો વગેરે, જૈનોના જેવા દયાળુ બન્યા છે અને તેથી હિંદમાં શાંતિ વર્તી છે. જૈનો અને જૈનધર્મ જો ભારતમાં અસ્તિત્વ ન ધરાવતો હોત તો આજે હિંદ, યુરોપ જેવું હિંસકતથા માંસ દારૂથી વ્યાસ થઈ જાત અને જાપાન વગેરે બૌદ્ધો જેમ યુરોપી નહીં છતાં યુરોપીયન જેવા બની ગયા છે તેવું હિંદ થઈ જાત. લાલા લજપતરાય વગેરેએ વિચારવું જોઈએ કે યુરોપમાં જૈનધર્મ અને જૈનો નહીં હોવાથી ત્યાં હિંસાયુદ્ધ ઘણાં થાય છે; અને ત્યાં મહાભારતના યુદ્ધ પછીની દશા જેવી દશા થવા લાગી છે. શસ્ત્ર વિના ત્યાં ભય છે, એવી યુરોપીયદશા જેવી હિંદની દશા થાત. માટે શ્રીયુત ગાંધીજી વગેરે અહિંસામય રાજકીય વાતાવરણ પ્રવ-

ટાવવા જૈનોની દયાને મુખ્યસ્થાન આપી રાજકીય ચળવળ કરે છે અને આખું હિંદ તે માર્ગે વહેવા લાગ્યું છે. જૈનોની અને જૈનધર્મની જગતની શાંતિ માટે ઘણી આવશ્યકતા છે. કનૈયાલાલ માણેકલાલ મુન્શી, (ઘનશ્યામ,) તથા નારાયણ વસનજી ઠક્કર વગેરે એ નોવેલો કલ્પનામય લખીને તેમાં તેઓ જૈનોની અને જૈનધર્મની હલકાઈ પાડવા પ્રયત્ન કરે છે, પણ તેથી કંઇ જૈનોપર તેની ખરાબ અસર થવાની નથી, પણ ઉલટું તેઓ જૈન કોમની પોતાનાપર અરૂચિ તિરસ્કાર વૃત્તિ વહોરી લે છે. તેથી કંઇ તેમના ધર્મની ચઢતી થવાની નથી. હજારો હિન્દુઓ દરવર્ષે મુસલમાનો તથા ખ્રીસ્તિઓ બને છે, તે તરફ ન દેખતાં જૈનોપર નકામી ટીકા કરીને તેઓ કશું ઉકાળવાના નથી. આર્ય સનાતન જૈન હિંદુઓ અને વૈદિક પૌરાણિક સનાતન હિંદુઓ કે જે બન્ને આર્યદેશી એક માબાપનાં સંતાન તથા ઘણા નિકટના સંબંધી તથા અન્ય ધર્મો કરતાં ધર્મમાં ઘણા નિકટ સંબંધી છે, તેઓએ એક બીજાની સામે સલાહસંપ, પ્રેમ, ઐકય રહે તેવી રીતે વર્તીને બન્નેના બળને એકત્ર કરી તેનો સદુપયોગ કરવો જોઇએ. જૈનો સંખ્યામાં હિંદુ વૈદિકોની અપેક્ષાએ અલ્પ છે, પણ તેઓની સાથે સલાહસંપથી વર્ત્યા વિના તેઓવડે રાજકીય પ્રગતિ થવાની નથી. શરીરના સર્વ અંગોના ઐકયે જેમ જીવી શકાય છે તેમ જૈનોની સાથે સલાહ ઐકય પ્રેમથી હિંદની પ્રગતિ થશે. જૈનોની સાડાબાર લાખની સંખ્યા છે. દિગંબર જૈનો કરતાં શ્વેતાંબર જૈનો સંખ્યામાં વિશેષ છે. શિલાદિત્ય રાજાના વખતમાં જૈનોએ બૌદ્ધોને વાદવિવાદમાં હરાવ્યા તથા કાન્યકુબ્જ દેશના હર્ષવર્ધન રાજાના સમયમાં જૈનોએ બૌદ્ધોને શાસ્રાર્થમાં હરાવ્યા. જૈન કોમમાં અનેક મહાસમર્થ આચાર્યો થઇ ગયા છે તથા અનેક જૈન રાજાઓ તથા જૈન મંત્રીઓ થઇ ગયા છે. જૈનો ઈશ્વરવાદી છે, તથા સ્વર્ગ, નરક, આત્મા, પુણ્ય, પાપ, બંધ, મોક્ષ, પુનર્જન્મ, માનતા હોવાથી આસ્તિક છે કપિલ, સાંખ્ય, બૌદ્ધ, વેદના કર્મકાંડવાદી, કુમારિલ ભટ્ટ વગેરે તથા શંકરાચાર્ય ઇશ્વરને જગત્કર્તા તરીકે માનતા નથી, પણ ઇશ્વરને તટસ્થ સાક્ષીભૂત તરીકે કબૂલ કરે છે, તેમ જૈનો ઇશ્વરને માને છે, પણ તે જગત્ રચવાની રાગદ્વેષની ઉપાધિમાં પ્રવેશ

જૈન ગૃહસ્થો મોટા ભાગે જૈનશાસ્ત્રોના જ્ઞાતાઓ બનતા નથી તથા, જૈનો વ્યાપારી ખાનદાન વૈશ્યવલોણી હોવાથી આ બાબતથી બીલકુલ અજાણ રહ્યા, તથા તેઓ કુલાચારે ગાડરીઆ પ્રવાહે જૈન-ધર્મને પાળવા લાગ્યા, તથા તેઓને જૈન સંખ્યાવૃદ્ધિનો ઉપદેશ પણ યથાયોગ્ય મળ્યો નહીં. સાધુઓ તથા આચાર્યો ત્યાગ અને ક્રિયાકાંડ કરવામાંજ પોતાનું ધ્યેય માનવા લાગ્યા, તથા તેઓએ જાહેર ઉપ-દેશ દેવાના માર્ગો તરફ દુર્લક્ષ કર્યું. વૈદિક પૌરાણિક હિંદુઓને રાજાઓ તરફથી સારી મદદ મળી. આર્ય સનાતનજૈન હિંદુઓને રાજ્યાશ્રય મળતો બંધ થયો. શંકરાચાર્ય તથા કુમારિલભટ્ટ વગે-રેએ રાજ્યાશ્રય ધારીને હિંદમાં વસતા બૌદ્ધોને મારી નંખાવ્યા. દક્ષિણ મદુરામાં કેટલાક જૈનોને તથા સહસ્ર જૈનાચાર્યોને મારી નંખાવ્યા. તરવારની ધારથી તેઓએ જૈનોને તથા બૌદ્ધોને મારી હઠાવવા તથા પોતાનો ધર્મ વધારવા પ્રયત્ન કર્યો તેથી છેવટે મુસલ્માનો હિંદ ઉપર ચઢી આવ્યા અને તેઓએ તરવાર-શસ્ત્રબળવડે હિંદુ-ઓને વટલાવીને મુસલ્માનો કર્યા. મૂળ મુસલ્માનો પચાસ સાઠ લાખ હતા, એમ મદનમોહન માળવિયા કહે છે. પાછળથી મુસલ્મા-નોએ છ સાત કરોડ હિંદુઓને મુસલ્માન બનાવ્યા. મુસલ્માનો એક હિંદુને મુસલ્માન બનાવવામાં સ્વર્ગના રાજ્યની પ્રાપ્તિ માને છે. જૈનોએ જોર જુલ્મ અન્યાય અને શસ્ત્રોના બળથી આજસુધી એક પણ અન્યધર્મી મનુષ્યને જૈન બનાવવા પ્રયત્ન કર્યો હોય એવું ઐતિહાસિક દૃષ્ટિએ જણાતું નથી. જૈનોએ આજ સુધી જૈન મંદિરો બંધાવવામાં વિશેષ લક્ષ દીધું છે. હિંદમાં જૈનોનાં લગભગ આશરે છત્રીહજાર મંદિરો છે. જ્યાં જૈનો વસે છે ત્યાં પરબડી, પાંજરાપોળો કરે છે. ઉપાશ્રય તથા દેરાસર બંધાવે છે. ઘણાખરા જૈનો, જૈન ઐતિહાસિક બાબતોથી અજ્ઞાન રહે છે. મુસલ્માનોનું આકીન વખણાય છે. વૈષ્ણવોની ભક્તિ વખણાય છે અને જૈનોની દયા વખણાય છે. હાલમાં કૈચિત્ લોકોની એવી કિંવદન્તી છે કે, અમેરીકાનો નાશ થાય તો વિશ્વમાંથી સ્વતંત્રતા જાય. ઇંગ્લાં-ડનો નાશ થાય તો દુનિયામાંથી રાજ્ય કપટકલા-મુત્સદ્દીપણું જાય. ફ્રાન્સનો નાશ થાય તો દુનિયામાંથી મોજશોખ જાય. એશિયાનો

નાશ થાય તો આર્યપણું જાય. હિંદનો નાશ થાય તો દુનિયામાંથી અધ્યાત્મજ્ઞાનનો નાશ થાય. ખ્રીસ્તિધર્મનો નાશ થાય તો પશુ પંખી વગેરે પ્રાણીઓ બચે. કારણ કે ખ્રીસ્તિઓ એમ માને છે કે પરમેશ્વરે મનુષ્યોના ખાવા માટે પશુઓ, પંખીઓ જલચરોને બનાવ્યાં છે. જો મુસલમાન ધર્મનો નાશ થાય તો દુનિયામાંથી આદીન જાય. જો હિંદુધર્મનો નાશ થાય તો બહુ દેવદેવીઓ તથા અધ્યાત્મજ્ઞાનનો નાશ થાય. બૌદ્ધધર્મનો નાશ થાય તો બુદ્ધિવાદનો નાશ થાય. તથા જૈનધર્મ અને જૈનોનો નાશ થાય તો દુનિયામાંથી સત્ય, દયાનો અહિંસાનો નાશ થાય. દુનિયામાં હાલ છત્રીહજાર મત-પંથ છે, જૈનોમાં શ્રીભદ્રબાહુ, હરિભદ્રસૂરિ, કલિકાલસર્વજ્ઞ હેમચંદ્રાચાર્ય, મલ્લવાદી, સિદ્ધસેન દિવાકર, ઉપાધ્યાયજી સમંતભદ્રસૂરિ, અકલંક, નિકલંક, કુંદકુંદાચાર્ય વગેરે અનેક આચાર્યો થઈ ગયા છે. તેઓએ સર્વ વિષયના અનેક ગ્રન્થો લખ્યા છે, જૈનોનાં તીર્થો સિદ્ધાચલ, ગિરનાર, તારંગા, આબુ, રાણકપુર, સમ્મેતશિખર, પાવાપુરી, શ્રવણ બેલ્ગુલ, રાજગ્રહી વિગેરે અનેક છે. હિમાલયમાં પણ જૈન તીર્થ છે. કાબુલમાં જૈનો વસે છે. હિંદની ચારે દિશાએ જૈન તીર્થો છે. જૈનો વ્યાપારી, ધનાઢ્ય, શ્રીમંતો, ચતુર, કલાદક્ષ ગણાય છે. હાલમાં સર્વ ધર્મવાળાઓની ચળવળ દેખીને જૈનો પણ જાગ્રત્ થયા છે. જૈન કોન્ફરન્સો ભરાય છે, પણ તેમાં જૈનોની સંખ્યા વૃદ્ધિ માટે તથા શ્વેતાંબર દિગંબરકોમના તીર્થના કજીયા માંહોમાંહે પતાવવા તે સંબંધી કશું ખાસ જાણવા લાયક લક્ષ અપાતું નથી, તેથી તીર્થોના ઝગડામાં જૈનોના લાખો રૂપૈયા બરબાદ થાય છે. જૈન ધાર્મિક જ્ઞાનની વૃદ્ધિમાં દિગંબરો જેટલું ધર્માભિમાન શ્વેતાંબરો લક્ષપૂર્વક રાખતા નથી. દરેક જૈને એક વર્ષમાં બે ત્રણ તીર્થોની યાત્રા કરવી તથા દરરોજ એક જૈન પુસ્તકનો કેટલોક ભાગ વાંચી જવો તથા દરરોજ ગુરૂનો બોધ સાંભળવો. દરરોજ ગુરૂદર્શન તથા વ્યાખ્યાનનો લાભ ન મળે તો વર્ષમાં ચાર પાંચ વખત જ્યાં આચાર્યો સાધુઓ હોય ત્યાં ગુરૂદર્શનાર્થે જવું અને જૈનધર્મનું વ્યાખ્યાન વગેરેથી સ્વરૂપ સમજવું. જૈન ધર્મની શ્રદ્ધા ધારણ કરવી અને અન્યધર્મીઓના ધર્મની નિંદા ન કરવી. અન્ય હિંદુઓ વગેરે ધર્મની ચઢતી કરવા-

માં જે જે ઉપાયો ગ્રહણ કરે તે પ્રમાણે પોતે જૈનોએ પણ ધર્મ વૃદ્ધિના ઉપાયો ગ્રહણ કરવા. જો એ પ્રમાણે જૈનો સમય વિચારી કર્મયોગી થઇ વર્તશે, તો દુનિયામાં જૈનોનું અસ્તિત્વ સંરક્ષી શકશે, અને અન્ય ધર્મીઓના આક્રમણ-હુમલા વગેરેથી બચી શકશે.

જૈનોએ જૈનોમાં બ્રાહ્મણ ક્ષત્રિય વૈશ્યાદિક ચારે વર્ણના ગુણો મેળવી પ્રગટાવી સ્વાશ્રયી બની જીવવા ખાસ લક્ષ્ય દેવું. ઉંઘતી કોમ મરે છે અને જાગતી કોમ જીવે છે. જૈનોએ દુનિયામાં સર્વ જાતની ધર્મી કોમો સામે ટકી જીવી રહેવાનું સર્વ પ્રકારનું બળ પ્રાપ્ત કરવું. પ્રસંગ પડયે અન્ય કોમો જો સ્વકોમનો બહિષ્કાર-અસહકાર કરે તો તે વખતે જૈનોએ સ્વાશ્રયી રહેવાની સામગ્રીઓ પહેલાંથી પ્રાપ્ત કરવી અને અન્ય કોમોના આશ્રય વિના પણ જીવી શકાય તથા જૈનધર્મને પાળી શકાય એવી આત્મબળકળની શક્તિયોવડે યુક્ત રહેવું અને આપત્કાલે આપત્કાલીન ધર્મથી જીવીને જૈન તરીકે રહેવું. જૈનોએ બાલલગ્ન તથા વૃદ્ધલગ્ન ન કરવાં તથા કરાવવાં નહિ. કસરત, હવા, જલ, પ્રકાશ, અન્નવસ્ત્રથી શરીરનું આરોગ્ય જાળવવું. મોટી કોમો નાની કોમોને ગળી જાય નહીં એવું જ્ઞાન કરી સાવધ રહેવું. દેશ રાજ્ય ધન કીર્તિ અને પ્રાણનો નાશ થાય તો પણ જૈનધર્મથી ભ્રષ્ટ ન થવું. અર્થાત્ જૈનધર્મની આગળ સર્વ વસ્તુઓને તુચ્છ સમજવી. સર્વ પ્રકારની કલાઓનું શિક્ષણ લેવું. મહાજન મહાસંઘનું બળ જાળવી રાખવું. કોઈથી ડરવું નહીં. સર્વ બાબતમાં સુજ્ઞ રહેવું. જૈનશાસ્ત્રોમાં શ્રાવકને સવા વસાની દયા કહી છે, માટે જૈન કોમ-સંઘ ધર્મનો નાશ થાય એવી શાસ્ત્ર વિરૂદ્ધ અતિદયાથી દૂર રહેવું. આત્માનું અને કર્મનું સ્વરૂપ જાણવું; પણ ભાવિમાં હશે તે થશે અથવા કર્મમાં લખ્યું હશે તેમ થશે. એવું એકાંત હઠવાદથી માની પુરૂષાર્થને-ઉદ્યમને ન મૂકવો. એ પ્રમાણે અમારી જૈનકોમને ગુરૂની ફરજ તરીકેની હિતશિક્ષા આપી છે, માટે સર્વ પ્રકારનું જ્ઞાન મેળવનારા જૈનો મારી શિક્ષા સત્ય સમજી તે પ્રમાણે વર્તશે તો તેઓની પડતી થશે નહીં અને હવેથી તે પ્રમાણે વર્તતાં બીજના ચંદ્રની પેઠે વૃદ્ધિ પામશે. અમારી શિક્ષા પ્રમાણે વર્તો એમ ઇચ્છું છું. અંધતા, અતિદયા અને અશક્તિ-

થી જૈનોએ દૂર રહેવું. એ પ્રમાણે શિક્ષાથી વર્તતાં જૈનકોમની ઉન્નતિ છે.

જૈન કોમ ગાયો વગેરે પશુઓનું અને પંખીઓનું રક્ષણ કરે છે. સનાતન આર્ય જૈનકોમની પેઠે આર્યવૈદિક પૌરાણિક હિંદુ કોમ પણ ગાયને પવિત્ર માની તેનું રક્ષણ કરે છે. પૂર્વે વિજાપુર વગેરે શહેરો, નગરો, પુરો, અને ગામોમાં ઘણી ગાયો હતી. ઘણી ગોચર ભૂમિયો હતી. હવે ગાયો ઘટવા લાગી છે, તથા ગોચર ભૂમિઓ ભાંગીને ખેતર કરવામાં આવે છે, તથા ગાયો પાળનારા રબારી લોકોને ઉત્તેજન આપવામાં આવતું નથી. પૂર્વે આર્ય રાજાઓ પોતાના રાજ્યમાં ગૌમાતાનું રક્ષણ કરતા હતા. હવે તો ઘણાખરા હિંદુરાજાના સ્ટેટોમાં કસાઇખાનામાં ગાયોની કતલ કરવામાં આવે છે. (વિજાપુરમાં મુસલ્માનોના ઘરોમાં હાલ જેટલી ગાયો છે તેટલી બ્રાહ્મણ વણિક વગેરેના ઘેરે ગાયો નથી.) ગામડાઓમાં તથા શહેરોમાં ઉચ્ચ હિંદુઓ કે જે લક્ષ્મીમંતો છે, તેઓના ઘરોમાં ગાયો રાખવામાં આવતી નથી. ખ્રીસ્તિયો બાયબલમાં લખ્યા પ્રમાણે ગાયમાં આત્મા નથી એમ માનીને ગાયોને મારી ખાવામાં પાપ સમજતા નથી. તેઓ તથા બ્રિટીશ લશ્કરમાં ગાયોને કાપી નાખવાથી ગાયો કે જે ભારતનું ધન છે તે ખૂટી જાય છે. વૈદિક પૌરાણિક હિંદુઓએ તથા આર્ય જૈન હિંદુઓએ ગાયો વગેરે પશુઓના રક્ષણ-પાલન માટે ખાસ પુરૂષાર્થ કરવો જોઇએ. ગુજરાત વગેરે દેશોમાં પહેલાં દેવીઓની આગળ બકરા-પાડા વિગેરેનો ભોગ ચઢાવવામાં આવતો હતો. હવે તે પ્રથા બંધ થવા લાગી છે. આરાસુરી અંબિકામાતામાં પહેલ આસો સુદિ આઠમે પાડાઓ તથા બકરાઓનો ભોગ આપવામાં આવતો હતો, પણ આ સાલમાં દાંતાના રાણાએ પાડા બકરાનો વધ બંધ કરાવ્યો છે, તેથી દાંતાના રાજાને ધન્યવાદ ઘટે છે. વિજાપુર તાલુકામ દેવીઓ આગળ પાડા-બકરાનો વધ થતો હતો, તે શેઠ મગનલા કંકુચંદના તથા અમારા પ્રયાસથી બંધ થયો છે. વિજાપુરના મુસલ્મા નો પણ પશુઓ ઉપર અને પંખીઓ પર દયાની લાગણી પૂર્વે કરત વિશેષ ધરાવે છે. વિજાપુરમાં જૈન હિંદુઓ, વૈષ્ણવ હિંદુઓ ત

મુસલમાનો પરસ્પર મિત્રભાવથી વર્તે છે અને એકબીજાના હિતને માટે પરસ્પરના શુભમાં પ્રસંગે ભાગ લે છે.

ધનવંત જૈનો ગરીબોને મદદ કરે છે, દુષ્કાળના વખતમાં ગરીબ મનુષ્યોનું તથા પશુઓનું રક્ષણ કરવા પ્રયત્ન કરે છે. બારોટોમાં જે લક્ષ્મીદાર છે એવા બારોટ ત્રિકમજી વાઘજી વગેરે તથા બ્રાહ્મણ કોમમાં લલ્લુભાઈ ગિરધર વગેરે ગરીબોને ખાનગીમાં તથા જાહેરમાં મદદ કરે છે અને જ્યાંસુધી હિંદુઓ તથા મુસલમાનો, બને છે ત્યાં સુલેહ સંપ રાખીને વર્તે છે. વિજાપુરના લોકો વ્યાવહારિક તથા ધાર્મિક કેળવણીમાં અન્ય શહેરોના કરતાં ઘણા પાછળ છે. મુસલમાનોની અપેક્ષાએ જૈન હિંદુઓ તથા વૈષ્ણવ હિંદુઓ નબળા છે. વિ. સં. ૧૯૭૮ માં વિજાપુરમાં ગીરખાં-પઠાણ પાડે છે, તે આવે છે એવી વાત ખરા બપોરે સાંભળતાં જૈનોએ તથા વૈષ્ણવોએ દુકાનો બંધ કરી દીધી તથા કેટલાક વાણિયા દેવવાસમાં તથા ખેતરોમાં નાસી ગયા, તથા કેટલાક વહોરવાડમાં પેસી ગયા હતા તેથી તે કોમે હવે બીકણ-નબળાઇપણાનો ત્યાગ કરી ક્ષાત્રતેજ ધારણ કરતાં શિખવું. જો તે ક્ષાત્રતેજકર્મ પ્રાપ્ત નહીં કરશે તો અન્ય પ્રબલ લોકોના બળથી ચગદાઈ દુર્બલ દાસ પ્રજા બની જશે. માટે તેણે પોતાના પર આવતાં સર્વ આક્રમણોને જીતવાનું બળ પ્રાપ્ત કરવું જોઈએ, બળથી જીતે તે જૈન છે. નિર્બલને જૈન થવાનો અધિકાર નથી. મુસલમાનો પોતાનો બચાવ સારી રીતે કરી શકે છે. સરખા બળવાળાઓનું સામ્ય થાય છે, માટે હિંદુ કોમે તથા જૈન કોમે "બળવાન્ બનવું જોઈએ" વિજાપુરના વહોરા વર્ગમાં ઘણો સંપ છે, તેવો સંપ હિંદુ જૈનોએ ધારણ કરવો જોઈએ. પરસ્પર એક બીજી કોમપર અન્યાય જુલમ ન કરતાં પરસ્પર સુલેહ શાન્તિ રહે એવી રીતે બને કોમના આગેવાનોએ વર્તવું જોઈએ. સામાન્ય માણસોના [illegible] સહન કરવા, પણ તેથી [illegible] જવું ન જોઈએ. વિજાપુરમાં પ્લેગ ઉપદ્રવોનો વિ. સં. ૧૯૭૬ થી પ્રવેશ થયો છે [illegible] વગેરેએ દર્દીને [illegible] વગેરે [illegible] ઉપદેશ દેવો જોઈએ. [illegible] કરતાં એક દયાવંત જૈન, હિંદુ [illegible] પવિત્ર છે માટે ગરીબ [illegible]

આવવા જોઇએ. મુસલ્માનોએ પણ મુસલ્માનો ખ્રીસ્તિ ન થાય તે માટે સાવચેત રહેવું જોઇએ. વિજાપુરના લોકોનું ધાર્મિક પ્રકરણ એ પ્રમાણે લખ્યું છે તેમાં કંઇ ભૂલચૂક થઇ હોય તો સજ્જનો ક્ષમા કરશે અને સુધારવા સૂચના આપશે.

---

## ( વિજાપુર બ્રાહ્મણ વર્ગમાં જૈન સંસ્કૃત પાઠશાલાનાં સ્થાપન પ્રસંગે આપેલ ભાષણ. )

વિ. સં. ૧૯૮૦ ના માગશર સુદિ છઠે વિજાપુરના ગૃહસ્થ બ્રાહ્મણ મગનલાલ કૃષ્ણરામે એક વૈદિકહિંદુ સંસ્કૃત પાઠશાલાના સ્થાપન પ્રસંગે અમને આમંત્રણની વિજ્ઞપ્તિ કરી. માગશર સુદિ સાતમે વેરાવાસણમાં તેમની વિજ્ઞપ્તિથી તે સભામાં જવાનું થયું. વિજાપુર તાલુકાના વહીવટદાર રમણલાલ વસંતરામ તથા મુન્સફ મણિલાલ દોલતરામ તથા અવલ કારકુન દેશાઇ ડાહ્યાભાઇ નથુભાઇ વગેરે અમલદારો તથા મહાજનના આગેવાનો તથા સભ્ય ગૃહસ્થો તથા પાંચસે બ્રાહ્મણો વગેરે થઇ દોઢ હજાર મનુષ્યો હતા. તે પ્રસંગે નીચે પ્રમાણે ભાષણ આપ્યું હતું. બ્રાહ્મણોએ આજ સુધી સંસ્કૃતભાષા રૂપ ગંગા નદીનું રક્ષણ કર્યું છે, તેમજ જૈનોએ સંસ્કૃત ભાષામાં હજારો ગ્રન્થો લખી સંસ્કૃત ભાષાના સાહિત્યની પુષ્ટિ કરી છે. વિજાપુરમાં વિદ્યાનંદસૂરિએ વિદ્યાનંદ વ્યાકરણ રચ્યું છે. જૈનોમાં ૧ સિદ્ધહેમ. ૨ શાકટાયન, ૩ જૈનેન્દ્ર, ૪ બુદ્ધિસાગર, ૫ વિદ્યાનંદ વગેરે વ્યાકરણો હાલ વિદ્યમાન છે. બ્રાહ્મણાદિ હિન્દુઓમાં પાણિનિ, સારસ્વત વગેરે વ્યાકરણ પ્રસિદ્ધ છે. બ્રાહ્મણોએ જૈનોએ અને બૌદ્ધોએ સંસ્કૃતભાષામાં અનેક ગ્રન્થો લખ્યા છે. સંસ્કૃત પાઠશાલાની વિજાપુરમાં ઘણી જરૂર છે. ગુજરાતના બ્રાહ્મણોમાં સંસ્કૃતભાષાની સારી રીતે ખીલવણી થવાની જરૂર છે. વિજાપુર સંસ્કૃત પાઠશાલા જે આ સ્થાપવામાં આવી છે તેમાં વ્યાકરણ તથા ન્યાયની પરીક્ષામાં ઉત્તીર્ણ થનારને અમો ઉપદેશ દ્વારા ઇનામ અપાવીશું. સેંકડો પેઢીઓથી જે ગુજરાતી બ્રાહ્મણો દારૂમાંસ વગેરે અભક્ષ્ય અપેય પદાર્થોથી ભ્રષ્ટ થયા નથી અને સાત્વિક ભોજનથી જીવે છે. તથા યમનિયમાદિકથી સાત્વિક વૃત્તિવાળા છે એવા એકેક બ્રાહ્મણની તોલે હજારો ખ્રિસ્તીઓ પણ આવી શકે નહીં. દારૂ-

માંસાદિક અશક્ય પદાર્થથી મુક્ત એવો જૈન છે તે દારૂ તથા માંસ વાપરનાર હિંસક એવા ખ્રીસ્તીથી લાખ કરોડ ગણે દરજ્જે ઉત્તમ છે. વિજાપુરના બ્રાહ્મણો ઘણાખરા વ્યાપાર વગેરેમાં જોડાયા છે. શેઠ લલ્લુભાઈ ગિરધર, વિઠ્ઠલભાઈ રણછોડ તથા મગનલાલ કૃષ્ણારામ, પુરૂષોત્તમ લજ્જારામ વગેરે લક્ષાધિપતિ બ્રાહ્મણો છે. શ્રીયુત મગનલાલ કૃષ્ણારામે સંસ્કૃત પાઠશાલા સ્થાપીને અઢીહજાર રૂપૈયા તેમાં આપ્યા છે પણ તેમાં દશ પન્નર હજાર રૂપૈયા આપવાની જરૂર છે. તેમજ અન્ય ધનવંત બ્રાહ્મણોએ પણ તેમાં હજારો રૂપૈયા આપવા જોઈએ અને બ્રાહ્મણ વિદ્યાર્થિયોને સ્કોલરશીપો આપી ભણાવવા જોઈએ. વિદ્યાજ્ઞાન સાત્વિક ગુણકર્મથી જે બ્રાહ્મણ છે તે ઉત્તમ બ્રાહ્મણ ગણાય છે. બ્રાહ્મણના ગુણકર્મથી બ્રાહ્મણત્વ પ્રાપ્ત થાય છે પણ લક્ષ્મીથી તથા રાજ્યસત્તાથી બ્રાહ્મણપણું પ્રાપ્ત થતું નથી. પંડિત-જ્ઞાનીઓજ બ્રાહ્મણત્વને પ્રાપ્ત કરી શકે છે. વિજાપુરમાં કેટલાક બ્રાહ્મણો કન્યાવિક્રય કરે છે તે બંધ થવો જોઈએ, તેમજ બાલલગ્ન તથા વૃદ્ધલગ્ન બંધ થવાં જોઈએ. વિજાપુરમાં ગિરિજાશંકર, મગનલાલ જાની, રવિશંકર, સદારામ, શિવશંકર વગેરે પંડિતો છે પણ તે અલ્પ સંખ્યા પ્રમાણમાં છે. જૈન ધર્મ પ્રવર્તાવવામાં ગૌતમાદિક ગણધરો વિગેરે હિંદુ બ્રાહ્મણોએ મોટો ભોગ આપ્યો છે. વિદ્વાન્ બ્રાહ્મણો ભારતના ઉદ્ધારમાં આગેવાનો થશે.

હિંદુધર્મના પ્રવર્તકો બ્રાહ્મણો છે, તેથી બ્રાહ્મણોએ મુખ્ય હિંદુધર્મને ટકાવી રાખવો જોઈએ. જ્ઞાની પંડિત બ્રાહ્મણોજ ખરા બ્રાહ્મણો છે. આત્મજ્ઞાનીઓ બ્રાહ્મણત્વને પામે છે. હિંદુધર્મના ત્રણ ભેદ છે, વૈદિકપૌરાણિકહિંદુધર્મ, બૌદ્ધ હિન્દુધર્મ અને જૈન હિન્દુધર્મ. હિન્દુસ્થાનમાં જે ધર્મો ઉત્પન્ન થયા છે તે તે ધર્મ પાળનારાઓ હિન્દુધર્મિઓ કહેવાય છે. જૈનોમાં સંસ્કૃત ભાષાનો ઘણો પ્રચાર થવો જોઈએ. જૈન હિન્દુધર્મ અને વૈદિક પૌરાણિક હિન્દુધર્મને બ્રાહ્મણો, ક્ષત્રિયો, વૈશ્યો અને શૂદ્રો પાળે છે, જૈન હિન્દુઓ અને વૈદિક પૌરાણિક હિન્દુઓ એકજ માબાપનાં સંતાન-આર્યો છે. ફક્ત ધર્મભેદે તેઓનો ભેદ છે, પણ વર્ણજાતિ તરીકે ભેદ નથી. બ્રાહ્મણો અને જૈનો ધર્મમાં તથા આર્યત્વ

નીતિમાં ઠેઠ નજીકના સંબંધી છે. હિંદુ, જૈન, ખ્રીસ્તિ અને મુસલમાન ગમે તે ધર્મવાળાનો મુખ્ય ઉદ્દેશ **પરમાત્મપદ** પ્રાપ્ત કરવાનો છે. રાગદ્વેષનો ત્યાગ કરવાથી અને સમભાવ સમકિત યોગની પ્રાપ્તિ કર્યાથી હિંદુ જૈન મુસલમાન વગેરે સર્વ ધર્મવાળાની મુક્તિ અવશ્ય થાય છે. મને જૈન હિંદુ મુસલમાન વગેરે સર્વ ધર્મવાળાઓ પર એક સરખો આત્મ સમભાવ વર્તે છે. ધર્મભેદે વિચાર ભેદોમાં અને આચાર ભેદોમાં જે કંઇ સત્ય હોય તે અપેક્ષાએ ગ્રહણ કરવું પણ ધર્મમતભેદે ભિન્ન ધર્મિઓપર દ્વેષ ન ધારવો જોઇએ. વિજાપુરમાં હિંદુઓમાં મુસલમાનોમાં ધર્મસંબંધી ઝઘડા થયા નથી અને ભવિષ્યમાં ન થાય એમ ઇચ્છું છું. આત્મજ્ઞાનાભિમુખ થવાનેમાટે સંસ્કૃત ભાષામાં રચાયેલાં આત્મજ્ઞાનનાં શાસ્ત્રો વાંચવાને માટે સંસ્કૃત ભાષાની ઉપયોગિતા છે અને આ પાઠશાળાના સ્થાપનમાટે ભાઈ મગનલાલ કૃષ્ણારામને ધન્યવાદ ઘટે છે. ભાષા તો વિદ્યાજ્ઞાનનું વાહન છે, તે દ્વારા તત્ત્વજ્ઞાન પ્રાપ્ત કરીને રજોગુણની અને તમોગુણની વૃત્તિયોને ટાળીને સાત્ત્વિકવૃત્તિયોથી તથા સાત્ત્વિકાચારોથી યુક્ત થઇ પરમાત્મપદ પ્રાપ્ત કરવા પુરૂષાર્થ કરવો એજ સર્વ ધર્મવાળા મનુષ્યો નું ખાસ આદર્શ–ધ્યેય છે, તે ભૂલાતાં પ્રભુ ભૂલાય છે અને ભૂલથી શુદ્ધિ થતી નથી. દુર્ગુણ–દુરાચાર ટાળીને સદ્‌ગુણ સદાચાર પ્રાપ્ત કરવાથી સર્વ મનુષ્યોની ગમે તે ધર્મમાં વ્યવહારે રહ્યા છતાં સમકિતયોગે આત્મોન્નતિ થાય છે. આત્માની શુદ્ધિ કર્યા વિના મુક્તિ થતી નથી માટે સંસ્કૃત ભાષાનો અભ્યાસ કરીને આત્મજ્ઞાનના માર્ગે વળવું જોઇએ કે જેથી અનેક પ્રકારના મિથ્યાત્વાદિ દોષોનો નાશ થાય. પૂર્વના ઋષિમુનિયોના પગલે ચાલી આત્માની શક્તિયોને ખીલવવી જોઇએ. વિદ્યાજ્ઞાનથી બ્રાહ્મણ શોભે છે. ક્ષાત્ર ગુણકર્મથી ક્ષત્રિય શોભે છે. ત્યાગ વૈરાગ્યજ્ઞાનથી સાધુ શોભે છે. તમોગુણી રજોગુણી ઉન્નતિ કરતાં સાત્વિક ઉન્નતિ અનંતગુણી ઉત્તમ છે અને મોક્ષ આપનારી છે. સર્વના ભલામાં પોતાનું ભલું થાય છે. સર્વ લોકોના શ્રેય માટે કલ્યાણવૃત્તિ પ્રવૃત્તિ ધારવી જોઇએ. મેં અનેકવાર જાહેરભાષણો આપીને વિજાપુરના સર્વ લોકોને આત્મોન્નતિનો માર્ગ દર્શાવ્યો છે. જન્મભૂમિના

સેવા આજસુધી કરી છે અને કરીશ. હિંદુમુસલમાન સર્વ લોકોનાં ભલામાં મારી એક સરખી ભાવના તથા પ્રવૃત્તિ છે.

મારો જૈનધર્મ છે અને જૈનધર્મી સાધુ છું. જૈનધર્મના તત્ત્વજ્ઞાનથી આત્મજ્ઞાન પ્રાપ્ત કર્યું છે. અન્યધર્મીઓ સાથે મૈત્રી–પ્રેમભાવથી વર્તું છું. પ્રભુ મહાવીરદેવની આજ્ઞા પ્રમાણે જ્યારે સમકિત પૂર્વક સમભાવ આવશે ત્યારે બુદ્ધ, હિંદ, મુસલમાન, ખ્રીસ્તિ, વૈષ્ણવ અને જૈનો વગેરે સર્વ ધર્મવાળાઓની મુક્તિ થશે. સર્વ ધર્મમાંથી સાત નયોની સાપેક્ષાએ સત્ય એંચું છું. સાત નયોની સાપેક્ષાએ દુનિયાના સર્વ ધર્મશાસ્ત્રોમાં જે જે સત્ય છે તેને સાપેક્ષાએ સત્ય માનું છું તેથી સર્વધર્મને જૈન ધર્માંગો તરીકે સાત નયનોની અપેક્ષાએ સ્વીકારીને સર્વધર્મીઓસાથે આત્મભાવથી વર્તું છું. કોઇપણ અન્યધર્મપર તથા અન્ય ધર્મીઓપર દ્વેષ થતો નથી. સર્વ ધર્મીઓના ત્યાગી સાધુઓ વગેરેના સહવાસમાં–પરિચયમાં આવું છું અને તેઓ મારા પરિચયમાં આવે છે અને આત્મજ્ઞાનથી અને પ્રભુધ્યાન ભક્તિથી આત્માનંદરસમાં રસિક થાઉં છું. સમકિતસહ સમભાવની પ્રાપ્તિ અર્થાત્ રાગદ્વેષનો ક્ષય થતાં જૈનો હિંદુઓ તથા અન્ય ખ્રીસ્તિ, બૌદ્ધ વગેરે સર્વ ધર્મવાળાઓ મુક્તિ પામી શકે છે એવી મારી સાપેક્ષનયયુક્ત માન્યતા છે. ધર્મયુદ્ધથી શસ્ત્ર વગેરેથી હિંસા કરીને કોઇપણ ધર્મવાળાઓ પોતાના ધર્મીઓની સંખ્યામાં વૃદ્ધિ કરવા ચાહે તો તે પરમેશ્વરની આજ્ઞા વિરૂદ્ધ છે એમ માનું છું. ધર્મયુદ્ધ હિંસા કરીને અન્યોને સ્વધર્મી બનાવવા એ પરમેશ્વરના સત્ય બહાર છે તથા તે મોહ છે. કોઇપણ ધર્મવાળાપર પોતાનું બળ ખોટી રીતે અજમાવી તેઓની સ્વતંત્રતાનો નાશ કરવો તે પાપ છે. શસ્ત્રની અણીએ તથા પ્રાણ લેવા વગેરેનો ભય બતાવી કોઇને પણ પોતાનો ધર્મ કબૂલ કરાવવો તે અધર્મ છે. દરેક ધર્મમાં જે જે સદ્ગુણો તથા સત્ય હોય તે ગ્રહણ કરવું જોઇએ. પરસ્પર ભિન્ન ધર્મની વિરૂદ્ધ માન્યતાએ કલેશ ન કરવો તથા અન્ય મતોના વિચારો અને આચારો કે જે પોતાના ધર્મથી વિરૂદ્ધ હોય તેથી તેઓપર ઈર્ષ્યા, વૈર અને હિંસાબુદ્ધિ ન ધારવી અને અન્ય મત સહિષ્ણુતા બુદ્ધિ ધારણ કરવી. મુસલમાનો અને હિંદુઓ વગેરેમાં

અનેક ગુણાનુરાગી ભક્તો મેં જોયા છે. તેઓમાંના પણ ઘણા મારા પર ઘણો પ્રેમ ધારણ કરે છે અને તેઓપર હું આત્મભાવ ધારૂં છું. દરેક ધર્મોમાં જે જે અસત્ય જણાય છે તેને હું માનતો નથી. દરેક ધર્મવાળાઓ આત્માની શુદ્ધિ કરવી અને મન વચનને કાયાથી પાપ ન કરવું એમ ઓઘે માને છે. પરસ્પર દરેક ધર્મના જે જે વિચારો આચારો મળતા આવે તે તે અંશે તે તે ધર્મવાળાની સાથે સહકારી થઇ વર્તવું અને મોહશયતાન અર્થાત્ માયા કે જેને કર્મ પ્રકૃતિ કહેવામાં આવે છે તેની સાથે અસહકાર કરવો. અન્ય સર્વ ધર્મવાળાઓને સ્વાત્મ સમાન માનવા અને ધર્મભેદે થતાં ધર્મયુદ્ધો કે જેના ગર્ભમાં અધર્મ હોય છે તેઓને પ્રગટતાં વારવાં. પરમેશ્વરનો પ્રતિનિધિ પવિત્ર મનુષ્ય છે, માટે દરેક ધર્મવાળા હિંદુ મુસલમાનો જૈનો વગેરેને પવિત્ર કરવા અને તેઓની અપવિત્રતાઈથી તેઓનો નાશ ન કરવો પણ તેઓમાં રહેલા દુર્ગુણોનો નાશ કરવા બોધ દેવો, શુદ્ધાત્મા તેજ અરિહંત, રામ, હરિ, અલ્લા, પ્રભુ, મહાવીર, બુદ્ધ, આદિનામે અપેક્ષાએ છે. નામ અનેક છે પણ પરમાત્મા ઓઘે સત્તાએ એક છે એમ જાણવું. સર્વ ધર્મોમાં સત્તાએ ગુપ્ત આત્મજ્ઞાન રહેલું હોય છે તેની શોધ કરી શુદ્ધ બ્રહ્મપદ પ્રાપ્ત કરવું. નામરૂપનો મોહ છંડવો. પ્રભુમાં લયલીન થવું અને પવિત્ર થવું એજ મારૂ સત્ય મંતવ્ય છે. મિથ્યાત્વ મોહના નાશ પૂર્વક મનને વશ કરવાથી અને રાગદ્વેષનો ક્ષય કરવાથી હિંદુ-મુસલમાન, જૈન વગેરે ગમે તે હોય તોપણ તેનો સમભાવે મોક્ષ થાય છે એજ સત્ય છે.



## परिशिष्ट–

### જમીનનો દસ્તાવેજ.

(૧) શ્રીમંત મહારાજ સેના ખાસ ખેલ સમશેર બહાદુર પ્રગણે વીજાપુર હવાલે રાજેશ્રી બલવંતરાવ કાશી વી. સથવારા ગોવા વળદ બહેચર અને માધુ સાખે વડનગરો હાલ કસ્બે વીજાપુર જત કેટલાંએક વરસ થયાં દીવાનખાનાના દરવાજાથી દખણાદી મોરા જમીન પડતર હતી તે ઉપર થી હજુર જાહેર થયું તે શ્રી વટોદરેથી સંવત ૧૮૫૬ની સાલ મધ્યે શ્રીમંત મહારાજનો હુકમ સાદર થયો છે જે જમીન પડતર છે તે મધે નવી આબાદી કરો. તે ઉપર રાજેશ્રી બલવંતરાવ કાશી કેટલીએક જમીન બારોટ વહાલા મોહકમ તથા બારોટ ઘેલા મોટા તથા રહેમતસા ફકીર તથા જાફરસા ફકીર એ આસામીઓને ઘેર હતી, તેની કીંમતના રૂપીઆ પોતાના ઘર થકી આપીને એ જમીન પડતર વેચાતી લીધી અને નવું પરૂં આબાદ કર્યું. તે મધેથી એક ઘર જેટલી જમીન પડતર તમોને આપી છે. તેની હદ-ખુંટનો સુમાર ભરતાં ઓતર દખણ પહોળી ગજ ૬ અંકે છ, ઉગમણી આથમણી લાંબી ગજ ૯ અંકે નવ ગજ સુતારીયાં જમલે ગજ ૫૪ અંકે ગજ ચોપન તેની કીંમતના રૂા, ૧૨। અંકે સવા બાર પુરા ઘર એકના ઉધડા કરીને વેચાતી એ જમીન આપી. તે ઉપર તમો તમારી પદરના રૂપીઆ ખરચીને ઇમારત કરજો. તેની હદ ખુંટની વિગત. કરો ૧ ઓતરદિશા સથવારા અમીચંદ ઇછવાનો સીહારો છે. બીજો કરો ૧ દખણાદી મોરા જમીન પડતર છે તે મધે પડે છે. પછીત આથમણી દિશે કસ્બે વિજાપુરના મહાજનની જમીન પડતર છે તે મધે પડે છે. વચ્ચે નવાણી ગજ બે સુતારીયા છે.તે આ ઘર મજકુરની તથા કસ્બે મજકુરના મહાજનની સીહારી છે. પછી તે બારી છે. નેવાંનું પાણી એણી કોર પડે છે. બારણું ઉગમણી મોટા રાજમારગ મધે પડે છે. બારણા ઉપર બારી છે. નેવાંનું પાણી રાજમારગ મધે પડે છે. તે જમીન તમો તમારી ભોગવજો. એ ઘરની નમો તમારે મન ગમે તેવી ઇમારત

કરજો. તેની હદ ખુંટ સમેત ઉપર લખી પ્રમાણે, જમીન પડતર નવનીધ ચૌદ રતન સમેત સાકપાણી માટે જાવા ચંદર સુર્ય કર–તપે ત્યાં સુધી રાજીખુશીથી આબાદી કરવા કાજે રૂપિયા ઉપર લખ્યા પ્રમાણે લઈને વેચાતી આપી છે. અભરામ નંદાવે આપી છે. એ જમીન મધે ઇમારત ઉભી કરજો, તે માલ તમારો છે તે ઘર તમો અડાંણે મુકો કે વેચો, તે તમોને કોઇ મુંઝામણ થાશે નહિ. એ જમીનને કોઈવાર સગીર વારસ આવી વળગે તો હરકત હેલો કરે નહિ. ઉપર લખ્યા પ્રમાણે એ જમીન આપી છે. તે તમારે ઇમારત કરજો. વિ૦ સંવત ૧૮૯૨ના ચૈત્ર સુદિ. ૨. રાજેશ્રી દેવરાવ કાશીએ આપ્યું છે અને રૂપીયા રાજેશ્રી દેવરાવ કાશીએ લીધા છે.

* * *

વિ૦ સંવત ૧૮૯૨ ના વરખે ચૈત્ર સુદ ૨ દને સથવારા ગોવા વળદ ખહેચર ખને માધુ સાખે વડનગરા લી. રાજેશ્રી દેવરાજ કાશી હરનારાયણ વાંચવા. જત ઘર ૧) શ્રી નવાપરા મધેનું જમીન ઉઘડી ઉત્તર દખ્ખણ ગજ ૬ ગજ છ. ઉગમણે આથમણે ગજ ૯ ગજ નવ એણી રીતે ઘર ૧) જમીન હદ ખુંટ સુદ્ધાંત નવાલી ગજ ૨ ની મહાજની સીહારી છે. હદખુંટની વિગત કરો૧) ઓતર દેસે સથવારા અમીચંદ જીવાનો સીહારો છે. બીજો કરો ૧) દક્ષિણ દેશે અમારી પડતર જમીન છે તે મધે પડે છે. પછીત આથમણી દેશે છે. પછીતે બારી છે તથા નવાલી ગજ ૨ ની તે કરખે વિજાપુરના મહાજનની જમીન છે, તેની તથા અમારી સીહારી છે. ઉગમણી મો બારણું રાજમારગ મધે પડે છે. બારણા ઉપર બારી છે તથા ખાળના પાણીનો રસ્તો એણીકોરા છે. એણી રીતે ઘર ૧ ની જમીન પડતર હદ ખુંટ સમેત તમોને અભરામ નંદાવે વેચાથી આપ્યું. તેની કીંમતના રૂા. ૧૨ા અંકે સવાબાર પુરા નાણું સક્કાઇ રોકડું લઇને અભરામ નંદાવે વેચાથી આપ્યું. તે તમો તમારે મન ગમે તેવી ઇમારત કરજો. એ લખું સહી છે. નીમે રૂપીયા છો ને આના બે થકી બમણા લેઇને આપ્યું છે. તે તમારી નજર મધે આવે એવી ઇમારત કરજો તે સહી.

## ગાયકવાડ સરકારના હાકેમો-અને ઇજારદારો.

વાડી પ્રમાણે બિજાપુરના મહાલ ઉપર ગાયકવાડ સરકારથી ફુમાવીસદાર—હાકેમ આવ્યા, તેની તપસીલ સં. ૧૮૫૫ થી

૧ સંવત ૧૮૫૫ મોદી વીરચંદ ફુલચંદ.

૪ સંવત ૧૮૫૬ થી તે આખર સંવત ૧૮૫૯ સુધી રાજેશ્રી બળવંતરાવ કાશી વરસ ૪ વાસ ૧ રૂ. ૧૨૦૦૦૦ નો મગતો ( ઇજારે. )

૧૩ સંવત ૧૮૬૦ થી અંગ્રેજ સરકારને પેર ગયો તે સંવત ૧૮૭૨ ની સાલ સુધી વરસ ૧૩ તેની વીગત.

૪ સં. ૧૮૬૦ થી સં. ૧૮૬૩ સુધી વર્ષ ૪ રાજેશ્રી બળવંતરાવ કાશી, અંગ્રેજ સરકાર પાસેથી ઇજારે રાખ્યો. મગતો વરસ ૧ રૂ. ૧૪૦૦૦૦

૪ સંવત ૧૮૬૪ થી તે સં. ૧૮૬૭ સુધી અંગ્રેજ સરકાર ખાનગી રાખ્યું વર્ષ ૪.

૫ સંવત ૧૮૬૮ થી ૧૮૭૨ સુધી વરસ ૫ અંગ્રેજ સરકાર પાસેથી ઇજારે દેવરાવ કાશી લાવ્યા.

સંવત ૧૮૭૩ ની સાલમાં શ્રીમંત ગાયકવાડને પાછા સુપ્યા અને મોબદલે બીજા માહાલ અંગ્રેજ સરકારે લીધા કપડવણજ વિગેરે.

૧ સંવત ૧૮૭૩ ની સાલ મધે ખાનગી માહાલ થી ગાયકવાડ સરકારે રાખ્યો. જસી ઉપર રાજેશ્રી દેવરાવ કાશી.

૨ સંવત ૧૮૭૪ તથા સં. ૧૮૭૫ રાજેશ્રી દેવરાવ કાશી ઇજારે રાખ્યા વરસ ૨

૩ સંવત ૧૮૭૬ થી સંવત ૧૮૭૮ સુધી રાજેશ્રી ખાના દામોદર મહાલ રાખીને ઇજારે આપ્યો તેની વીગત.

૧ સંવત ૧૮૭૬ જમાદાર આરૂભાઇ ઇજારે.

૧ સંવત ૧૮૭૭ રાજેશ્રી દેવરાવ કાશી ઇજારે રાખ્યું.

૧૪૧૦૦૦ સં. ૧૮૯૧ ૧૫૧૦૦૦ સં. ૧૮૯૩
૧૪૬૦૦૦ સં. ૧૮૯૨ ૧૫૫૦૦૦ સં. ૧૮૯૪
સં. ૧૮૯૫

તેમની તરફથી કુમાસદારી ઉપર જમાદાર સોભા આવ્યા તથા આગળ કારભારી નરોતમ તે નરોતમની બદલ મેતા ગીરધર રામજી આવ્યા. ત્યારપછી જમાદાર સોભા મૃત્યુ પામ્યા એટલે સંવત ૧૮૯૪ ની સાલમાં તેમના દીકરા મીંયા આચારભાઈ આવ્યા. સં.૧૮૯૫ ની સાલની ચુંકવતી કારભારી સ્વરૂપરામ આવ્યા. ચોવીસા નાગર અને ગીરધર રામજી ગયા અને આચારભાઇ ગયા અને જમાદાર હાજી આવ્યા.

૧ સંવત ૧૮૯૬ ની સાલ મધે પારી. ભાઈચંદ સેવકરામ શાં માહાળ ખાનગી રાખી આવ્યા.

૧ સંવત ૧૮૯૭ ની સાલમાં માહાલ ખાનગી રાખી રાજેશ્રી ગણેશ પંથતાતા આવ્યા.



## ઔરંગજેબના સમયનું વિજાપુર.

[ દીલ્હી તખ્તપર ઔરંગજેબ બાદશાહ હતા, તે વખતે વીજાપુર તાલુકાનાં કેટલાં ગામો હતાં તેની યાદી ]

૧ ગોઠવા
૨ કમાણા
૩ લાછડી
૪ સવાલા
૫ ખરવડા
૬ કુવાસણા
૭ ટદીઆળ
૮ સુસી
૯ સદુથળા
૧૦ મગરોડા
૧૧ ખદલપુર
૧૨ ચલોટા
૧૩ અલીઆસણકાજી
૧૪ છોગાળા ઘાઘરેટ
૧૫ પેપળદર
૧૬ રંગપુર
૧૭ માલવું
૧૮ કમાલપુર

૧૯ ગુદરાણુ
૨૦ હાજીપુર
૨૧ કુદેડા
૨૨ સુંદરપુર
૨૩ તેસાવા
૨૪ દેરીઉ
૨૫ ગઢડા
૨૬ માંકરોડા (સોજા, તળે છે)
૨૭ મુવાડા
૨૮ પેંડારડા
૨૯ ગોદમા
૩૦ પેઢામલી
૩૧ વરસોડા
૩૨ માણુસા
૩૩ વલાસણુ
૩૪ મોરાદપુર
૩૫ રહેમતપુર
૩૬ ખાનપુર
૩૭ સોમસણુ
૩૮ અંગોરીઆ
૩૯ દુગાવ
૪૦ હેતવા
૪૧ ચાંગોદ
૪૨ કોલવડા
૪૩ માથલી ઉર્ફે ગુંછલી
૪૪ મલાવ
૪૫ મોરવાડ
૪૬ ભાલક
૪૭ કલભા ઉર્ફે રાજપુર
૪૮ મહુડી
૪૯ વીહાર
૫૦ ઉભખળ
૫૧ તાતોસણુ
૫૨ જંત્રાલ
૫૩ ઇયાસર
૫૪ રંગપુર મહેવાશી
૫૫ રણુશીપુર
૫૬ વેડા તલપદવાંટો
૫૭ લોદરા
૫૮ મંડાલીખરોડ
૫૯ કડા
૬૦ મંડાલીવીહાર
૬૧ કુવાદરા
૬૨ ખરોડ
૬૩ રાલીસણા
૬૪ ચડાસણુ
૬૫ ત્રાંસવાડ
૬૬ કોટ, રામપુર કોટ ઉર્ફે
એડીયાદ રામપુર ઉર્ફે
એસુની
૬૭ ઇભરામપુર
૬૮ વેરાવાસણુ
૬૯ દગાવાડીયા
૭૦ રીદરોલ
૭૧ ગુંજાતળ પદવાંટો
૭૨ સુરખા
૭૩ કેલીસણા
૭૪ લાડોલ
૭૫ અલીઆસણુ મેવા
૭૬ ફીયાદર

૭૭ આગલોદ (૧) મોટાવાસ
(૨) નાનાવાસ
૭૮ ધાંદુ
૭૯ પીલવાઈ
૮૦ ટીટોદણ.
૮૧ કુવાદરા
૮૨ પાલડીરૂંજા
૮૩ ધુનાઢ
૮૪ વડાસણ
૮૫ પાલડી શહોડ
૮૬ દેવડા
૮૭ પાલડીવ્યાસ
૮૮ લાકરોડા
૮૯ ગેરીતા
૯૦ ઉદાઈ
૯૧ બીલીયા
૯૨ બામણવા
૯૩ ખડાત
૯૪ અંબાસણ
૯૫ અનોડીયા
૯૬ સોજા
૯૭ જવાડા
૯૮ પામોલ.
૯૯ ગોઝારીઆ
૧૦૦ કુકરવાડા
૧૦૧ માલોસણ
૧૦૨ ખતુંસા
૧૦૩ કોટડી
૧૦૪ પિલવા
૧૦૫ ગણેશપુર
૧૦૬ દેવપુર
૧૦૭ કાંસા
૧૦૮ સરદારપુર ઉર્ફે કુતેસડ
૧૦૯ ચાંદપુર
૧૧૦ પુંધરા
૧૧૧ રણાસણ
૧૧૨ કસ્બાવાડા
૧૧૩ કસ્બેઉલામા.

સંવત ૧૭૩૨ ની સાલમાં દીલ્હીની ગાદી ઉપર આલમગીર પાદશાહ હતા, તેઓ વોહરા હસનમહમદ ઉપર મહેરબાન થઈને તેને વીસનગર જાગીરી કરી આપી. તે વખતે પ્રગણું વીસનગરનાં ગામ દસ પ્રમાણે વીસનગર તાલુકે આવ્યાં તેની વીગત:—

૧ ગોઠવા
૧ કુવાસણા
૧ લાછડી
૧ ઠાકોરવાડા
૧ કમાણા
૧ સુદ્રી
૧ સવાલા
૧ દેણપ
૧ ભાલક
૧ કાન્ટેડા
૧૦

# મૈત્રક–મિહિર–મ્હેર.

પોરબંદરના મેર જાતના રાણા છે.

ઈ. સ. ૫૦૯–૫૨૦ મેર લોકોએ કાઠિયાવાડ પર રાજ્ય થાપેલું હોવું જોઈએ.

કાઠિયાવાડના ઉત્તર પ્રદેશ ભૂમલીમાં જેકદેવ નામનો મોટો સ્વતંત્ર પ્રખ્યાત મિહિર રાજા જેકદેવ થયો. ઈ. સ. ૭૩૮માં હયાત હતો.

ઇ. સ. ૮૬૭નું રાષ્ટ્રકૂટ ધ્રુવનું તામ્રપત્ર નીકળ્યું છે તેનીપર એક બળવાન્ મિહિર રાજાએ ચઢાઈ કરી હતી. મિહિરોએ ધૂમલી વસાવ્યું. ભૂમલીના જેઠવાઓની ઘણી દંત કથાઓ છે.

જાચિકના તામ્ર લેખમાં મકરનું ચિહ્ન છે. જાચિકનો તામ્રલેખ વિ. સં. ૫૮૫ ની સાલનો છે.

ધોળકેથી ધંધુકા જવાના રસ્તાપર હદ્દાલા ગામ છે ત્યાંથી નીકળેલા તામ્રપટમાં ઈ. સ. ૯૧૭માં વઢવાણમાં ધરણી વરાહ નામનો ચાપવંશનો રાજા રાજ્ય કરતો હતો. તે મહીપાલનો ખંડીઓ રાજા હતો—

